श्री ज्ञान शक्ति जी

श्री गोपालदास भाई जी

रचित

# श्री तृतीय तरंग ग्रंथ

गुजराती भाषा मां

इ-एडीसन

शैलेषभाई परीख

# ગુજરાતથી શ્રીજી પધાર્યા ઉપરાંત શ્રી ગોકુલની લીલા

તૃતીય તરંગ

## –માંગલ્ય–૧–પહેલુ–

રાગ : શ્રીમુખઆયુષ દીધુજી

શ્રી મહારાજ રાજેશ્વર ભુપજી ॥ શ્રી વિઠલેશ કુમાર અનુપજી ।૧। વૃજ મંડળનો જે આધારજી ॥ વૃજ આનંદ વિવર્ધન સારજી ।૨। શ્રી વલ્લભ જગ વલ્લભ નામજી ॥ વલ્લભનો અતિ વલ્લભ સુખ ધામજી ।૩। વનિતા નયન ઉત્સવ ભકત આભરણજી ॥ માનીની સર હંસ શુભ કર્ણજી ।૪। અખિલ કામ પુરક નિત્ય કામીજી ॥ અતિસય કોટી કામ અભિરામીજી ।૫। સુંદરી નેત્ર કમલ અતિ લોલજી ॥ અદભુત કટાક્ષ વૃંદ કલ્લોલજી ।૬। એહવું પ્રમુદિત અંગ પ્રસન્નજી ॥ કાંતા નેત્ર કમલ જીવનજી ।૭। તે કેસરસું પુજીત સર્વાંગજી ॥ ભર્યું અનુરાગે સાંગો પાંગજી ।૮। પ્રેમનો પુંજ પ્રેમનું શરણજી ॥ પુષ્ટ રસ મારગ પ્રગટી કર્ણજી ।૯। રસ માર્ગ રક્ષક મહા ભોગીજી ॥ ક્રીડા રસ સ્વાદે રતિ સંયોગીજી ।૧૦। નાગરી નીપુણ દે નાયક દાનજી ॥ સહજ ઉદાર એ લક્ષણ વાનજી ।૧૧। મહોદાર મહા ફલદાતા એહજી ॥ વચનાતીત પરાતત્પર એહજી ।૧૨। અંતરંગ ગુઢ ગોપ્ય દાન કર્ણજી ॥ સામર્થ્યનું એ વિરદ દુઃખ હરણજી ।૧૩। સ્મર કેલ્યરતિ સુખનું સુખ ધામજી ॥ કેવલ રસોમય પુરણ કામજી ૧૪ કોટી સુધાસિંધુ લાવણ્ય લેહેરી તરંગજી ॥ રસે ઉછલીત જેહેનું શ્રીઅંગજી ।૧૫। શૃંગાર સાર રસ સિંધુ અનુપજી ॥ અતિ રસ રમણીય સુખદ સ્વરૂપજી ।૧૬। અગમ્ય અગોચર અહર્નિસ જેહજી ॥ સ્વચ્છંદ સ્વતંત્ર ઇચ્છાચારી જેહજી ।૧૭। લોક્ત્ત આસય ભકતાધીનજી ॥ એહવો મહાપ્રભુ પરમ નવીનજી ।૧૮। જેણે ભુતલમાં ઇચ્છા એહજ ધરીજી ॥ પરમ પુષ્ટિ માર્ગ હીત ધરીજી ।૧૯। સ્વકીય જગત અને જીવને અર્થજી ॥ પોતાનું પોતે અતિ સામર્થજી ।૨૦। સર્વોપર પ્રબલ અતુલ ઉત્કર્ષજી ॥ પ્રાગટય પ્રગટ કરી મહા સરસજી ।૨૧। નેત્ર તે સર્વ સ્વકીય જગતનાજી ॥ શીતલ કીધાં એ ભકતનાજી ।૨૨। અને મારા નેત્ર તે શીતલ કરીજી ॥ અતિ આરત જુત આરતે ભરીજી ।૨૩। શીતલ કરી સીંચન કરે હૃદયજી ॥ એહવો ભકત ભાગ્ય ફલોદયજી ।૨૪। એ ભાવ દાયક પ્રભુના ચરણજી ॥ મહા ફલ દાયક આરત હરણજી ।૨૫। એહને વંદી ઉલટ ભરીજી ॥ ચરણે કૃપા સામર્થે કરીજી ।૨૬। અને મહા મહેદ ભકત છે સ્વકીયજી ॥ એહની પદરજ સાહે બલ થકીજી ।૨૭। ઉત્સાહ ભર આનંદીત થઇજી ॥ નિજ સુબુધ્ધ અનુસારે લઇજી ।૨૮। એહવું કહયું કાંઇ વિસ્તારીજી ॥ જે લીલા કરે છે નિત્ય વિહારીજી ।૨૯। શ્રી ગોકુલ મધ્ય લીલા મધ્યવર્તીજી ॥ પુરણ રસ પ્રગટ કરી નિત્ય પ્રતિજી ।૩૦। લીલા કરે છે શ્રી મહારાજજી ॥ સુખભર સ્વકીય ભકતને કાજજી ।૩૧। તે આગલ એ ત્રીજે તરગંજી ॥ શ્રીગોકુલેશમણી અતિ રસ રંગેજી ।૩૨। મંગલ વર મંગલ મઇ લીલાજી ॥ કરે તે આનંદ ભર રસીલાજી ।૩૩। તે કાંઇ છાયા માત્રે જેહજી ॥ સુચન કરીને સુચવું તેહજી ।૩૪। ત્યાં પ્રથમે પધાર્યા જે ગુજરાતજી ॥ તેહના

પુર્વ પ્રસંગની વાતજી ।૩૫। તે કાંઇ કહું છું સુચન કરીનેજી ।। જે પ્રભુ પાચોધાર્યા ગુજરાતથી ફરીનેજી ।૩૬। શ્રી ગોકુલ મધ્ય લીલા કરેજી ।। પરમ પ્રસન્નસુ અતિ રસ ભરેજી ।૩૭। પ્રિત કરી ગુજરાત પધાર્યાજી ।। આહવે અર્થે અભિપ્રાય સિધાર્યાજી ।૩૮। એ શ્રી ગોકુલ નાયક સારજી ।। અખિલ રસનો એ આધારજી ।૩૯। તે પુર્વ પ્રસંગની પેરજી ।। જે આણી રીતે ઉલટ સેરજી ।૪૦। પુરણુ રસોમય સર્વ રસ રૂપજી ।। અમિત અમોઘ વીરજવાન અનુપજી ।૪૧। કામ પુરક રસ ઉછવ કરતાંજી ।। કંદર્પ દર્પાચલ વર્ધન ભરતાજી ।૪૨। પ્રભુ વિઠલેશ કુમારે રસ નાતેજી ।। સંપુર્ણ મહા ભાગ્યવતી ગુજરાતેજી ।૪૩। દેશ પ્રદેશ અવાંતર દેશેજી ।। ગામ ગામે ઠામ ઠામે સુવેસેજી ।૪૪। ત્યાં પાચોધાર્યા પોતે રાજજી ।। ઉભય મનોરથ પુરવા કાજજી ।૪૫। એહના મનોરથ પુર્યા માંહજી ।। પોતાના પુર્ણ થયા છે ત્યાંહજી ।૪૬। એણે અભિપ્રાય તે સુદેશજી ।। પોતે પાચોધાર્યા પ્રાણેશજી ।૪૭। પધારીને પરમ વરી જે સૃષ્ટીજી ।। તેહને કર્યું દાન રહિત અવસીષ્ટજી ।૪૮। દાન અપેક્ષા ઉભય સંયોગજી ।। દાતા ઉભય ને આવે ભોગજી ।૪૯। દાનનું ફલ હોએ દાતાની સીધ્ધજી ।। પ્રગટ પ્રમાણે છે એહ પ્રસિધ્ધજી ।૫૦। એહ સૃષ્ટી પ્રગટયાનો જે પ્રકારજી ।। તે કાંઈ એક કરીને વિસ્તારજી ।૫૧। તેહનું કહું છું પ્રગટ સ્વરૂપજી ।। જે સ્વસિધ્ધાંત પ્રમાણે અનુપજી ।૫૨। મહા ભાગ્યરાસ સ્વઅંગ રૂપ જેહજી ।। અંતરંગ શ્રીઅંગ પ્રગટિત તેહજી ।૫૩। એક સૃષ્ટી શ્રીઅંગથી સારજી ।। સ્વતઃ પ્રગટ થઇ કરી વિચારજી ।૫૪। ને એક પોતે પ્રગટ કરીજી ।। અતિ આનંદે મહારસ ભરીજી ।૫૫। અને એક સૃષ્ટિ તે એહવી જેહજી ।। જયારે નિત્ય પ્રભુને રસમાંહાંથી એહજી ।૫૬। નૌતન રસની ઇચ્છા થઇજી ।। અંગથી પ્રગટ કરી રસ મઇજી ।૫૭। વિલક્ષણ સ્વાદની ઇચ્છા કરીજી ।। ત્યારે સહુ સિધ્ધ થઈ ચિત ધરીજી ।૫૮। સ્વાથીં સ્વ સુખાર્થ સૃષ્ટિ એહજી ।। પ્રગટ કરી છે કરી અતિ નેહજી ।૫૯। તેહને સ્વતઃથી સ્વરૂપાનંદજી ।। મહાદાન કર્યું તે આનંદ કંદજી ।૬૦। મનોરથે ને મનોરથ રહિતજી ।। વણ સમય ને વલી સમય સહીતજી ।૬૧। ભાવ પરત્વે ભાવ સમાનજી ।। ભાવ વિના પણ કીધું દાનજી ।૬૨। ઉદારરાય એમ દાન કરીયજી ।। ભાગ્યવાન સૃષ્ટિ એમ મહારસે ભરીજી ।૬૩। ભરી તેહોના રસમાં મન પાગીજી ।। રસે પુરીત થઇને અતિ અનુરાગીજી ।૬૪। પછે સવંત ૧૬૪૮ જી ।। વૈશાખ સુદી બ્દીતિયા શુભ દિવસેજી ।૬૫। શ્રી પ્રાણપતિ ચિત હર્ણજી ।। પરમ પ્રિય પ્રણય રસ ભરણજી ।૬૬। અનેક અલૌકીક સહિત સમાજજી ।। શ્રી ગોકુલ પાચોધાર્યા રાજજી ।૬૭। પછે ગુજરાત થકી પધારીજી ।। અનુભવ રસ ઉરમાં વિચારીજી ।૬૮। પત્ર લખે છે પ્રેમે કરીજી ।। તે કહું છું કાઇ એક ચિત ધરીજી ।૬૯। રસવસ થકી તે અતિ ઉત્સાહેજી ।। વિરહ વિકલ વ્યાકુલતાએજી ।૭૦। મહા રસપાત્ર ને રસે રસમઇજી ।। વિચિત્ર વરેસ રસાવેસ થઇજી ।૭૧। ગુજરાત પરમ પનોતી

Scanned by TapScanner

સૃષ્ટિજી ॥ તેહના નામ પુર્વક થઈ રસ વૃષ્ટિજી ।૭૨। ગામ ગામને ઠામઠામ ॥ પૃથક પૃથકના લેઈ લેઈ નામજી ।૭૩। માલા પ્રસાદ વસ્ત્ર લેઈ માનજી ॥ પવિત્રા સહિત કરી સમાધાનજી ।૭૪। શ્રી હસ્તે કરી કૃપાપત્રજી ॥ આરત ઉપજાવતા સર્વત્રજી ।૭૫। નિત્ય નોતન આનંદ પ્રગટાવેજી ॥ એવા પત્ર ભકતને લખી પઠાવેજી ।૭૬। રસભકતના પત્ર પણ જયુત ભાવેજી ॥ આવસ્તા સહિત ઠામઠામથી આવેજી ।૭૭। આસય અભિપ્રાય એમ સહિતજી ॥ દૈન્ય પુર્વક ગર્વે તે રહીતજી ।૭૮। અંતરંગ એતન માર્ગી જે ભકતજી ॥ વિનતી પત્ર લખે છે અનુકરતજી ।૭૯। તે મધ્યે ગુજરાતનું મુખ્ય ગામજી ॥ રાજગર છે તેહનું નામજી ।૮૦। તે રાજનગરથી વિઠલદાસજી ॥ લખીબાઈએ મનમાં ધરી આસજી ।૮૧। વિનતીનું પત્ર લખ્યું છે એકજી ॥ તેહનો ઉતર કહીએ વિવેકજી ।૮૨। શ્રીજીએ શ્રી હસ્તથી લખ્યું છે જેહજી ॥ ઉભય પ્રકાર લખું છે તેહજી ।૮૩। પહેલું ત્યથી વિનંતીનું પત્ર આવ્યુંજી ॥ તે લખીએ છે પ્રભુ મન ભાવ્યુંજી ।૮૪। તે જે લખીએ કર ગ્રહીય તે જયારેજી ॥ લખવાનો ઉદ્દેસ કીધો ત્યારેજી ।૮૫। પ્રભુ સ્વરૂપ રસની ગુણ રસનીજી ॥ અતિ અગાધિતા સ્ફુરી રસવસનીજી ।૮૬। તેથી અંતઃકરણે ઉપનું અનુપજી ॥ પ્રભુનું અનિરવચની તે સ્વરૂપજી ।૮૭। સર્વોપરતર મધુર માધુર રૂપજી ॥ વચન વિસે વર્તી સ્વરૂપ રસ રૂપજી ।૮૮। એ સ્વરૂપ ઉત્કર્ષ મધુર મહા સારજી ॥ અતિરિકત કરવાને ઉચ્ચારજી ।૮૯। વાણી અતિ અશકય નહીં શકયજી ॥ સ્વરૂપ સબંધી પદાર્થ જાવદેકયજી ।૯૦। વસ્તુને મધુરતા માત્ર કહેવાયજી ॥ પણ બીજું કાંઈ સાધ્યુ ન જાયજી ।૯૧। પછે એહોને તે શું કહીએજી ॥ વિનંતી પત્ર લખીએ શું કહીનેજી ।૯૨। તે પછે પ્રભુના અંતરંગ જાણીજી ॥ હરિવંસજીને ચિતમાહાં આણીજી ।૯૩। પ્રભુને પ્રાણપતિ કરીને ત્યાંહાંજી ॥ વિનંતીનું પત્ર લખ્યું તે માંહાંજી ।૯૪। પોતાના આસય અભિપ્રાય જુકતજી ॥ એક દુહો લખ્યો કહીને ઉકતજી ।૯૫। ગુંસાંઈ તુમજુ એકડો જેહજી ॥ મુજે એ તું અલક્ષ છે એહજી ।૯૬। બપીપડો પીયુ પીયુ કરે પુકારજી ॥ મેહ ન જાણે દુઃખ લગારજી ।૯૭। હરીવંશજીએ પ્રભુને એકાંતજી ॥ આપ્યું પત્ર અને થઈ શાંતજી ।૯૮। વાંચીને વિનંતી ઉર ધારીજી ॥ એ પાછલ દુહો લખ્યો સુધારીજી ।૯૯। અને નીર્વાહ અંગીકારજી ॥ ગુણ ગ્રાહક સઘ અનુગ્રહ સારજી ।૧૦૦। સબંધ પાલકે પત્ર પોતાની ત્યાંહાંજી ॥ પોથી પાઠ કર્યાની જયાંહાંજી ।૧। સર્વદા રાખ્યું રૂડી રીતેજી ॥ જાણી એહોના મનની પ્રિતેજી ।૨। વલતું પોતે અહીંથી હિત ભેરજી ॥ કૃપાપત્ર પઠવ્યું એણી પેરજી ।૩। દુહાનો ઉતર દુહે કરીયજી ॥ લખી આપ્યો તે પ્રેમ ભરીજી ।૪। જિનકી તે મહુરતા મલીયજી ॥ જે ચીત ચઢયા મન રલીયજી ।૫। ચિત મોહત ગયંદ યો એહજી ॥ વોહોર ન ઉતર્યા ફરી તેહજી ।૬। અને સબંધ પરત્વે કો વલીજી ॥ પ્રભુને સાક્ષાત લખે પણ હીત ભરીયજી ।૭। તેહોના તેણે પ્રકારે ઉતરજી ॥ પત્રમાં લખે છે અતિ

હીત ભરજી ।૮। તે આગલ નિત્ય ચરીત્ર પ્રકારજી ॥ તે લીલામાં કહીસ વિસ્તારજી ।૯। એણે પ્રકારે સર્વત્રથી આવેજી ॥ સર્વત્ર લખે છે જે મન ભાવેજી ।૧૦। હવે પાચોધાર્યા ઉપરાંત વિવેકજી ॥ ગુઢ આસય જયુત કારણ અનેકજી ।૧૧। પરદેશ પધાર્યાનો કીધો નેમજી ॥ શ્રીમુખ થકી બોલ્યા એમજી ।૧૨। અબકે આજ પાછે તે અબ હુજી ॥ પે પરદેશ ન કરૂંગો કબહુંજી ।૧૩। એ નેમ કર્યાનો આસય અભિપ્રાયજી ॥ દુર્ગમ દુર્બોધક તે પ્રિછયો ન જાયજી ।૧૫। જ્ઞાત ગમ્ય નહીં એમ લહેવાયજી ॥ બુધ્ધ પ્રબોધ કહયો નહીં જાયજી ।૧૫। વલતાં વૈશ્નવના વિચાર્યા સિદ્ધાંતજી ॥ તે પ્રથમ કહું છું તેણી ભાંતજી ।૧૬। મેહેરે જે પુરૂષોતમ દાસજી ॥ ભકત સમાજે બેસી પાસજી ।૧૭। વલતાં તે સમય એમજી ॥ પ્રભુએ પરદેશકા લીયા નેમજી ।૧૮। સો અભિપ્રાય તુમ કછુ જાણ્યોજી ॥ નહીંતર મેં કછું કહુ મનમેં આણોજી ।૧૯। જો પધારે સર્વત્ર એ સ્વરૂપજી ॥ વિશ્વ મોહક ઇનકે રૂપજી ।૨૦। ઈનિકો દેખકે સબ ઈહાં આવેજી ॥ ઉનકું પા વિન કછ ન ભાવેજી ।૧૨। તબ બાલક ઔરનકો એસેજી॥ નિર્વાહ હોવે કહો કેસેજી ।૨૨। ઉનકું તો કોઉ ન માને લેશજી॥ તાતે પ્રભુ કરત નહીં પરદેશજી ।૨૩। એસે તોએ પહેલે ઉહાં જાવેજી॥ જાયકે કવસે ફરીકે આવેજી ।૨૪। તા પાછે ઉનકી કાન પડે આગેજી॥ ઓ ઉહાં અહંકારસું લાગેજી ।૨૫। તેમાંહાં મજલસી વૈશ્નવ એહજી ॥ તેણે ત્યાંહાં કહયો અભિપ્રાય એહજી ।૨૬। અને કો એક ભગવદી તો એહવુંજી ॥ કહે છે જેમ સમજાએ તેહવુંજી ।૨૭। ભકત વાકય પરીપાલક એ ધણીજી ॥ પ્રાર્થના વડા માધવદાસ તણીજી ।૨૮। તે તેમને શ્રી પાર્વતી પતિ કહીએજી ॥ તો શ્રી ગોકુલમાં રહીએજી ।૨૯। તે પ્રમાણ કરવા નેમ લીધોજી ॥ કેણે એ સમંત નિશ્ચે કીધોજી ।૩૦। એમ આપાપણી બુધ્ધિ અનુસારેજી॥ સર્વકો કહે ભીન્ન ભીન્ન પ્રકારેજી ।૩૧। અહીં એક સંદેહ ઉપજે છે અત્યજી ॥ પ્રાર્થના પ્રમાણ કરી તે તો સત્યજી ।૩૨। પણ જે દેશ મધ્ય પાચોધારીજી ॥ બહુ વિધિ રસલીલા વિસ્તારજી ।૩૩। અતિસય સુખનો અનુભવ કીધોજી ॥ ત્યાંહાંથી ઉભય મનોરથ સિધોજી ।૩૪। જયાંહાંનુ ગમન આપ સુસકાઈજી ॥ સુસકની સુસકનીએ તે સહરાઇજી ।૩૫। પ્રસન્ન થઈ કહયું બહુ વારેજી ॥ સહરાઇ સહરાઈને પ્રાણ આધારજી ।૩૬। ને ચતુર્વિધી અવસ્થા યુત સ્નેહજી ॥ એહવા સ્નેહની પરાકાષ્ટાનો દુહો જેહજી ।૩૭। લખ્યો છે પ્રમુદિત થઈ પ્રેમે કરીજી ॥ અતિસય આરત ભાવે ભરીજી ।૩૮। જીતે કીતે મહુરતે જો ચિત ચઢીયાજી ॥ જો ચિત મહોત ગયંદ ન ઉતર્યાજી ।૩૯। જે દેશની વાનગી એહવી પ્રગટ કરેજી ॥ ત્યાં પધાર્યાનો નેમ કેમ કરેજી ।૪૦। એહનું કારણ સું છે વિચારેજી ॥ એક તો એમ સંભવે છે જ્યારેજી ।૪૧। પ્રાણજીવન પ્રભુ ગુજરાતેજી ॥ મેઘવત રસવૃષ્ટિ કરી બહુ ભાંતજી ।૪૨। સકલ જગત સંતર્પ કરીજી ॥ ગુજરાતથી પધાર્યા ફરીજી ।૪૩। પછે ત્યાંથી સ્વરૂપરસે ગીધુજી ॥ તેહ સૃષ્ટિએ આહાં આગમન કીધુજી ।૪૪। આગમ રસ ફરી ગમના ગમનજી ॥ તે રસ અતિસય

સુખસું ભવનજી ૧૪૫। વર્ધન મોહ વિલક્ષણ સ્વાદજી ॥ આનંદ કર્તા એ રસ આદજી ૧૪૬।
ઉલ્લસી સંતુષ્ઠ રહે રસ નિધ્યજી ॥ પણ એણે પરદેશે ગુજરાત મધ્યેજી ૧૪૭। અતિ અદભુત
અસાધારણ રસનોજી ॥ સુખ અનુભવ કીધો તે દિવસનોજી ૧૪૮। તે અનુભવની સુરતિ તણી
તાણયજી ॥ એ દેશ વિદેશે પડી મનને વાણયજી ૧૪૯। જે સર્વાત્મના આકર્ષને તાણેજી ॥
એ રસ નયને ઉરમાં આણેજી ૧૫૦। અનુભવ સુરતીની ખેંચે કરીજી ॥ રહયું જાએ નહીં
ધીરજ ધરીજી ૧૫૧। તે પછે સર્વાત્મના પ્રકારજી ॥ વ્રજ સ્થિતિ લીલાનો વિચારજી ૧૫૨।
ગુજરાત ગમન લીલાનો કર્યો નેમજી ॥ શા માટે જે નેમ વિના રહેવાયજી કેમજી ૧૫૩। નેમ
વિના રહયું જાય નહીંજી ॥ એહવું મનમાં ઉપજે છે અહીંજી ૧૫૪। પણ એ નિશ્ચે નોહે
વાતજી ॥ રસને વિસે તો કોઉ ભાંત્યજી ૧૫૫। મર્યાદા રહે નહીં નેમ શાં લેખેજી ॥ એ રસ
શુદ્ધ છે કોણ વિસેખેજી ૧૫૬। માટે અનુગ્રહ બલથી નિશુદ્ધ જેહજી ॥ બાવેક ભરનો એક
આસય એહજી ૧૫૭। અંતઃકરણ ઉપજ્યો તે કહું ચિત ધરીનેજી ॥ એહોને આગમને રસે
કરીનેજી ૧૫૮। અન્ય દેશનો નેમ કર્યો જેહજી ॥ મુખ્ય રસનો તો ચાહ છે તેહજી ૧૫૯।
ઉપયોગી સૃષ્ટિ તો અનંતેક આવેજી ॥ તો પછે એ રસને મુકી શું બાવેજી ૧૬૦। બીજો કોણ
એ ભાગ્યવાન દેશજી ॥ જેહનું આગમ પરમ વરેસજી ૧૬૧। એ રસ મધ્યે રસાભાસ કરીનેજી ॥
બીજે દેશ પધારે કેમ ચિત ધરીનેજી ૧૬૨। માટે નેમ કીધો છે તે માંહાંજી ॥ એહવા
અવાંતર કારણ છે એ માંહાંજી ॥ હવે ભકતનું રસ આગમનજી ॥ તેહ પ્રકાર કહું કરીને
મનજી ૧૬૪। ત્યાં પ્રથમે કહું અતિ અનુપજી ॥ પ્રભુનું સર્વોત્કર્ષ સ્વરૂપજી ૧૬૫। એ ગુણ
સ્વરૂપ સંબંધ પ્રભાવેજી ॥ ભકત આકરપીયા સહુકો આવેજી ૧૬૬। એ આકર્ષણનો જે
પ્રકારજી ॥ લીલા વિષ્ટિ સ્વરૂપ તે કહું શ્રી વિસ્તારજી ૧૬૭। જે શ્રી વલ્લભ રસનો
નિધાનજી ॥ નિત્ય લીલા એ વિનોદ વાનજી ૧૬૮। સકલ પરી પુર્ણ મંગલ ગુણ એહજી ॥
એહવે અગણ ગુણે વેષ્ટિત જેહજી ૧૬૯। ભકત ભુપણ અનંત સુખ દાતાજી ॥ ભકતે ભુવિત
રસે માતાજી ૧૭૦। અખિલ આશપુરક એ પ્રભુ જેહજી ॥ સર્વ ભકત નિરોધાત્મીક એહજી
૧૭૧। અંતઃકરણ આકર્ષણ અતિ રસ ભરણજી ॥ નિરોધી સ્વ આશકત પ્રગટી કરણજી ૧૭૨।
પ્રપચ વિસ્મારક સર્વ રસ રૂપજી ॥ એહવો શ્રી ગોકુલ કેરો ભુપજી ૧૭૩। શ્રી ગોકુલ મધ્યે
અતિ રસ સાધ્યજી ॥ અવઢીન આનંદ મઇ અગાધજી ૧૭૪। શૃંગાર સર્વ શિરોમણીજી ॥
લોકોતર રસમાં સણીયજી ૧૭૫। મહા પુષ્ટ પુષ્ટ પરમ ફલ રૂપજી ॥ રહસ્ય લીલા કરે પરમ
અનુપજી ૧૭૬। હવે જ્યાંહાં પ્રભુ એવી લીલા કરે છેજી ॥ અનેક ભાંતિ ત્યાં પ્રેમે ભરે છેજી ૧૭૭।
ત્યાં આવે છે સૃષ્ટિ અનેકજી ॥ તેહનો કહુ મુલ પ્રકાર વિવેકજી ૧૭૮। કોણ સૃષ્ટિ આવે
છે કેહેવીજી ॥ કોણ સમયની કોણ ભાંત્યની જેહવીજી ૧૭૯। કહેવી સૃષ્ટિ કોણ એહનો
કર્તાજી ॥ કોણ પોષક પાલક રસભર્તાજી ૧૮૦। તે કાંઈ એક કરી કહું વિસ્તારજી ॥

સૃષ્ટિનું રૂપ ને પ્રગટ પ્રકારજી ।૮૧। તે પ્રભુ પરાયણ મહા વિચિત્ર એ સૃષ્ટિજી ॥ સહેજ ભોગી ભાવે મિષ્ટજી ।૮૨। અનેક લીલા રસ ઉપયોગનીજી ॥ તે ગીણનાએ જાએ ના ગીણીજી ।૮૩। તે ગુજરાતે આવ્યા અનુસારજી ॥ પ્રથમ પ્રગટ થઇ છે તેણી વારેજી ।૮૪। જ્યારે પ્રાગટયનો કીધો વિચારજી ॥ ત્યારે પોતે પ્રગટાવી તેણીવારેજી ।૮૫। જેજે સૃષ્ટિ જેણે જેણે અંગજી ॥ પ્રગટ થઇ છે મહા રસ અંગજી ।૮૬। તે તે મનોરથ જુત પ્રમેયે નીરાધીજી ॥ તે તે અંગ ઉપયોગ ને સ્વબોધીજી ।૮૭। બહુ શરણાગતે આવે જેહજી ॥ પ્રથમે કર્તા કહું તેહનો તેહજી ।૮૮। ઇશ્વર સર્વના કર્તા આધારજી ॥ ને સર્વના ઉપજાવન હારજી ।૮૯। સર્વ કરે ને સર્વ ઉપજાવેજી ॥ રસ અપેક્ષીત ઉભય ઉર ભાવેજી ।૯૦। તે સ્વ સુખાર્થં જે સૃષ્ટિ પહેલીજી ॥ પ્રગટ કરી છે પોતે વહેલીજી ।૯૧। જે મહેદ અંગીકૃત સામગ્રી સીધજી ॥ અને જેહને પોતે સંગે લીધીજી ।૯૨। જે લઇ પ્રગટયા પોતે સંગજી ॥ અંગીકૃત અતિ રસ રંગજી ।૯૩। મહેદ અંગીકૃત સ્વ અંગીકૃત સૃષ્ટિજી ॥ એ બેહુ સિદ્ધ સિદ્ધ રૂપા સૃષ્ટિજી ।૯૪। અખિલ ગુજરાતે જેહને કાજજી ॥ પ્રેમાભિસરણે પધારીને રાજજી ।૯૫। જેહને જેહને સ્વરૂપાનંદ મહાદાનજી ॥ કર્યું તે મહા ભાગ્યવાનજી ।૯૬। જેણે ગામ વસ્યા જેણે દીઠા એકવારજી ॥ જેણે નામે સાંભલ્યા પ્રાણઆધારજી ।૯૭। તેને લાગ્યો પરંપરા એનો વિચારજી ॥ તે સનમુખ થયા તેણી વારજી ।૯૮। એ પરંપરાઓને વયારે ખેંચી લીધાજી ॥ તે સહુ સ્વરૂપ વિષે આવી ગીધાજી ।૯૯। આનંદ રસ સમુદ્રે આવી મલેજી ॥ જે બડભાગી તે એમ ભલેજી ।૨૦૦। આરત સમુદ્રને પુરે કરીયજી ॥ અનુગ્રહ સમુદ્ર સંગમ જુત ભરીયજી ।૧। અનુગ્રહ દાન તણે અનુકર્ણજી ॥ એ ભાગ્યવાન તણા આચરણજી ।૨। કૃત્ય કારણ મઇ ભાવ પ્રકારજી ॥ તે કાંઇ એક કહું વિસ્તારજી ।૩। પોતે વરીયા વરી ચિત હર્યાજી ॥ અતિ રસભરી સર્વોપર કર્યાજી ।૪। હૃદયમાં ધરીયા રસસું ઢરીયાજી ॥ જોબન માદક મદસું ભરીયાજી ।૫। કાજ સરીયા અંતરાય ટરીયાજી ॥ જ્યાં પ્રભુ ત્યાં સંગે પરવરીયાજી ।૬। મહા રસીક વરના રસ પાત્રજી ॥ એહોને આધીન થયા સુખ માત્રજી ।૭। જે ભાગ્યે ભર્યા રસમાં વરીયાજી ॥ મુખારવિંદ મકરંદે ઢરીયાજી ।૮। લોક મીત કુલ ધર્મ ન કરીયાજી ॥ પાદમુલ એ સુખ પથથી ન ફરીયાજી ।૯। રૂપે રૂદા રસમાં ખુડા રસ લાવ્યાજી ॥ રસ ફાવ્યા પ્રિયને મન ભાવ્યાજી ।૧૦। દ્વિદલરસાત્મીક પ્રેમે પુરાજી ॥ સ્વરૂપાનું ભવિન ભાવે સુરાજી ।૧૧। રહસ્ય નીગુઢ રસે ઘણું પાગ્યાજી ॥ મોદે ભર્યા અતિસય અનુરાગ્યાજી ।૧૨। રૂપામૃત લાલ સાથે લાગ્યાજી ॥ મહા ભાગ્યવાન સમય તે જાગ્યાજી ।૧૩। સૌભાગ્ય મદ સોહાગે સોહાગ્યાજી ॥ સુખદાઇ પ્રભુના મન ભાવ્યાજી ।૧૪। સ્નેહે સણ્યા વ્હાલે જાણ્યાજી ॥ પ્રેમે પ્રમાણ્યા ઉપયોગ આણ્યાજી ।૧૫। પ્રેમે પરવર્યા કામે વરખ્યાજી ॥ અતિ આનંદે હરખે હરખ્યાજી ।૧૬। એહવા ચતુર્વિધ અવસ્તા સહિતજી ॥ ભાવ ઉત્સાહ વિધોગત રહીતજી ।૧૭।

અનેક ભકતના આવે સમાજજી ॥ કરી ભાવે ભર નવનવ સાજજી ॥૧૮॥ તે આવ્યાનો કહું પ્રકારજી॥ સંક્ષેપમાં કાંઇ એક વિસ્તારજી ।૧૯। કો કેવલ નિરાવર્ણ સ્વરૂપજી ॥ તેહની માધુર્યતા માહાં અનુપજી ।૨૦। તેણે આવે છે કો એંચ્યાજી ॥ કો ધર્માદિક આવે એંચ્યાજી ।૨૧। કો કર્મ કો મર્મે એંચ્યા આવેજી ॥ કો રૂપે એંચ્યા ઘણું ભાવેજી ।૨૨। કો ગુણે એંચ્યા કો એંચ્યા વચણેજી ॥ કો એંચ્યા તે સ્રયન કરી કરી નયણેજી ।૨૩। કો એંચ્યા આરત કરી કામજી ॥ કો એંચ્યા જગત ઉદ્દીત નામજી ।૨૪। કો જસે એંચ્યા કો રસ માંહાજી ॥ કો ભાવે એંચ્યા કો ચાહેજી ।૨૫। કો એંચ્યા વ્હાલાજીને પ્રેમેજી ॥ કો એંચ્યા એહોને નેમેજી ॥૨૬॥ કો અનુભવ ને કો અનુભાવેજી ॥ આપ પ્રતાપે કો નિજ ચાવેજી ।૨૭। કો એંચ્યા વિરહાનલ તાયેજી ॥ કોઇ કોઇ રૂપ અમિત અણુમાયેજી ।૨૮। કો એંચ્યા અંગે સ્વકીયને સંગજી ॥ કો એંચ્યા સ્વકીયને રસ રંગેજી ।૨૯। વિરહ પ્રલાપ ઉસાસે ઘડીયાજી ॥ ભાવાત્મિક મણીએ અંગ જડીયાજી ।૩૦। પ્રણય સહિત પ્રિયને ઉર ગડીયાજી ॥ સેજે સુભટ થઇ સનમુખ મડીયાજી ।૩૧। ખંડિતા થઇ ઓલંભે લડીયાજી ॥ રૂપ અગણ ગુણ ફંદે પડીયાજી ।૩૨। એમ અનેક અતિ બલવાનજી ॥ રસના આકર્ષ્યા ભાગ્યવાનજી ।૩૩। પ્રિય દરસન તરસ્યા ન વિચારજી ॥ સર્વ કો ઉલટીને એણે પ્રકારજી ।૩૪। દિન દિન પ્રતિ નિત્ય ભકત અનંતજી ॥ વૃંદ સમોહ મહા મય મંતજી ।૩૫। જેથી શ્રી ગોકુલ શોભા પામેજી ॥ વ્હાલો વિયોગ તણું દુઃખ વામેજી ।૩૬। એહવા આપાપણે જુથેજુથ થઇજી ॥ ઝાક ઝમાલે આનંદ મઇજી ।૩૭। ઉભય ઇચ્છાથી કરી વિવેકજી ॥ પુંજ પ્રેમના પુંજ અનેકજી ।૩૮। વિરહ વ્યાકુલ ભર્યાં નેહજી ॥ આવ્યા છે આવે છે એણે ગ્રહજી ।૩૯। ભકત વશીકરણે અંગભુત પ્રભુ જોઇજી ॥ અતિ આનંદ પામી રહયા મોહીજી ।૪૦। એ આનંદનું જે સુખ સ્વરૂપજી ॥ એહજ ભકત જાણે એહજ રૂપજી ।૪૧। અન્યને અહીં એહ અધિકારજી ॥ તો કેમ સમુઝે એહ પ્રકારજી ।૪૨। અને પ્રભુ પ્રેમભરે તે પ્રમોદજી ॥ સર્વે મનોરથાંત કરે મોદેજી ।૪૩। એહને મનોરથાંત કરીનેજી ॥ પોતે મનોરથાંત થયા રસ ભરીનેજી ।૪૪। એ મનોરથ અંત તે ઉભય પ્રકારજી ॥ રસદાનને પામે સ્વાદ અપારજી ।૪૫। વદનેંદુ લાવણ્યા સુધા સિંધુ કરીજી ॥ નિરખે કૃપા કટાક્ષ ભરીજી ।૪૬। આવ્યાનો કહયો પ્રકાર જુત ભાવેજી ॥ એણે પ્રકારે સૃષ્ટિ સહુ આવેજી ।૪૭। અને એ મધ્યે એહોને સંગજી ॥ ઉધારાર્થે અંગીકૃત આવે સંગજી ।૪૮। એ અષ્ટ દિશથી આપાપણે ભાવેજી ॥ પ્રમાણ નિરોધી સૃષ્ટિ પણ આવેજી ।૪૯। નિરોધ તે અનેક પ્રકારના થાયજી ॥ તે કાંઇ વિસદ કહયાં નવા જાયજી ।૫૦। કેવલ સ્વરૂપ અને ગુણ ધર્મેજી ॥ કૃત્ય કારજ કારણ મર્મેજી ।૫૧। તેહના કરે અતિસય સમાધાનજી ॥ કરી સતકાર ને દે સનમાનજી ।૫૨। હવે આગલ એ પ્રમાણ નિરોધીજી ॥ પ્રથમેથી નિરોધી સ્વરૂપ રસ સોધીજી ।૫૩। ઉભય સૃષ્ટિ આગમન સમયે જેહજી ॥ ગિણુનાએ નામ વિસદ કરૂં તેહજી ।૫૪। અમુક દેશને

અમુક નગરથીજી ॥ અમુક ગામના આવ્યા શીઘ્રથીજી ।૫૫। અમુક અમુક આવ્યા અનુરકતજી ॥ તેહને સંગે આવ્યા આટલા ભકતજી ।૫૬। અમુક અમુક પ્રકારે આવ્યાજી ॥ એમ લખ્યાનો કીધો વિચારજી ।૫૭। એણે ઉદ્દેસે આરંભ કરીયોજી ॥ પણ પછે મનમાંહા વિચાર તે ધરીયોજી ।૫૮। તેહ કહું છું એક સમય જ્યારેજી ॥ શ્રીજી આગલ કોણ કહ્યું તે ત્યારેજી ।૫૯। બ્રહ્માંડ પુરાણનું કહી કહયું આમજી ॥ અઠોતેરમાં અધ્યાયમાં લેઇ નામજી ।૬૦। ને મહારાજ તેમાં કહ્યું એમજી ॥ શ્રી ગુસાંઇજીના પ્રાગટયમાં કીધો નેમજી ।૬૧। બત્રીસ લક્ષ જીવનો ઉધારજી ॥ થસે એહવું લખ્યું છે કરી નિરધારજી ।૬૨। શ્રીજીએ તડકીને ઉતર દીધોજી ॥ એ સંખ્યાનો નેમ કીને કીધોજી ।૬૩। ઇહ તો સંખ્યા હે નાંહીજી ॥ જે નિર્ણય લખ્યો સો મિથ્યા માંહીંજી ।૬૪। એહવું શ્રીમુખેથી પ્રગટ કર્યુંજી ॥ તે સમયની સુરત ચિત ધર્યુંજી ।૬૫। જ્યાંહાં તે સૃષ્ટિની પરીમિત નહીં થાયેજી ॥ તો એ પ્રભુની સૃષ્ટિ કેમ ગણાયજી ।૬૬। ગિણનાએ પરમિત નાવે એહનીજી ॥ સંખ્યા વિસદ કરી કેમ કહું તેહનીજી ।૬૭। મારૂં મન ઓહોટું ઉધમ માંહાંજી ॥ જેણે ગિણના થાએ કયાંહાંજી ।૬૮। વલી એક વિચાર ઉપજ્યો ત્યાંહાંજી ॥ તે ઉપર વિચાર્યું મન માંહાંજી ।૬૯। કદાચિત કો અભેદ બુધ્ધિ મતિ છીનજી ॥ કેવલ ભજન ભાવ બલ હીનજી ।૭૦। કહેસે આ સૃષ્ટિને તે સૃષ્ટિજી ॥ એ નહીં ભીન્ન એકજ છે શ્રીષ્ટજી ।૭૧। અહીં શ્રીજીએ તો ભીન્ન નથી કહીજી ॥ તો તું કેમ લહેસે વિણ લહીયજી ।૭૨। એહનું કહું કરીને સમાધાનજી ॥ તે થકી તું નિશ્ચય માનજી ।૭૩। એ તો ભિન્ન કરી કહી છે બહુ વારજી ॥ જે સાંભલ કરી કહું વિસ્તારજી ।૭૪। એક દિવસ શ્રીજી સુખ સેજેજી ॥ પાયોધારી બેઠા છે બહુ હેજેજી ।૭૫। ત્યારે ત્યાં ભટનાગર શ્યામદાસજી ॥ કાયસ્થ જ્ઞાતે બેઠા પાસજી ।૭૬। શ્રી આચાર્યજી ગુસાંઇજીના સેવકજી ॥ ભેગા લખ્યા હતા કરીને એકજી ।૭૭। તેણે સમયે તેહોના નામ શ્રીજીનેજી ॥ વાંચીને સંભલાવ્યા પ્રિયનેજી ।૭૮। સર્વ વિકત વિસારદ શ્રીજી સ્થાપેજી ॥ તેહની વિગતી કરી કરી આપેજી ।૭૯। કહે ના એ સેવક આચાર્યજીકોજી ॥ એ સેવક તો હે શ્રી ગુસાંઇજીકોજી ।૮૦। તેણે બાલકનો એ સેવક ત્યાંહાંજી ॥ એકાદ લખ્યો હતો તે માંહાંજી ।૮૧। તે વાંચી સંભલાવ્યો જ્યારેજી ॥ શ્રીમહા પ્રભુજીએ કહયું ત્યારેજી ।૮૨। એ કાહુંકું લીખ્યો વા માંહીજી ॥ એ તો દાદાકો સેવક વામો નાહીંજી ।૮૩। એક બે સેવક શ્રીજીના જેહજી ॥ લખ્યા હતા તે માંહાં તેહજી ।૮૪। તેહના નામ કહી સંભલાવ્યાજી ॥ ત્યારે શ્રીમુખે બોલ્યા આમજી ।૮૫। આ તો મારે પાસ નામ પાયોજી ॥ વે ઇનમેં કાહેકો લખાઓજી ।૮૬। એણે પ્રકારે સર્વ ભિન્ન ભિન્ન કરીજી ॥ કહયું તે આપુ ચિંતા ચિત ધરીયજી ।૮૭। એ કહો એ તો કહેતા એકજી ॥ માટે એ ભિન્ન છે અનેકજી ।૮૮। તે પ્રસિદ્ધ થયું છે પ્રસંગ માંહાંજી ॥ એહવો એ પ્રસંગ થાએ છે ત્યાંહાંજી ।૮૯

તેહવે જમુનાદાસ થઇ રસ વિષ્ટજી ॥ પોતાના ધણીની વરી તે સૃષ્ટિજી ।૯૦। તેહોની વાત્સલ્યતા મન માંહાં જાણીજી ॥ ધણીય સાંભલતા બોલ્યા વાણીજી ।૯૧। અભિપ્રાય સહુને સુખદાઇજી ॥ હંસીને કહયું જે શ્યામદાસભાઇજી ।૯૨। એ વૈશ્નવ તો લખ્યા જાણે મીષ્ટજી ॥ પણ ક્હાચીત ઠાકુરજીની સૃષ્ટિજી ।૯૩। તે લખશો તમો તે જયારેજી ॥ કાગલો કાઢસો ક્યાંહાંથી ત્યારેજી ।૯૪। એટલા કાગળ પૃથ્વી માંહાંથીજી ॥ એ સૃષ્ટિ લખતા પહોંચશે કયાંહાંથીજી ।૯૫। એ વચન સાંભલી પરમ ઉમાહાજી ॥ પ્રભુજી મોદ સહિત મુસકાયાજી ।૯૬। મુસકનીએ કીધું નિરધારજી ॥ એ વાતનો કીધો સત્કારજી ।૯૭। એણે કરી વિશેષ અપરમિત તાઇજી ॥ સિદ્ધ થઇ સ્વકીય મન માઇજી ।૯૮। અને પોતે પણ શ્રીમુખે જ્ઞાપનજી ॥ કરીયને કર્યો છે એ સંપન્નજી ।૯૯। સુચન કરૂં છું સમય તે તેહજી ॥ જે કારણથી કહયું છે એહજી ।૩૦૦। શ્રીજી જ્યારે સ્વસુખાર્થં આપજી ॥ જગતનું સુખ લેઈ હરવા તાપજી ।૧। તે ભકતને અંગવદ અંગી કરવાજી ॥ રસ અનુભવ હિત રસ ભરવાજી ।૨। કાન્તીવર વરેન્દ્ર અનુગ્રહ રૂપજી ॥ લીલા તે ગુજરાત પધાર્યા ભુપજી ।૩। ત્યારે કુલ મંડન ભક્ત આધારેજી ॥ ચાંપાભાઇને કહી વિજય કર્યો ત્યારેજી ।૪। કહયું જે સેવક ગુસાંઇજીકો જબહીંજી ॥ આવે જબ આદર કીનો તબહીંજી ।૫। સ્થલ દીજો કીજો સનમાનજી ॥ ઘરમાં રહે સો રાખીયો માનજી ।૬। સો કરીયો જો ઉનકું ભાવેજી ॥ જેહી ભાંતિ કરી બોહોત સુખ પાવેજી ।૭। તે ચાંપાભાઇ પરમ પ્રવીનજી ॥ વચન અનુવર્તી આજ્ઞા ધીનજી ।૮। વચન પ્રમાણે કરે તે તેમજી ॥ એવો ચાંપાભાઇનો નેમજી ।૯। ત્યારે એક ભિતરની બાઈ મિનજી ॥ પરચારક અહંકાર આધીનજી ।૧૦। દુરાભિમાની દુર્બુદ્ધ શિરોમણીજી ॥ વાત ચાંપાભાઇને કહી ઘણીજી ।૧૧। એવડાને સંઘરીને શું કરસોજી ॥ લેઇ લેઇ ઘરમાં શાને ભરસોજી ।૧૨। અમો એવડી વેલાતી નથી ગેટીજી ॥ જલ ભરી આપતા થાએ કોણ ખોટીજી ।૧૩। માટે હવે કેનેમ રાખશો ઘરમાંજી ॥ એ સમાચાર ચાંપાભાઇએ આહાંજી ।૧૪। શ્રીજીને વિનંતી લખી ચિત ધરીયજી ॥ જે મહારાજ જે આજ્ઞા કરીયજી ।૧૫। તે આજ્ઞા મેં શીષ ચઢાવીજી ॥ નેત્ર ઉપર રાખી અતિ ભાવીજી ।૧૬। આજ્ઞા કરી પધાર્યા રાજજી ॥ તે હું તેમજ કરૂં છું કાજજી ।૧૭। જે કો શ્રી ગુસાંઇજીના સેવક પહેલાજી ॥ આપણે ઘરે આવ્યા છે વહેલાજી ।૧૮। વલી દેશ પરદેશથી બહુજી ॥ આવે છે તે આશ્રિત રહી સહુજી ।૧૯। એ મધ્યે કેટલાએક છે એહવાજી ॥ રાજશ્રીજીની રસોઇપે લે તેહવાજી ।૨૦। પણ અમકડી બાઈ પરચારકણીજી ॥ મુંહને આવી કહ્યું તે એણેજી ।૨૧। મારે આહાં એહનું કહેવું તે કરવુંજી ॥ તે ઉપર મેં સું આચરવુંજી ।૨૨। એ વિનંતી શ્રીજીને પેંડા માંહેજી ॥ પહોંચી પ્રમુદિત બેઠા ત્યાંહાંજી ।૨૩। જગત પાલક સર્વ આધારજી ॥ કૃપાપત્ર તે લખ્યું તેણી વારેજી ।૨૪। વિશેષ આજ્ઞાએ ઉતર લખ્યા આમજી ॥ જેકો લેકે શ્રી ગુંસાઇજીકો નામજી ।૨૫। સેવક હોયકે આવે ધામજી ॥

આદર કરીકે કરનો ક્ષમજી ।૨૬। તાકો સમ્યક પ્રકારે સમાધાનજી ॥ નિકે કરીકે કર્તવ્ય હે માનજી ।૨૭। અરૂ અકિંચન અસમર્થ વૃધ્ધ કોઉજી ॥ અંધ પંગ્વાદિક આવે સોઉજી ।૨૮। વાકો સમાધાન કરી સુખ દીજેજી ॥ કોઉ ભાંતિ દુઃખ પામે સો મતી કીજેજી ।૨૯। વસ્ત્ર ઔષધાદિક ચહીએ તબહીજી ॥ સબે ભંડારતે દીજે જબહીજી ।૩૦। એ પદારથ તે અમારે માંહીજી ॥ એતોધિક ઔર કછુ એ નાહીંજી ।૩૧। કોહો એસી કહાં પાવે કોઇજી ॥ વૈશ્નવ પ્રસાદ લે અપની રસોઇજી ।૩૨। હમારે જો હે સો વૈશ્નવકો વિતજી ॥ અરૂ વૈશ્નવહીકે હે નિામતજી ।૩૩। સો વૈશ્નવકું ઉપયોગ આવેજી ॥ યાતે ભલો કહા હમકું ભાવેજી ।૩૪। તાતે એ એસી કુજાતકી વાતેજી ॥ તું મતી લાવે લખીયતે યાતેજી ।૩૫। એતો ભકત હે જો મન ભાવેજી ॥ તુમ કછુએ મનમાં મતી લાવોજી ।૩૬। તેરે જો કરનો સોતો કરીયોજી ॥ મેં તોસેં કહયો હે જો ચિત ધરીયોજી ।૩૭। અરૂં કીરકે કહેતહું તોસુંજી ॥ અબ યાકી પુછે મતિ મોસુંજી ।૩૮। તેં કરવો હોય સોઈ કીનોજી ॥ તાકો કીનો સબ માની લીનોજી ।૩૯। એ વૈશ્નવ જાવે કોન ઠોરજી ॥ અરૂ એ કહા જો અબકી ઓરજી ।૪૦। વૈશ્નવ લાઉંગો અતિશય વિશેષજી ॥ જિનુના અનંત અપરમિત અલેખેજી ।૪૧। તાતે તુમ કરીયો તેરો કાજજી ॥ એહવી આજ્ઞા લખી મહારાજજી ।૪૨। એણે પ્રકારે પેંડેથી વલીજી ॥ પ્રતિ મજલે તે લખે મન રલીજી ।૪૩। શ્રી ગોકુલથી વિનંતી આવેજી ॥ તેહના ઉતર લખી પઠાવેજી ।૪૪। વલી શ્રી ગોકુલ જગજીવન આધારજી ॥ સ્વતઃથી આપુ કુશલ સમાચારજી ।૪૫। કૃપા પત્ર પઠવી હિત ભરીનેજી ॥ અને પ્રથમને વચને કરીનેજી ।૪૬। એ સૃષ્ટિ અપરમિતતાએજી ॥ પ્રગટ કરી તે કહી ન જાયજી ।૪૭। એહવી સૃષ્ટિ અપરમીત ભરીયજી ॥ માટે એ વચનની સુરતે કરીયજી ।૪૮। મન મારૂં વિચારમાં આવ્યુંજી ॥ મને કરી મન મારૂં સમજાવ્યુંજી ।૪૯। રે મન તેં એ ભકતના નામજી ॥ કેમ કહેવાસસે જે કરે હામજી ।૫૦। વારંવાર મેં જોયું વિચારીજી ॥ પણ એ કહેવા બુધિ ન મારીજી ।૫૧। કહેવાસે ક્યાંથી જો વિચારતા માંહાજી ॥ મન અતિ અગાધ ઉદધિ લીલા ત્યાંહાંજી ।૫૨। એહવા સમુદ્રમેં પડવું મેં વાર્યુંજી ॥ કરી અતિ તર્ક ને આપુ વિચાર્યુંજી ।૫૩। અરે મહા મુર્ખ અતિ અજ્ઞાનીજી ॥ એ છે અગાધિ વાત નથી છાનીજી ।૫૪। તું શું કરે છે મુર્ખ એ જાણીજી ॥ એ સમઝસુ કરી પહેચાનીજી ।૫૫। જે તું લખશે નામ પ્રમાણેજી ॥ જે છે અપરમિત કો નહીં જાણેજી ।૫૬। એ સૃષ્ટિ લખીયતે કેમ જાયજી ॥ એહની ગિણના તે નવ થાયજી ।૫૭। ત્યાંહાં શ્રીજીએ કહ્યું લેખા પારજી ॥ અનંત કહી કીધો વિસ્તારજી ।૫૮। તેહની સંખ્યા કરવા અહીંજી ॥ કેહેનું સામર્થ દિસે નહીંજી ।૫૯। એ સંખ્યા કરવાને કાજજી ॥ ઇશ્વરેશ્વર આધીસ મહારાજજી ।૬૦। શ્રીજી પોતે પણ અસમર્થજી ॥ તે તારે ઉદ્યમ સો વ્યર્થજી ।૬૧। તે પછે ઉધમથી મન ફરીયુજી ॥ તથાપી તોહે એક નિશ્ચય કરીયુજી ।૬૨।

તું કોન જે કહેવા થયો સિધ્ધજી ॥ એ છે અગાધ બોધ મહાનિધિજી ।૬૩। ભક્તિ રસ કીર્તિ વર્ધન પ્રભુતણીજી ॥ ઇચ્છા છે દાને ભર ધણીયજી ।૬૪। તે દાન સામર્થ કાંઇ એકજી ॥ વાનગી માત્ર કરીય વિવેકજી ।૬૫। નિત્ય ચરિત્ર નયન અભિરામજી ॥ કહીશે ત્યાંહાં કાંઇ એક એહના નામજી ।૬૬। હવે એહવી સૃષ્ટિ અપરમિત ધણીજી ॥ તે ગુણુનીધી ગોકુલનો ધણીજી ।૬૭। સમસ્ત સુંદરીનો કાન્ત છે એહજી ॥ અનંગના અનંગનો વર્ધન એહજી ।૬૮। કામીકામ વિમોહન રૂપજી ॥ કામના કામ પુરક એહ સ્વરૂપજી ।૬૯। વનિતા નિત્ય ઉત્સવ રાજધાનીજી ॥ ઉભય પરસ્પર ધન્યતા માનીજી ।૭૦। ગોકુલ ગોવર્ધન કરી વાસજી ॥ અનેક ભાંત તણી રસ રાસજી ।૭૧। અષ્ટ પ્રહર હોએ રસવૃષ્ટિજી ॥ નિત્ય લીલા કરે મહા પુષ્ટ પુષ્ટજી ।૭૨। ગુઢ ગોપનીય અતિ અમર્યાદજી ॥ મન અભિલાષિત રહી ન મર્યાદજી ।૭૩। યથા યોગ્ય યથા ભેદ અધિકારેજી ॥ ને અણુઅધિકારે પરત્વ પ્રકારેજી ।૭૪। આપુ અખંડિત ઇચ્છાએ કરીજી ॥ ભકત ઇચ્છાએ થાએ લીલા રસ ભરીયજી ।૭૫। કો ભકતસું કેવી ને કોસું કહેવીજી ॥ લીલા કરે છે અદભુત એહવીજી ।૭૬। તે સદગુણાર્ણવ ગુણે અપારજી ॥ અખીલ લીલાનો આશ્રય આધારજી ।૭૭। જ્યાંહાં એવી લીલા કરે મય મંતજી ॥ ત્યાંહાં લીલાના લીલાત્મક મુહુર્ત વંતજી ।૭૮। અનંત આધીદૈવીક સ્વરૂપજી ॥ પ્રતી એક સેવા કરે અનુપજી ।૭૯। લીલાત્મક પ્રભુ પ્રગટયા એહજી ॥ સર્વ લીલા પ્રવર્તક તેહજી ।૮૦। એ સર્વલીલામાં અતિ અનુરકતજી ॥ પરમ આધીન સ્વતઃ આશકતજી ।૮૧। સુખ અનુભવ સદા બારે માસજી ॥ નિત્ય અવિછિન્ન અનુભવે હુલ્લાસજી ।૮૨। મહા રાજધાનીશું અતિ અનુરાગેજી ॥ અવિચલ રાજ કરો ભકત એહવું માગેજી ।૮૩। એમ લીલા નિત્ય હોય અપારજી ॥ અનીરવચની અદભુત મહા સારજી ।૮૪। હવે આગલ સદપુત્રે ભર રંગેજી ॥ પિતાનું રૂણ આપ્યું તે પ્રસંગજી ।૮૫। તે કાંઇ કહું છું વિસદ કરીજી ॥ જે લીલા પોતે આચરીયજી ।૮૬। મહારાજ રાજેશ્વર રસ નિધ્ધજી ॥ ગુજરાતથી લઈ અનેક સમૃધ્ધજી ।૮૭। પાયોધારીયા સિધ્ધ સંપતિ સહિતજી ॥ ત્યારે સંપુર્ણ વ્રજ એણી રીતજી ।૮૮। લોકે કહ્યું જે દેખો ભાઇજી ॥ દેખો ભાઈ પુરણુતાઇ એ આંઇજી ।૮૯। પુરણુતાકો લક્ષણ એહજી ॥ દેખો કોન ભાંતિ ન્યારે કીએ હુતે તેહજી ।૯૦। કછુઅ ન દીનો કરી પ્રપંચજી ॥ દ્રવ્ય અરૂ વસ્ત્ર નામ કરી રંચજી ।૯૧। અરૂ ચાર પાયોકી લક્ષ્મી ને વીતજી ॥ આપકે ભંડારમો રહી નિત્યજી ।૯૨। જયાંહાં એ સ્વરૂપ ત્યાંહાં સહુ સિધ્ધિજી ॥ પદે પદે લક્ષ્મી ને મહા નિધ્ધિજી ।૯૩। એમ બોલ્યા જે લોક સત્ય વાણીજી ॥ તે ગીરધરજીને પરીવારે જાણીજી ।૯૪। જે સર્વત્ર સાંભલ્યું એહજી ॥ તેમ એહોએ પણ સાંભલ્યું તેહજી ।૯૫। શ્રી ગીરધરજી પુર્વ હતા ત્યાંહાંજી ॥ તેમને લખી પઠવ્યું જયાંહાંજી ।૯૬। શ્રી ગોકુલનાથ કાકા સુખ માંહાંજી ॥ ગુજરાતથી આવ્યા છે આંહાંજી ।૯૭। અનંત દ્રવ્ય મણી માણેક મોતીજી ॥

લક્ષ્મી લાવ્યા છે અણુહોતીજી ।૯૮। માટે તમો કરજદારને એહવુંજી ॥ લખો જે એહો કને માગે જેહવુંજી ।૯૯। અમો કહીએ છે પણ એ અમનેજી ॥ માને નહીં અને કહે છે તમનેજી ।૧૦૦। તમારે વડાને લખ્યા છે તમારાજી ॥ તમો આપો કરજ અમારાજી ।૧। તેઓ પાસે કાંઇ માગુ નહીંજી ॥ એહવું કહે છે અમને અહીંજી ।૨। માટે તમો જે લખવું હોયજી ॥ તે લખજો જાણે સહુ કોઈજી ।૩। એક તેહોને ન્યારૂંજી ॥ લખી પઠવજો પત્ર સવારૂંજી ।૪। એ સાંભલી ગીરધરજીને મન આવ્યું છેજી ॥ પ્રાગથી બેટાને પત્ર પઠાવ્યુજી ।૫। કરજદારને તુમ કહીયો યાતેજી ॥ મેં તો સંન્યાસ ગ્રહણ લેઉંગો ત્યાંહાંતેજી ।૬। તુમારે લેવેકી હોય ગરજજી ॥ ।૭। મેંઇ એકલો દઉં સો કેસેજી ॥

શ્રી ગુસાંઈજીકો અબ વે એસેજી ।૮। કહાં રહ્યો એ કહો મો માંહીજી ॥ મોંપે શ્રી ગુંસાઇજીકો નાહીંજી ।૯। જે શ્રી ગુંસાઇજીકો દૈભવ અબહીજી ॥ સો ચાંપાશંકર લેત વહીજી ।૧૦। શ્રી વલ્લભકે ઘર રહે જાયજી ॥ તાતે શ્રી વલ્લભ દેંગે તાહેજી ।૧૧। કરજદારસું કહો પ્રકાસજી ॥ માંગી લેહો શ્રી વલ્લભ પાસજી ।૧૨। અરૂ હમસો બડે કહત હો એસેજી ॥ સો કહા જાની કે કહેત હો કેસેજી ।૧૩। હમ કાહેકું બડે બડે સોઈજી ॥ જાકુ માલા અરૂ પાગ દેઇ ઓઇજી ।૧૪। માલા અરૂ પાગ ઉનકું દીનીજી ॥ તો અમે કહા બડાઈ લીનીજી ॥ ।૧૫। અરૂ શ્રી વલ્લભસું કહો અબહીજી ॥ મેં શ્રી ગોકુલ જાઉંગો તબહીજી ।૧૬। જબ તુમ કરજ દેઉંગો ભરીકેજી ॥ તબ મેં આવુંગો ઇહાં ફીરીકેજી ।૧૭। એમ બેટાને લખ્યા તે એહવાજી ॥ અને કરજદારને લખ્યા તે જેહવાજી ।૧૮। સરવ કનેથી લેજો વાલીજી ॥ તમે તમારૂં કરજ સમાલીજી ।૧૯। પછે મુરલીધરે મથુરા જઇયજી ॥ મથુરીઆ મોહન સ્વામી આદિ દેયજી ।૨૦। જે કરજદાર હતા કહયું તેહોનેજી ॥ પત્ર વાંચી સંભલાવ્યો એહોનેજી ।૨૧। માગો શ્રી વલ્લભકાકા પાસજી ॥ ત્યારે તેણે કહયું તે કરી પ્રકાશજી ।૨૨। અમો જાણી બુઝીને અન્યાયજી ॥ કેમ કરી કીધો કહી પેરે જાયજી ।૨૩। આ તમારા પિતાના હસ્તાક્ષર અહીંજી ॥ અને શ્રી વલ્લભ લેવામાંહાં નહીંજી ।૨૪। અને અમે તેહો કને માગીએ એમજી ॥ એહ અમને ઉભા તે રહેવા દે કેમજી ।૨૫। એ અમથી થાએ નહીં અરથજી ॥ અમો તમ પાસેથી લઇસું ગસ્થજી ।૨૬। ત્યારે મુરલીધરે કહયું તે એમજી ॥ મારે પાસેથી લેસો કેમજી ।૨૭। હમારા પિતા છે દેશ પરદેશજી ॥ હાલ કયાંથી લેશો મારી પાસજી ।૨૮। હાલ દ્રવ્ય નથી તે કયાંથી લેશોજી ॥ બાકી જે લેશો તે દેખીસુંજી ।૨૯। અને જો લેવું હોય તમારેજી ॥ તો અહીંથી લીયો કહે હમારેજી ।૩૦। અને શ્રી ગીરધરજીનું પત્ર તે કાઢયુંજી ॥ એમા એમ લખ્યું છે તે દેખાડયુંજી ।૩૧। ત્યારે એણે કહયું તે એણીપેરે અહીંજી ॥ અમો શ્રી વલ્લભજી કને માગું નહીંજી ।૩૨। બાલકૃષ્ણજી એ લેવા દેવામાં તેહજી ॥ વાતમાં હતા માટે કહીસ જેહજી ।૩૩। ત્યારે મુરલીધરે કહયું તે એહનેજી ॥ અરે નહીં આપું કહો તમો કહેનેજી ।૩૪।

એમ તેડયા તેહોને એણી પેરજી ॥ તે પછે બાલકૃષ્ણજીને બેઠા ઘેરજી ।૩૫। પછે બાલકૃષ્ણજીએ સઘ વિચારીજી ॥ પહોરૂઆ કને ઉદડાવ્યા મારીજી ।૩૬। કહ્યુ લીખો પઠાયો એ કછુ હમારોજી ॥ જીન લિખિ દીયો હે સો દેંગે તુમારોજી ।૩૭। જાયકે બેઠો ઉનકે ધામજી ॥ હમારા લીયો નાએન તુમ નામજી ।૩૮। ત્યાંહાં એક થયો સોર સારજી ॥ તેણે મુંડ ફોડવા માંડયું તેણી વારજી ।૩૯। પણ લિખ્યા વિના કાંઈ ચાલે નહીંજી ॥ તો (મથ્યા કેમ વલગે અહીંજી ।૪૦। વલતા નવનિતપ્રિયને દ્વારજી ॥ જઇ બેઠો તે તેણી વારજી ।૪૧। કહે અમો રાજભોગનો થાલજી ॥ જાવા નહીં દઉં બોલ્યો તતકાલજી ।૪૨। જો જોર કરસો તો અમો મરસુંજી ॥ મુંડ ફોડીને રૂધીરસું ભરસુંજી ।૪૩। જ્યારે અમારા પૈસા લેઉં છુંજી ॥ ત્યારે થાલ જાવા દેઉંજી ।૪૪। નહીં તો થાલ જાવા નહીં દેસુંજી ॥

।૪૫। બેઠા એહવા આગ્રહ કરી અપારજી ॥ હવે કહું આગલનો તે પ્રકારજી ।૪૬। નવનિત પ્રિયજીને હોએ અવારેજી ॥ નાથજીને રાજભોગ સરે સવારેઅજી ।૪૭। શ્રીજી ભોગ સરાવી પધાર્યા જયારેજી ॥ સમાચાર એ સાંભલ્યા ત્યારેજી ।૪૮। મારગ મર્યાદા અર્થ અહીંજી ॥ વે ભોજનને પધાર્યા નહીંજી ।૪૯। નવનિતપ્રિયજીને થાલ નથી ગઈજી ॥ તો પહેલા કેમ લઈએજી ।૫૦। એવું વિચારીને બેઠા ચટાઇજી ॥ એટલે તો ઠરજ-દાર સાંભલ્યું સમુદાયજી ।૫૧। શ્રીજી કને આવ્યા એ સહુ અહીંજી ॥ કહ્યું રાજ દેવા લેવામાં છો નહીંજી ।૫૨। રાજ કને માગતા લજ્યા આવે અમનેજી ॥ પણ એ દેખાડે છે તમનેજી ।૫૩। અમારો મ દોષ કાઢસો તમોજી ॥ એ કહી દે છે ને માંગું છું અમોજી ।૫૪। ત્યારે કુલ દિપક બોલ્યા એમજી ॥ તે નિરૂતર થાએ તેમજી ।૫૫। કહયો એ દાદાયોં કર્ઈ કેજી ॥ એ સબ રૂણ દેઉંગો મેં ભરીકેજી ।૫૬। સો જબ દાદા હમસો કહેંગેજી ॥ એ તુમ રિણુ દો તબ હમ દેંગેજી ।૫૭। એસે તુમેરે કહેકે ન દીજેજી ॥ ત્યારે તેણે કહયું અવશ્ય યોં કીજેજી ।૫૮। પછે ગિરધરજીનું પત્ર તે કાઢયુંજી ॥ આ તમારા ભાઇનું લખ્યું દેખાડુંજી ।૫૯। તે સહોદર સુખદાઈ હિતવંતજી ॥ સપ્ત સહિત સહીપણુતા પરાક્રમ વતંજી ।૬૦। નેષ્ટા શાંત પરાયણ કૃત બોધીજી ॥ ક્ષમાવંત અતિશે જીત કોધીજી ।૬૧। ધર્મ ધુરંધર ધર્મ વિચારીજી ॥ જેષ્ટ ભાઇનું લખ્યું સત્ય કારીજી ।૬૨। માનીને કહયું ભલો દેંગે હમહીજી ॥ અબ ઉનસું કછુ માત કહો તુમહીજી ।૬૩। અબ ભોજન હમ કરીયે તબહીજી ॥ રિણુ તુમારો દેંગે જબહીજી ।૬૪। વાત સર્વંત્ર ફેલી જ્યારેજી ॥ મહા હાહાકાર થઈ રહયો ત્યારેજી ।૬૫। શ્રી વલ્લભજીને ભુખ્યા જોઇજી ॥ તેહ સમય વ્યાકુલ થયું સહુ કોઇજી ।૬૬। એહવે લાડબાઈ આવ્યા જોઇ અહીંજી ॥ શ્રીજી ભોજનને પધાર્યા નહીંજી ।૬૭। ત્યારે બાઇએ પવો ત્રિવાડીનેજી ॥ કહયું વૃતાંત સર્વ માંડીનેજી ।૬૮। ત્રિવાડીજી શ્રી વલ્લભજી ભુખ્યાજી ॥ ત્યારે ત્રિવાડી બોલ્યા દુખ્યાજી ।૬૯। હાં બાઇજી એક કહું છું હું એમજી ॥ અને તમો પણ જોઇ કહો છો તેમજી ।૭૦।

તે રજપુત ચતુર સહુ માનેરજી ॥ વ્યંગ વચનમાં સમુઝાવ્યા આસેજી ૭૧। વીરાની કાં કહો
કો કર્હીયને કંઇજી ॥ વાત એ એહોને મન વસીજી ૭૨। પુછું જે તો કહો કીજે વિચારજી॥
પંચો ત્રિવાડીએ કહ્યું તેણી વારેજી ૭૩। એક વિચાર છે જો કરો જાએજી ॥ પૈસા
આપણાથી જો અપાયજી ૭૪। એવા સમય ફરી આવવા નાંહીજી ॥ એ પઇએ કહા એવે
માંહીજી ૭૫। ત્યારે લાડબાઇએ કહ્યું તો તુમ જાઓજી ॥ કરજદારકું કબુલ કે ઉઠાઓજી ૭૬।
હાં બાઇ ઉઠાડું ને પછે ન એ અપાયજી ॥ ત્યારે ત્યાં જંતલ ધણીએ થાયજી ૭૭। ત્યારે
તો મારે આવી પડે આડુંજી ॥ લોકોને હું એહોય કહી પેરે દેખાડુંજી ૭૮। ત્યારે તો
સઘ મરવું પડે મારેજી ॥ ઉઠાવું જો નિશ્ચય હોય તુમારેજી ૭૯। ત્યારે લાડબાઇએ કહ્યું
જો નાહીં નાહીંજી ॥ કબહું એવી ન હોએ એ માંહીજી ૮૦। જાઓ ઉઠાવો કહ્યું નિશ્ચય
કરીયજી ॥ પછે પંચો ત્રિવાડી આવ્યા ચિત ધરીયજી ૮૧। સમુઝાવીને કહ્યું તેણે ગયજી॥
ઉઠો તમો પાક કરો અએ સધજી ૮૨। શ્રી વલ્લભજી આપે છે સિધોજી ॥ અને દ્રવ્ય
આપસે નિશ્ચય કીધોજી ૮૩। તેને ઉઠાડી શ્રીજી કને લાવ્યાજી ॥ વિનંતી કીધી કહી
સમુઝાવ્યાજી ૮૪। રાજ તે ઉઠયો છે ચિત ધરીયેજી ॥ આપ ઉઠીએ ભોજન કરીએજી ૮૫।
સ્વનેમ પ્રતિપાલક ધરી નેમજી ॥ સ્નેહ પ્રતિજ્ઞાએ બોલ્યા એમજી ૮૬। એ તો ભલે ઉઠે
પે મેં કહ્યો એહ વચનજી ॥ તુમારે પૈસા દે કે કરુંગો ભોજનજી ૮૭। સો દીએ વિના
કેસે ભોજન કરીએજી ॥ ત્યારે કાને લાગી કહ્યું ચિત ધરીએજી ૮૮। એ લાડા આપે છે કૃપા
નિધાનજી ॥ ત્યારે એમ બોલ્યા સામર્થ વાનજી ૮૯। નિસંભ પરાયણ કહ્યું કયાં
લેયજી ॥ ત્યારે એ લાડાં હાંડકું દેયજી ૯૦। એ ભાકુંદેનો ઉચાત વાતેજી ॥ મેં શ્રી
ગુંસાંઇજી કે બેટા હું નાતેજી ૯૧। ઓરકોઉ હાંડકું દેવેજી ॥ મેં દેઉંગો ઓર મેં પે
લેવેજી ૯૨। એહવું વચન શ્રીમુખે કહ્યું જ્યારેજી ॥ કરીયને વિનંતી કીધી ત્યારેજી ૯૩।
પરમ અલૌકીક સ્વરૂપ એ જેહજી ॥ લૌકીક રીત સમજાવી તેહજી ૯૪। તો મહારાજ
એમ નહીં હોએજી ॥ મુલ તો પ્રથમ કહે છે સહુ કોએજી ૯૫। ને વલી વિશેષ કરી
કહેસે જ્યાંહાથીજી ॥ એ તુમહીં તો આવ્યું ક્યાંહાંથીજી ૯૬। ગુંસાંઇજીનો માલ
સર્વ આવ્યુ માપ્યોજી ॥ ચાંપાશંકર લેઇ ગયા તે આપ્યોજી ૯૭। કહે છે તે અમને આપો
કહેસે જ્યારેજી ॥ દેવું ઉલટું કહે શું કહેસો ત્યારેજી ૯૮। રાજની સહાયે કારણ
સમજાવ્યુંજી ॥ તે સમજી શ્રીજીને ચિત આવ્યુંજી ૯૯। વિનંતી એહેની માની લઇજી ॥
ભોજનને પધારે પ્રસન્ન થઇજી ૧૦૦। સર્વજ્ઞ શિરોમણી મુસકીત બોલ્યાજી ॥ સો તો મેં
જાણુત હું એમ બોલ્યાજી ૧। મેં તો દરીવંશકે યાહીકે લીનેજી ॥ ઉહાંતે લે આયો
અપને સંગ કીનેજી ૨। હાહા કહેંગે હરિવંશ ઉંહાંથે આછેજી ॥ પકવત હે અરૂ ચલત
હે પાછેજી ૩। એહવો સ્વતંત્ર પરાક્રમી પોતેજી ॥ સહે ન વચન કેહેનુ એમ જોતેજી ૪।

એ સ્વતંત્ર સ્વરૂપ એ એહેનુજી ॥ ગેણું સહે નહીં સહેજ કેહનુંજી ।૫૫। આગુસ અહે-ખાઇનું જે વચનજી ॥ અકરાસુ મરમનું બાવે ગરગજી ।૬। હરિવંશજી રાજનગરથી અહીંજી ॥ આવતા ન હતા રહ્યા હતા તહીંઅજી ।૭। તે પછે પોતાના સગ દેઇજી ॥ એણુ અભિપ્રાયે આવ્યા લેઇજી ।૮। એહવું કહીને ભોજને પધાર્યાજી ॥ ભોજન કરીને વેગે સિધાર્યાજી ।૯। પછે લાડબાઇએ શ્રીજીને રાત્રેજી ॥ ઘેર પધરાવ્યા એ સદપાત્રેજી ।૧૦। પ્રથમ બિછાનાની રચના કરીજી ॥ પાસે દ્રવ્ય ઢેરી કરીજી ।૧૧। ઉપર સ્વેત ચાદર આછાદીજી ॥ બેસવાની નિકટ ત્યાંહાં છે ગાદીજી ।૧૨। શ્રીજી આગલ ભોગ બીડા ધર્યાજી ॥ વિનંતી કીધી મોહોરા ભરીયાજી ।૧૩। રાજનું છે રાજ જાણો તે કીજેજી ॥ દંડવત કરી કહયું માની લીજેજી ।૧૪। વલતા શ્રીજી નિજ મંદીર પધાર્યાજી ॥ રાણીયા તેડીયા સર્વ સહવારાજી ॥ ।૧૫। ને મોહોરોની છોડી થેલીજી ॥ એહો આગલ આપવાને મેલીજી ।૧૬। તે કહે મોહોરૂં ન લેઉં અમેજી ॥ રૂપૈઆ કરી અપાવોજી તમેજી ।૧૭। તે પછે ચાર દિવસની જેહજી ॥ મોહલત લેત કરી બદલવા તેહજી ।૧૮। લાડબાઇ આગરે કરી વિચારજી ॥ હરખાબાઈ કેહેને કહે તેણી વારજી ।૧૯। મોહોર રૂપૈયા મંગાવ્યાજી ॥ તે સઘ લઇને વેગા આવ્યાજી ।૨૦। ત્યારે શ્રીજીને કહયું કે કેણે કેણેજી ॥ હું તો સહુ રાજને સમર્યું છું એણેજી ।૨૧। ત્રગુભાગનું આપણુ આપુ એહજી ॥ બાકી સઘલુ આપસે એહજી ।૨૨। કરજ તો સર્વ વધારૂં છે એહનુંજી ॥ સાત વાંટનું રાજ આપસે કેહેનુજી ।૨૩। ત્યારે શ્રીજીએ કહયું એ કહા વાતજી ॥ એ સબ મેં દેઉંગો વાંટ સાતજી ।૨૪। શ્રી ગુંસાંઇજીકે નામકો કરજ કો લેવેજી । સબ મે દેઉંગો એ કહા દેવેજી ।૨૫। ભાઇનકો અરૂ પિતાકો લેનોજી ॥ એ મોહીકો ઉચીત હે દેનોજી ।૨૬। પછે મથુરા પધાર્યા રૂપૈઆ લઇજી ॥ કરજદારને ડાંડી દેઈઅજી ।૨૭। કહયું જે શ્રી ગુંસાંઇજીપે માંગો સોઉજી ॥ વે આવો મોપે સબ કોઉજી ।૨૮। પાછે મેં કોઉકો કોડી ન દેઉંગો ॥ સબનકું આજ. ચુકાય કે દેઉંગોજી ।૨૯। એણી રીતે રૂપૈઆ બત્રીસ હજારજી ॥ છાદ્યા માપીને તેણી વારજી ।૩૦। બ્યાજ સુધા સહુ સાથે લેઈજી ॥ આપ્યા ઘર બેઠા ઘર જઇજી ।૩૧। શ્રી ગુસાંઇજીએ કાંઇ અહીંજી ॥ એવડું રિણુ મેલ્યું હતું નહીંજી ।૩૨। એ પછે વધ્યું સહુજી ॥ વરસ વારમે કરજ સહુ ઉપરૂંજી ।૩૩। ઉદધાર કરી જે આપ્યું કરજજી ॥ એમ વધ્યું સર્વ એમજી ।૩૪। તે સહુ આપીને રણીયા સંતોષ્યાજી ॥ શ્રીમુખે વચન કહી સુખદ પોષ્યાજી ।૩૫। તેણે સનમુખ આવી લોક રીતજી ॥ શ્રી ચરણે શ્રી ફલ મુકયું કરી પ્રિતેજી ।૩૬। જે મહારાજ વલી જોઇએ જ્યારેજી ॥ એ વેલા લેવા પધારો જો લેવા તારેજી ।૩૭। તે નાલીએર ચાંપાબાઇએ ત્યાંહાંજી ॥ લેઈ નાખ્યું તેહના ઘર માંહાંજી ।૩૮। કહ્યું ઘેર રહેને દો એ તમારૂં તમારેજી ॥ હવે કાંઇ કાજ નથી અમારેજી ।૩૯।

અને વલ્લભજીને કહે અહીંઅજી ॥ વૃતાંત લખવું પડે નહીંઅજી ૧૪૦। એમ સરવ આપી ઘરે પધાર્યાજી ॥ જસના નિસાન એ રસમે પધાર્યાજી ૧૪૧। પછે કેટલા એક દિવસે જેચંદેજી ॥ ચોબો મથુરાના મતિ મંદજી ૧૪૨। તેણે એક પાંચસો રૂપૈઆનું ખતજી ॥ મિથ્યા કાઢી ઘાલ્યો અસત્યજી ૧૪૩। જે આહાંના પૈસા નથી પહોંચ્યાજી ॥ એહવું કહી લીધા ખોટાજી ૧૪૪। વલતા ઘર બલ્યા તેહના સઘજી ॥ ખાવા રહ્યું નહીં તેણે અઘજી ૧૪૫। બીજા ખત બહુ બલ્યા સંગે તેહનીજી ॥ જીજમાનની બહુ હવેલી તેહનીજી ૧૪૬। એ વાત શ્રીજીએ હંસીહંસીજી ॥ કહી છે સભામાં હુલસીયજી ૧૪૭। જેચંદ ચોબેને વિનુ દીનેજી ॥ મિથ્યા બોલીકે પૈસા લીનેજી ૧૪૮। મેં પહેલો કહયો પૈસા સબહીજી ॥ હમતો સબકું દીને હે તબહીજી ૧૪૯। અરૂ તુમ કહયો અમારો ન માનોજી ॥ સુખેન લેહુ તુમારી તુમ જાનોજી ૧૫૦। તા પાછે હાંસી ભઈ તબહીજી ॥ મથુરામો જાની અરૂ સબહીજી ૧૫૧। એણી પેરે સપુતે પિતાનું રણજી ॥ આપ્યું સહુ તે સમપુરણજી ૧૫૨। અહીં પુર્વપક્ષ ઉપજ્યો એકજી ॥ તે વિષદ કરી કહું વિવેકજી ૧૫૩। શ્રી ગુસાંઇજી પુરણ પુરૂષોતમજી ॥ દ્વારે કોટી કુબેર સરખા ધનેશ્વરજી ૧૫૪। લક્ષ્મીવંત પંડ્યા રહે પોતેજી ॥ અષ્ટ મહા સિધ્ધી નિત્ય આંગણે જોતેજી ૧૫૫। નવનીધી જલ લાવે છે તેહનેજી ॥ તો કેમ રૂણ સંભવે છે એહનેજી ૧૫૬। અને જેને ઘેર એ પદારથ અનુસરણજી ॥ શ્રી નિવાસ શ્રીપતિ જગત આભરણજી ૧૫૭। ગોકુલ ધણી પુગવત થઈજી ॥ લીલા કરે છે આનંદ મઇજી ૧૫૮। જગત દલિદ્રના સનમુખ ધામજી ॥ સર્વેશ્વર એ દાતા જેહનું નામનજી ૧૫૯। જેણે પ્રાગટે સર્વ સ્થાનજી ॥ પૃથ્વી થઇ રિધ્ધસિધ્ધ સમર્થ વાનજી ૧૬૦। અને પિતાને હોએ રણજી ॥ એ તો આશ્ચર્ય છે અસાધારણજી ૧૬૧। એહનું કહું સમાધાન સમુલજી ॥ અહીં એ તો રિધ્ધ સંપતિ અનુકુલજી ૧૬૨। એ તેં કહયું તે સત્ય અહીંયજી ॥ રણ હોએ તે તો સંભવે નહીંયજી ૧૬૩। પણ કારણ કાર્યને અર્થજી ॥ ભગવત કૃત્ય છે રણ નોહે વ્યર્થજી ૧૬૪। તે પ્રકાર કહું છું મુખ્ય જેહજી ॥ માર્ગ કૃત્ય આચાર્યના તેહજી ૧૬૫। જન શિક્ષા અર્થે એ સિદ્ધાંતજી ॥ ભગવદ ઇચ્છાથી આદીને પ્રાંતજી ૧૬૬। યથા પ્રાપ્ત ધન વ્યય કરવો અહીંજી ॥ પણ રિણ કરવું કેણે નહીંજી ૧૬૭। રિણથી ક્લેસ ઉપજે છે અંગજી ॥ તેથી સેવામાં હોએ વ્યાસંગજી ૧૬૮। તેથી સિધ્ધાંત સ્થાપન કરવાનેજી ॥ પોતે આચર્યું છે આચાર વાનેજી ૧૬૯। એક સમય આચાર્ય પોતાને ઘેરજી ॥ કરી દેખાડયું એણી પેરજી ૧૭૦। પ્રગટ કર્યો દ્રવ્યનો સંકોચજી ॥ પોતે આચાર્યજી નીસંકોચજી ૧૭૧। સેવ્ય સ્વરૂપને સંગાર કરીનેજી ॥ બેઠા છે ઇચ્છાએ આનંદ ભરીનેજી ૧૭૨। ત્યારે ત્યાંહાં મહાલક્ષ્મીજીએ આવીજી ॥ વિનંતી કરી તે મન સંકુચાવીજી ૧૭૩। ભંડાર માંહાં સામગ્રી ઘણીયજી ॥ પુછું કહ્યું હે એ છોલા તણીયજી ૧૭૪।

તો જાય સંવારો નીકે કરી કેજી ॥ આણી સમયમાં આગે ધરીકેજી ૧૭૫॥ ત્યારે
કો સેવક ઉભા હતા પાસેજી ॥ તેણે કહ્યું રાજ ગુંદને ભાગ બાસેજી ૧૭૬॥ આજ્ઞા
હો તો ઉધ્ધાર કરીકેજી ॥ સામગ્રી લાઉં રાજ બારીકેજી ૧૭૭॥ આજ્ઞા કરી ઉધ્ધાર કોણ
લેવેજી ॥ રિણ કરીએ પાછે કોણ દેવેજી ૧૭૮॥ કહ્યાં તે શ્રીજીએ એહજી ॥ ઠાકોર દે તબ
દેનો તેહજી ૧૭૯॥ ત્યારે આચાર્યજીએ કહ્યું તે એમજી ॥ આંઇ કરી આજ્ઞા છે તેમજી ૧૮૦॥
ઠાકુરકી દેવેકી ઇચ્છા હોએ જબહીંજી ॥ તબ દેસે કોન દેવે અબહીજી ૧૮૧॥ તાતે રિણ
હમારે કરનો નાહીંજી ॥ પાછે થયું જથા પુર્વક અહીંજી ૧૮૨॥ તે બીજે દિવસે કો
વૈશ્નવે અર્પીજી ॥ પાંચસો મોહોર આણીને સમર્પીજી ૧૮૩॥ એણી પેરે પુર્ણ આદ તે
પ્રાંતજી ॥ પછે પ્રગટ કહ્યું સિધ્ધાંતજી ૧૮૪॥ અને શ્રી ગુસાંઇજીનો એહ વિચારજી ॥
પોતે પ્રગટ વૈભવ અનુસારજી ૧૮૫॥ જથા સંપ્રાપ્ત સામગ્રી ભોગજી ॥ આદિ સહુ કરે
વિનિયોગજી ૧૮૬॥ ભગવદ આજ્ઞા હવી તેવામાંજી ॥ નાથજી કો સેજ્યા મંદીર કરો
જ્યાંહાંજી ૧૮૭ શ્રી ગુસાંઇજીએ નિશ્ચે કહ્યું તેહજી ॥ આચાર્યજીકી મર્યાદા હે જેહજી ૧૮૮॥
સો ઓલંઘન કરીકે રિણ નાહીં લીજેજી ॥ પે આવશ્યકકુ કહા કીજેજી ૧૮૯॥ બલાબલે ઉભ
દર્શનનો વિચારજી ॥ આચાર્યજીનું વચન કર્યું નિરધારજી ૧૯૦॥ ગ્રંથ નવરત્નનું વચન
વિચાર્યુંજી ॥ સેવા કૃત ગુરૂરાજ્ઞા સંભાર્યુંજી ૧૯૧॥ બાધનવા હરીઇચ્છા એ વચનજી ॥
એહનો અભિપ્રાય આણી તે મનજી ૧૯૨॥ યથારૂચી કરતવ્ય વિચારી રણ કીધુજી ॥
સેજયા મંદિર કરીને લીધુંજી ૧૯૩॥ એ પ્રકાર સહુ પહેલે તરંગજી ॥ કહ્યો છે અનુભવને
પ્રસંગજી ૧૯૪॥ મંગલ સતાવીસમે સારજી ॥ એહનો ત્યાંહાં છે વિસ્તારજી ૧૯૫॥ પછે
જેટલે તો મર્યાદા અછુતીજી ॥ રણ વાધી ગયું ન શકે છુટીજી ૧૯૬॥ રિણ કરી મંદિર
કરાવ્યો જેહજી ॥ આજ્ઞાનો અભિપ્રાય ત્યાં એહજી ૧૯૭॥ શ્રીજીની ઇચ્છાએ આજ્ઞા
કરીજી ॥ શા માટે જે કારણ મનમાં ધરીયજી ૧૯૮॥ તે પુત્રના જે ધર્મ જાવકીકજી ॥
પોતા વિષે તેથી અધિક કર્યાજી ૧૯૯॥ શ્રીજીનો પુત્રત્વ ધર્મનો આંગોપાંગેજી ॥ પુરણ
નિર્વાહ કરવો છે સર્વાંગેજી ૧૯૦૦॥ પણ એક ધર્મ રહયો હતો ત્યાંહાંજી ॥ તેણે કરીને
પુરણતા માંહજી ૧॥ એટલી ન્યુનતા હતી તે નીવૃતીજી ॥ તે કર્યું ધર્મ પ્રવર્તીજી ૨॥
પુત્ર એહજ જે પિતાને તારેજી ॥ રિણથી મુકાવે ને ઉધારેજી ૩॥ પિતાનું તારણ અને
રિણ નિવૃતજી ॥ પુત્રને કહયું છે શાસ્ત્ર વિહીતજી ૪॥ પુત્ર નામ જે નિરૂણકૃત
અને તારણજી ॥ કારણ કહયું છે એમ કારણજી ૫॥ પુત્ર ભોગ ભેદે સહુ અણશોભિતું
લાગે અહીંજી ॥ એહવું નામ લેવું ઉચીત નાહીંજી ૬॥ એ તો શાસ્ત્ર વિધિ પરંપરાએ
એહનેજી ॥ આશ્રિતને ઓ અસંભવિત તેહનેજી ૭॥ સમસ્ત દુર્ગતિથી એ તારણ હારજી ॥
તેણે તારણ સહુ મિથ્યા વિચારજી ૮॥ જે દર્શન માત્રે જગતને તારેજી ॥

દુર્ગતિથી તે જે સઘ નિવારેજી ।૯। મહા ઉત્કર્ષ અનુપમ એહવાજી ॥ નહીં કો શ્રી ગુસાંઇજી જેહવાજી ।૧૦। અને શ્રુતિ સ્મૃતિ પુરાણે જેહજી ॥ દેવ પીત્રુ મુની આદિ રિણ કહ્યાં તેહજી ।૧૧। તેણે તારતમ્ય સંભવે નહીંજી ॥ માનેયતો ચર્ચા કરવી નહીંજી ।૧૨। તે તો જીવને વિષે સહુ હોએજી ॥ અહીં એ સંભવે નહીં તે કોએજી ।૧૩। દેવ દેવ ને સબ એ દેવ રૂપીજી ॥ એ ઇશ્વરેશ્વર સેજાચારસુંજી ।૧૪। અખિલ ધર્મ રક્ષક જાતુ ગર્વજી ॥ પંચ મહા યજ્ઞાદિક સર્વજી ।૧૫। સેજ જથોક્ત કરે છે અહીંજી ॥ માટે એ રિણ છે પણ છે અહીં નહીંજી ।૧૬। અને રિણ મુક્ત થયા વિના અહીંજી ॥ પુત્રત્વ તે સિધ્ધ થાય નહીંજી ।૧૭। માટે જે વેદ વાક્ય તે પ્રમાણેજી ॥ કરવાને કરી અતિશય કાણેજી ।૧૮। વેદે કહયું છે વિહિત તે સુત્રજી ॥ પુત્ર સમ કાર્ય કરે તે પુત્રજી ।૧૯। એ પ્રયોજને પ્રગટ ધર્માદિક જેહજી ॥ પિતા કરી આજ્ઞા છે તે તેહજી ।૨૦। તેમ કરે પિતાની પેરે આચરણજી ॥ આચરણ કુલરીતે ચાલે કુલાભર્ણજી ।૨૧। તે પણ પ્રકારાંતરે રસ રૂપજી ॥ રસોમય કરે છે પરમ અનુપજી ।૨૨। તેમ શાસ્ત્ર મર્યાદા સ્વતઃ કરીયજી ॥ એ લૌકીક રણ સિર ભરીયજી ।૨૩। પિતાને રણ નિવૃત કરી કર્યા નિવૃતજી ॥ પુત્રત્વ ધર્મ કર્યો પુરણજી ।૨૪। અને એ તો શ્રીજીએ ગીરધરજીનેજી ॥ પ્રથમ કહ્યું હતું રીજીનેજી ।૨૫। પણ જ્યારે ગિરધરજી એ સાંભલીજી ॥ પિતાના બોલ્યાનો પન પાલીજી ।૨૬। પોતે વચનાચલ પદ વિસ્તારજી । લેવાનો કર્યો હતો એ વિચારજી ।૨૭। સત્ય પ્રત્યજ્ઞ થવાને અર્થેજી ॥ એ અભિપ્રાય એહવો એ અર્થજી ।૨૮। તે માટે માન્યું નહીં ત્યારેજી ॥ શ્રી ગીરધરજી ન્યારા થયા જ્યારેજી ।૨૯। ચાંપાશંકર હતા તે ઉપર પણ કરી રીસજી ॥ હું છુ બડો હું રણ આપીસજી ।૩૦। અને નેગ હું ચલાવીસ એહનોજી ॥ વાંટ રંચ ન આપું કહેનોજી ।૩૧। અને શ્રી ગુંસાંઈજીના સેવક સર્વજી ॥ રહે તો મારે ઘેર કરી ગર્વજી ।૩૨। કે આહાંથી જ્યાંહાં રહે કહીંઅજી ॥ પણ એને ઘેર રહેવા દઉં નહીંજી ।૩૩। જ્યારે વૈશ્નવે કહયું તાં એણી પેરજી ॥ હમો રહું તો શ્રી વલ્લભજીને ઘેરજી ।૩૪। કે નહીં તો વૈરાગી થઇજી ॥ ઉઠી જાસું કહો મન લેઈજી ।૩૫। મન તો અમારે કહે કરે નહીંજી । ચિંતા કસરણસ્તે ચિત ઠરેજી ।૩૬। એસે હોતે કહે છે એમ વ્યર્થજી ॥ એહના ઘરના અમારે ન અર્થજી ।૩૭। એણે ત્યાંહાં ઉતર દીધોજી ॥ એથી વચનાચલ પણ લીધોજી ।૩૮। અને શ્રીજીએ એ અભિપ્રાય ભરીયજી ॥ ચાંપાભાઇને આજ્ઞા કરીયજી ।૩૯। જો કોઉ શ્રી ગુસાંઇજીને નામેજી ॥ આવે ચિત કરી અપને ધામેજી ।૪૦। તાકુનીકે કરી સમાધાન કીજેજી । તેણે અતિ સનમાન દીજેજી ।૪૧। એમ શ્રી ગીરધરજીનું પણ એકજી ॥ સિધ્ધ થયું તે કહયો વિવેકજી ।૪૨। અને નેગ તો શ્રી ગીરધરજીએ આલ્યાજી ॥ ન્યારા થઇને પુરવ ચાલ્યાજી ।૪૩। ત્યારે ભીતરીઆને પુછયું સુભાએજી ॥

કયોં રે નેગ નીતે સું થાએજી ।૧૪૪। કેટલા રૂપૈઆ તે એના હોયજી ॥ ભિતરીએ
વિચાર્યું સહુ કોએજી ।૧૪૫। પૈસા ઘણા કહીસે જે જયારેજી ॥ એ ભીયાનું મન
ઘટી જાસે ત્યારેજી ।૧૪૬। અને જે નેગ કર્યો છે તે તો નેગજી ॥ નેગીનો નેગ
આપસે વેગજી ।૧૪૭। પઇસા આપે ત્યારે નેગ તે સેનોજી ॥ એ સહેજે પુછે છે પ્રકાર તે
એહનોજી ।૧૪૮। તે કહયા રૂપૈઆ થોડા તેણેજી ॥ તેટલા રૂપૈઆ આણ્યા એણેજી ।૧૪૯।
કાઢી નાખીને પુર્વ સિધાર્યાજી ॥ પછે જયારે શ્રીજી ગુજરાતથી પધાર્યાજી ।૧૫૦। પધારી
શ્રી ગોવર્ધન આવ્યા જયારેજી ॥ જુએ તો શ્રી ગોવર્ધનનાથને ત્યારેજી ।૧૫૧। રાજભોગ
દીઠો સાઠીનો ભાતજી ॥ તે ભિતરીયાને પુછી વાતજી ।૧૫૨। તેણે કહયું સાંભલીએ
મહારાજજી ॥ ગિરધરજી ત્યાં નેગને કાજજી ।૧૫૩। આપી ગયા તે રૂપૈઆ શેષજી ॥ ને
પોતે ચાલ્યા પરદેશજી ।૧૫૪। શ્રીજીએ કરીને પશ્ચાતાપજી ॥ શ્રી ગોકુલ પત્ર પઠવ્યું
આપજી ।૧૫૫। ચાંપાભાઇને લખ્યું કરી ગધજી ॥ જે તમો આવજો વેગા સધજી ।૧૫૬।
આજતો ભોજન કરૂંગો જયારેજી ॥ તબ જલપાન કરૂંગો સહવારેજી ।૧૫૭। જબ સામગ્રી
સબ ઇહાં આવેજી ॥ જેસી હમારે મનમાં ભાવેજી ।૧૫૮। તે પછી ચાંપાશંકરભાઇ
રાતોરાતજી ॥ સુર્યઉદય લેઇ આવ્યા પ્રાતઃજી ।૧૫૯। ખાંડ ચાવલ આદિ જાવદીકજી ॥ સર્વ
સામગ્રી લાવ્યા અધિકજી ।૧૬૦। ત્યારે હિત ઉપદેશક શ્રીજીયજી ॥ ચાંપાભાઇને કહયું તે
તે ખીજીયજી ।૧૬૧। તોસું મેં કડી ચાલ્યો યોં કીજોજી ॥ જે ઇહાંકી સુધિ તુમ લીજોજી ।૧૬૨।
તેં સામગ્રી કયોં પઠય ન દીનીજી ॥ જાની બુઝીકે એસી કયોં કીનીજી ।૧૬૩। મેં કદાચીત
નગર હુતો નાહીંજી ॥ પે મેરે ઘર તો હતો ઇહાંઇજી ।૧૬૪। નેગ ઇહાં ગુંસાંઇજીકો
કીનોજી ॥ સો તેં ઘટાવન કેસે દીનોજી ।૧૬૫। ત્યારે ચાંપાભાઇએ વિનંતી કરીયજી ॥
મહારાજ સાંભલીએ ચિત ધરીજી ।૧૬૬। રાજ પ્રતાપે હુતો સહુયજી ॥ પણ શ્રી ગીરધરજી
બોલ્યા બહુજી ।૧૬૭। નેગ ચલાવીશ હું કહયું કરી ત્યારેજી ॥ અને વચન માંહો કાંઇ
બોલ્યા જયારેજી ।૧૬૮। તે મારી કટકા કરે ત્યાંહાંજી ॥ તો પછી બોલીને જઇએ
કયાંહાંજી ।૧૬૯। ત્યારે નિતજ્ઞ બોલ્યા હીત માંહીજી ॥ મોકું ગુજરાતસે કાં બોલ્યો
નાહીંજી ।૧૭૦। એણી રીતે કરી ઓલાહાણા દીધોજી ॥ પછે સહુ નેગ ચાલતો કીધોજી ।૧૭૧।
તે સર્વદા ચાલે એણી વારજી ॥ એનો આગલ છે વિસ્તારજી ।૧૭૨। નિત્ય ચરિત્રે તે વિસદ
કરી કહીસેજી ॥ જેહવું અનુસારે લહીસજી ।૧૭૩। એવે નેગનું બીજું પન જેહજી ॥
એણી પેરે પુરણ કર્યું તે એહજી ।૧૭૪। અને કરજનું ગીરધરજીએ જયારેજી ॥ કહયું
હતું મેં દેઉંગો ત્યારેજી ।૧૭૫। ભુત ભવિષ્ય પરીજ્ઞાતાએ લહયુંજી ॥ અંકિત શ્રીજીએ
એમ કહયુંજી ।૧૭૬। દાદા અકેલે તુમ રિણુ યોં કેસેજી ॥ ભલે જો તુમારે મનમો આવે
એસેજી ।૧૭૭। વાંટ દેનો મનમો નહીં આવેજી ॥ મતિ દેજો મનમેં ભાવેજી ।૧૭૮।

પણ ચાર વાંટકે રિણકી મોહેકુંજી ॥ આજ્ઞા દેઉં મેં દેઉંગો ઓહીકુંજી ।૭૯। ઔર રહે સો તુમ હો ત્યારેજી ॥ ભ્રાત વડા બોલ્યા તેણીવારજી ।૮૦। પેટ ભરો જો તમે તમારોજી ॥ રિણ આપું સો વાર અમારોજી ।૮૧। એવો નિરવાનો ઉતર આપ્યોજી ॥ હમ વ્યાપણનો પક્ષ તે સ્થાપ્યોજી ।૮૨। અને વલતુ વડચાર પણુંજી ॥ રાખ્યું પોતે ઘણું ઘણુંજી ।૮૩। અમે કાહેકે બડે કહ્યું એહ વચનજી ॥ તે તાંહાં એહવું આણીને મનજી ।૮૪। શ્રી ગુસાંઈજી હિતભર થઈજી ॥ પ્રેમ સહિત લહી એ કારણ મઈજી ।૮૫। શ્રીજીનું સર્વ સ્વરૂપ તે જાણીજી ॥ માલા ને પાગ આપ્યા મન ભાવીજી ।૮૬। તેણે લૌકીક ભાવ જાણ્યોજી ॥ શ્રી ગુસાંઈજી વિષે દોષ આણ્યોજી ।૮૭। શ્રી વલ્લભને આપ્યા અમને ન આપ્યાજી ॥ એ વડાપણાઓના અણ માપ્યાજી ।૮૮। એટલા માટે વડચાર પણુંજી ॥ નામી દેઈ કર્યું કારજ ઘણુંજી ।૮૯। રણ એહો કને અપાવી વાલ્યુંજી ॥ એમ રણનું પણ ત્રીજું ન પાલ્યુંજી ।૯૦। હાં એક પણ પાલ્યુ છે અહીંજી ॥ વાંટ કહેને કાંઇ આપ્યો નહીંજી ।૯૧। એણે રણનું લેઈ લેઇ નામજી ॥ રૂપૈઆ સહસ્ત્ર બેનું કર્યું કામજી ।૯૨। ભેંસને ખીલા હુતા સીધાજી ॥ તે વેચાવીને પૈસા લીધાજી ।૯૩। અને વાંટમાંહા એક દિવસે સેહેલજી ॥ થોડા થોડા અદદ ને થોડું થોડું તેલથી ।૯૪। મોકલ્યું ત્યારે યદુનાથજીને યાકુંજી ॥ કહ્યું જે કહા ભયો હે દાદાકુંજી ।૯૫। કછુ સ્ત્રી સ્વર માધ્યમ હે યાતેજી । તાકું દાન પડયો હે તાતેજી ।૯૬। યાકો હમારે નાહીંન કાજજી ॥ એ સબ ફરી લે જાઓ આજજી ।૯૭। ત્યારે શ્રીજીએ કહ્યું રહેન દીજેજી ॥ ફરી મતી પઠવો અબ કહા કીજેજી ।૯૮। પણ યદુનાથજીએ એહવું કીધુંજી ॥ ફરી પઠવ્યું રહેવા ન દીધુંજી ।૯૯। એ ચોથું પણ એ પલાવ્યું છે એમજી ॥ પુરણ કીધા સઘલા નેમજી ।૭૦૦। રિણ ત્યાં આપ્યું એણે પ્રકારેજી ॥ તે કહી આવ્યા છું વિસ્તારેજી ।૧। એ પ્રભુ જસ સમોહ સમુદાઈજી ॥ મહા બડભાગી જે લાડબાઈજી ।૨। તેણે આપ્યો કરૂણા કરીનેજી ॥ જે સેવા લાડબાપ્રએ કરીજી ।૩। તે સેવાનો અતિ સત્કારજી ॥ સંકોચ દ્વારા કર્યો તેણી વારજી ।૪। અને સંકોચે પણ પ્રભુની પોતેજી ॥ સેવા કરી છે અતિ મન મોટેજી ।૫। રણમોચને પ્રભુત્વ ધર્મજી ॥ પુરણ કીધો કહયો તે ધર્મજી ।૬। હવે શ્રીજીએ આપ્યા ઉપરાંતજી ॥ ગીરધરજીએ આવ્યા ઉપરાંતજી ।૭। સમાચાર બેટાને પુછેજી ॥ રિણ કેમ આપ્યું ને એહનું સું છેજી ।૮। ત્યારે બેટે કહ્યું તેણી વારજી ॥ વિવદ કરીય સહિત વિસ્તારજી ।૯। શ્રી વલ્લભ કાકા બે ઘડી ચટાઈજી ॥ ભુખ્યા ત્રેડા ત્યાં આવ્યા લાડબાઈજી ।૧૦। કહે છે જે એણીએ આપ્યું સર્વજી ॥ ત્યારે ગીરધરજી બોલ્યા મુકી ગર્વજી ।૧૧। શ્રી વલ્લભને બે ઘડી માંહાં આપ્યું સહુઅજી ॥ અને હું આઠ દિન ભુખ્યા રહુંઅજી ।૧૨। તોએ કો કોડી આપે નહીંજી ॥ એહવું પ્રભુના સ્વરૂપ માંહા અહીંજી ।૧૩।

સર્વજનિત મહાતમ તે જે મીત્રજી ॥ અને સુત્ર આદિ સહુ કેહેને સર્વત્રજી ।૧૪। એહવા મહાતમ તે પ્રગટ અપારજી ॥ એ જે કહેતા ન આવે પારજી ।૧૫। રીઝ મોચન લીલા ચરીત્રજી ॥ જે કો ગાસે સાંભલસે વિચિત્રજી ।૧૬। તે સહુ રિણથી મુક્ત થઇયજી ॥ થાશે નિશ્ચ સંપતિ સમૃદ્ધ મઇજી ।૧૭। દુઃખ દરિદ્ર દ્રષ્ટિ ન પરે કદીઅજી ॥ કોઉ પ્રકારે વિઘ્ન હોએ નહીંઅજી ।૧૮। પૃથ્વીના રાગ ભોગ સંયોગજી ॥ તે આવે અંહને ઉપયોગજી ।૧૯। વૃધ્ધિ પામે પરિવાર ને પુત્રજી ॥ પ્રભુને ધર્મે લીલા ચરિત્રજી ।૨૦। ભકિત ઉપજે સ્નેહ નિરવિધજી ॥ સર્વ પદારથ પામે સિધ્ધજી ।૨૧। પ્રભુનું સ્વરૂપ હોએ હૃદયારૂઢજી ॥ ભકિત રસ ભોગ કરે મહા ગુઢજી ।૨૨। હવે ગીરધરજી આવ્યા જ્યારેજી ॥ ભ્રાત વત્સલ શ્રીજી ત્યારેજી ।૨૩। નિરહેતુક સ્નેહ સમૃધ્ધ અવતંસજી ॥ દોષ ગિણે નહીં કેહેનો અસંજી ।૨૪। આગરા સુધી જેષ્ટ ભાઇનેજી ॥ સામા મલવા પધાર્યા ધાઇનેજી ।૨૫। હિતસું મલી ભેગા થઇઅજી ॥ શ્રી ગોકુલ પાયોધાર્યા લેઇજી ।૨૬। તે કુહરાને ગોટે આવ્યા જ્યારેજી ॥ ત્યાંહાં ચોરે માર્યા હુતા દીઠા ત્યારેજી ।૨૭। દુર્વાસના ઉંડે તેણીવારજી ॥ શ્રીજી નયનસુખે અસવારજી ।૨૮। એડી દીધું દુર્ગંધને ઉરજી ॥ નીકલી ગયો અચાનક જેયમ સરજી ।૨૯। ગીરધરજી જોઇ થયા પ્રસન્નજી ॥ શ્રીજીને પુછયું આણી મનજી ।૩૦। યાંકો કહા ધર્યો હે નામજી ॥ ત્યારે શ્રીજીએ કહયું આમજી ।૩૧। નામ તો કછુ ધર્યો હે નાહીંજી ॥ સબ કોઉ નીલા નીલા કહેત ઇહાંઇજી ।૩૨। ત્યારે ભાંએ કહ્યું હાહાં એજી ॥ એસો અછો ઘોડાકો પાએજી ।૩૩। નામ ધરે વિનું કેસે રહીએજી ॥ પાછે નેનસુખ નામ ધર્યું તે કહીએજી ।૩૪। શ્રીજી ગુજરાતથી પધાર્યા જ્યારેજી ॥ મુરલીધરે પહેલા શ્રીજીને ત્યારેજી ।૩૫। કહાવ્યું એ ઘોડા મુલ દો મોહીકુંજી ॥ શ્રીજીએ કહયું મોલ કહા કરૂં તોહીકુંજી ।૩૬। મોલ કરૂં મેં સોદાગર નાહીંજી ॥ તેરો હે સુખેન ચઢ તું ઇહાંઇજી ।૩૭। એ વાત એણે સમય અભિપ્રાય સાથેજી ॥ ગિરધરજીને કહી એ તે નાથજી ।૩૮। દાદા એ બડે એહાને તુમારેજી ॥ ઘોડા મોલ માંગ્યો પાસ હમારેજી ।૩૯। મેં કહયો તેરો હે ચઢી તું નિત્યજી ॥ મેં મુલ કયા કરૂં તેરે નિમિતજી ।૪૦। ગીરધરજીએ કહયું કહા જાનેજી ॥ મુર્ખ હે હિતકું પહેચાનેજી ।૪૧। પાછે કુલ દિપક જેષ્ઠ ભાઇનેજી ॥ શ્રી ગોકુલ પધાર્યા લેઇનેજી ।૪૨। હવે શ્રી ગોકુલ નાયક ગોકુલ માંહાંજી ॥ સદા સર્વદા આનંદ માંહાંજી ।૪૩। ગુઢ ગર્જનાસું રસિક વરેસજી ॥ પ્રગટ પરમાનંદ અતિ રસ વેસજી ।૪૪। એમ બિરાજે છે નિત્ય જ્યાંહાંજી ॥ અનેક ઉત્સાહે મંગલ ત્યાંહાંજી ।૪૫। પર લોકોતર લોક પ્રસિધ્ધજી ॥ લોકવત ગૃહસ્થાશ્રમ જુત રિધજી ।૪૬। એમ દિદિન નિત્ય નવનવા હોએજી ॥ તે અનુભવી લહે સમજે ન કોએજી ।૪૭। પછે સવંત સોલસે ઓગણપચાસજી ॥ શુભ દિન જોઇ ચૈત્ર શુભ માસજી ।૪૮। શ્રી ગોપાલ તણું ઉપવિતજી ॥

આનંદ ઉત્સાહે કરી પ્રીતજી ૧૪૯। અનેક વિધોગત રીતે કર્યુંજી ॥ જ્ઞાત કુટુંબ જુત ઉલટ ભરીયુંજી ૧૫૦। ત્યાં પંડિત ગાએ અનેક ગુણીજી ॥ જાચક માંગદ સુત એ સુણીજી ૧૫૧। કવી કોવીદ વાજંત્ર આવેજી ॥ ગુણી નૌતન પ્રગટાવી લાવેજી ૧૫૨। હોએ ઘણા દિવસ આગમ વિનાંગીજી ॥ અતિસય શોભા માંહા પાગીજી ૧૫૩। ઘરની કુટુંબ સ ।ની ભાવેજી ॥ વૈશ્નવ મનોરથ કરી ચઢાવેજી ૧૫૪। ત્યાં વૈશ્નવ જુત સહુ પરિવારજી ॥ પરમ સુંદરવર સુખનું સારજી ૧૫૫। પોતે પધારે વિનાંગી માંહાંજી ॥ કૌતુક અનેક સાથે લેઈ ત્યાંહાંજી ૧૫૬। આતસબાજી ભાંત અનેકજી ॥ સાંબેલા કર્યાં કરી વિવેકજી ૧૫૭। અસ્વ અનુપમ સુંદર ઘણુઅજી ॥ વર્ણન કયાં લગી કરૂં તેહ તણુંજી ૧૫૮। હાથી સુંદરના બહુ નામજી ॥ જે જે આવ્યા અહીં આ કામજી ૧૫૯। ગોપાલ પ્રસાદ મહા ગજરાજજી ॥ અનંત દિન આવ્યો ઇંહાં કાજજી ૧૬૦। પ્રતાપ પુંજ પ્રતાપ દિનકરજી ॥ વિનોદો મુકનો રૂપ શંકરજી ૧૬૧। એહવા કુંજર શણગાર્યાં સોહેજી ॥ દેખીને કામ તણા મન મોહેજી ૧૬૨। એહોની સાથે માહેની મન પવનીજી ॥ માનવતી કિરણી અતિર બનીજી ૧૬૩। એ જુથ અનેક શોભાએ ભરીજી ॥ વિવિધ પ્રકારે વિનાંગી કરીયજી ૧૬૪। એમ અતિ ઉત્સાહ તે સહિતજી ॥ પ્રિયપુત્રને દીધું ઉપવિતજી ૧૬૫। અને એણે જ પ્રકારે કરીયજી ॥ પચાસ સવંતસરે તે ફરીજી ૧૬૬। વૈશાખ માસ મધ્યે શુભદિન જોઇજી ॥ વિઠલરાયજીને દીધું જનોઇજી ૧૬૭। આગલ અખિલ ધર્મ રક્ષકજી ॥ ધર્મ અનેક તણા પક્ષકજી ૧૬૮। દાનેશ્વરાધીસ મહાસારજી ॥ કામનાનો આશ્રય આધારજી ૧૬૯। કામના કામનાની પુરક સરણજી ॥ નિત્ય નિમિત્ય ધર્મ આચરણજી ૧૭૦। નિમિત્ય પામી કુરૂક્ષેત્ર જઈઅજી ॥ કામના પુરણ કરી માની લઈઅજી ૧૭૧। કામનાને સામર્થ આપવા કાજજી ॥ કુરૂક્ષેત્ર પાચોધાર્યાં મહારાજજી ૧૭૨। બુધ્ધી અનુસારે જેહવું લહીસેજી ॥ તે આગલ બીજે માંગલ્યે કહીસેજી ૧૭૭૩।

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ મહા વિચિત્ર અદભુત રસ

જાની જમુનાદાસ રચિત વ્યારાના ગોપાલદાસ વિરચિત

ગુજરાત ગમાંતર શ્રી ગોકુલ લીલા વર્ણનો ભક્ત આગમન પ્રકાર

પિતૃરૂણ મોચન લીલા વર્ણનો નામ

તૃતીય તરંગે પ્રથમ માંગલ્ય સંપુર્ણમ

માંગલ્ય પહેલું સમાપ્ત.

# માંગલ્ય —૨— બીજું

હવે કુરૂક્ષેત્ર પધાર્યા તે પ્રસંગ લખીએ છીએ – રાગ 'રામગીરી' એહની જાત શ્રી આચાર્યજીના માંગલ્યની પ્રાગટયનાની – જે એ પ્રાગટયનું તે કારણ – જે વલણ સહીત ગવાસે -- મુલચાલ જાત – 'લક્ષ્મણ સુત' તે કડવું વલ્લભાખ્યાનનું છે તેમ ગવાસે.

**ચાલ :** જય જય વલ્લભ વર અનુપજી ॥ સાર શિરોમણી રસીક સ્વરૂપજી ।૧।
શ્રી ગોકુલનું જીવન સારજી ॥ પ્રાણ પ્રિતમજી ભકિત આધારજી ।૨।
શ્રી ગોકુલ પ્રિય પ્રભુ સુખ રાસજી ॥ શ્રી ગોકુલ ભુષણ સદા નિવાસજી ।૩।
પ્રાણ વલ્લભજી અતિ ઉદારજી ॥ કરૂણા સાગર સૃષ્ટિ સંગારજી ।૪।

**વલણ :** સંગાર સાર શિરોમણી એ એહવા પરમ વરેસ ॥
ગુજરાતે પાયોધારી પધાર્યા પ્રિતમ શ્રી ગોકુલેશ ।૫।
ત્યાંહાં ભકતને મહાદાન કરી અવારી સૃષ્ટિ અપાર ॥
પ્રાણ વલ્લભ પ્રિતમજી તે સ્વકીયનો આધાર ।૬।
ગાદી સુઢે બેઠકમાં બિરાજે મારો નાથ ॥
ભાંત ભાંત લીલા કરે છે રસિક જન સહુ સાથ ।૭।
પ્રસન્તાએ વાર્તા તે વચનામૃતની વૃષ્ટિ ॥
ભાગ્યવાન જે ભગવદી સાંભલે સઘલી સૃષ્ટિ ।૮।

**ચાલ :** સૃષ્ટિ સર્વને દીધા દાનજી ॥ રસે વર્યા રસિક તે કરે પાનજી ।૯।
ઉદાર શિરોમણી મહા કૃપાલજી ॥ શ્રી ગોકુલ પ્રભુ પરમ દયાલજી ।૧૦।
એણી ભાંતે શ્રી મહારાજજી ॥ અંગવદ ભકતના સરીયા કાજજી ।૧૧।
પ્રથમ પિતાનું આપ્યું રણજી ॥ શ્રી વલ્લભજીએ રાખ્યું પણજી ।૧૨।

**વલણ :** પણ પોતે રાખ્યું તે તેહવા શ્રી મહારાજ ॥
તેહ માંગલ્ય મહેદે કર્યું છે ભકિત સૃષ્ટિ સમાજ ।૧૩।
એહવે મનમાં ઉપજ્યું જે એક ધર્મે ચરિત્ર ॥
કુરૂક્ષેત્રને પાવન કરવા આણીયું તે વિચિત્ર ।૧૪।
તે સવંત સોલ એકાવને વૈશાખ સુદી દિન જેહ ॥
શુભવાર નવમી મહા નિરૂપમ વિજય કીધો તેહ ।૧૫।
લીલા એહ તે અભીનવી આણી મન વિચાર ॥
જયજય મહા મંગલ નીધી જયશ્રી પ્રાણ આધાર ।૧૬।

**ચાલ :** પ્રાણ વલ્લભજી જે મહારાજજી ॥ અનંત જીવના કરવા કાજજી ।૧૭।
જે શ્રી પ્રિતમ સુંદર સ્વરૂપજી ॥ આનંદ સાગર પરમ અનુપજી ।૧૮।

ભકત જીવન પ્રભુ ભકત આધારજી ॥ મહા મનોહર સુખનું સારજી ।૧૯।
રસભર વહાલો આસને રાજેજી ॥ સુંદર તકીયા પીઠે બિરાજેજી ।૨૦।
વલણ : પાછલ તકીઓ અતિ બીરાજે સોહામણો સુખરૂપ ॥
ત્યાંહાં બેઠા પ્રભુ પાતલો શ્રી ગોકુલનો ભુપ ।૨૧।
ઈચ્છાએ એમ ઉપજ્યું મનમાં કર્યું નિરધાર ॥
કુરૂક્ષેત્રને જે પાવન કીજે સુંદરવર મહાસાર ।૨૨।
એ લીલા કાંઇ એક મન ધરીને કહું ઉલટ માંહાં ॥
શ્રી પ્રભુજી પાયોધારસે તે કહેસું આગલ ત્યાંહાં ।૨૩।
પ્રાતઃ નાહી પધારીને પ્રિતમજી અતિ સાર ॥
શ્રી નાથજીને સૃંગારી આવ્યા પ્રાણ આધાર ।૨૪।
ચાલ : પ્રાણ વલ્લભજી અતિ સુખરાસજી ॥ બેઠક બેઠા મન હુલ્લાસજી ।૨૫।
પરવેષ્ટિત તે સહુ નિજદાસજી ॥ ચાંપોભાઇ તેડાવ્યો પાસજી ।૨૬।
આજ્ઞા આપી વચને જેહજી ॥ ઘોડા વાહેણી છકડા તેહજી ।૨૭।
સામગ્રી સર્વ આવે કાજજી ॥ સાથે જે જે સોહીએ સાજજી ।૨૮।
વલણ : સાજ સર્વે તે સિધ્ધ કરે ગુજરાત કેરી રીત ॥
ચાંપાભાઇએ સિધ્ધ કરીયને માનીયું કરી પ્રિત ।૨૯।
પછે પ્રભુજી પધાર્યા ભોજનશાળા જ્યાંહાં ॥
શ્રી વહુજી હરખીયા આનંદ પામ્યા ત્યાંહાંજી ।૩૦।
ખટરસ સહિત ભોજન કરી અચવી પધાર્યા રાજ ॥
બેઠક મધ્યે શોભા ઘણી ભકતના સરીયા કાજ ।૩૧।
ભોમ સેજે પોઢીયા પ્રીતમ પરમ દયાળ ॥
ઉથાપને આનંદ ભર રસ ભર્યા રસીક રસાલ ।૩૨।
ચાલ : રસિક રસાલ પ્રભુજી સોહેજી ॥ ગાદી તકીયે બેઠા મોહેજી ।૩૩।
ભકત અપરમિત પ્રભુને નિરખેજી ॥ શ્રીમુખ જોઈ જોઇ અતિ ઘણું હરખેજી ।૩૪।
ધોતી સુંદર ખાસા તણીયજી ॥ પહેરી પ્રભુજી સોંધે સણીયજી ।૩૫।
ઉપરેણો ધર્યો હમેલજી ॥ એણી ભાંતે મોહન વેલજી ।૩૬।
વલણ : મોહન વેલ બિરાજે બેઠા આસન વાલી નાથ ॥
અંગવદ્દ અસંખ્યાત સૃષ્ટિ તે સ્વરૂપ નિરખે સાથ ।૩૭।
વિજય કરવા સમય તણી તે પ્રસન્નતા છે જેહ ॥
એ સમયનું સ્વરૂપ છાયા માત્ર કહું છું હું તેહ ।૩૮।

શ્રી મસ્તકથી ઉપરેણો છોડી સમાર્યા તે કેસ ॥
પેચ દઈ અંબોડો વાલ્યો સુંદર પરમ સુવેસ ।૩૯।
ચલક ઝલક આભા અનુપમ શ્યામ સોહે સાર ॥
છુટા કેસ દીર્ઘ શોભાનો નહીં પાર ।૪૦।

**ચાલ :** પાર પામું નહી અથાહ સ્વરૂપજી ॥ તિલક બિરાજે ભાલ અનુપજી ।૪૧।
કેસર ચંદન રેખા સોહેજી ॥ કપોલ ગલ્લ સ્થલ જોઇ મોહેજી ।૪૨।
શ્રવણે કુંડલ ઝલકે જયોતજી ॥ શોભા શીરોમણી આભા ઉદ્યોતજી ।૪૩।
નેત્ર રસીલા અતિ રસાલજી ॥ તીક્ષણ ચપલતા અતિ અણીયાલજી ।૪૪।

**વલણ :** અણીયાલા વિસાલ સુંદર દીર્ઘ મનોહર રૂપ ॥
એહવા નયણ રસીલા રસભર અતિ રસાલા અનુપ ।૪૫।
નાશિકા ભાંત અવ્યકત શોભા તેજ પુંજ પ્રકાશ ॥
મુછ મનોહર પરમ સુંદર દીર્ઘ સુખની રાસ ।૪૬।
શ્રીમુખ કમલ સોહામણું મોહામણું અતિ સાર ॥
વચનામૃતની વૃષ્ટિ વરસે સૃષ્ટિ પર ઉદાર ।૪૭।
દંત પાંત કલી દાડમ અધર ઓષ્ટ રસાલ ॥
શોભા શોભે અભિનવી ઝલકત વદન વિશાલ ।૪૮।

**ચાલ :** વિશાલ એ વરસે શ્રીમુખ શોભાજી ॥ અધરામૃત આપે નિકટ જે ઉભાજી ।૪૯।
બીડું લેતા મુખ વિકસાવેજી ॥ કપુરની ફાંક શ્રી હસ્તે સોહાવેજી ।૫૦।
મુખમાં મહેલે પ્રાણ આધારજી ॥ ચુનો લે તે શોભા અપારજી ।૫૧।
ગ્રીવા ગુણનીધીની અતિ ગહેરીજી ॥ તુલસી માલા કેસરી પહેરીજી ।૫૨।

**વલણ :** કેસરી દુલરી માલા તુલસી એકલરી તેહ ॥
ગુંજા મુકતા હેમ માલા ભાંતિ ભાંતિની જેહ ।૫૩।
પુષ્પનો તે હાર પહેર્યો મહેકતો મન મોહે ॥
ઉપવીત ઉજજવલ વલ્લભ બ્રીધણ જયાં લગી રહ્યું સોહે ।૫૪।
ભુજા બેહુ તે લલકતી અંગુલી અનુપમ સાર ॥
નખમણીની શોભા સોહે મુદ્રીકા તે અપાર ।૫૫।
લાલ હીરા ઝલકતી ચલકતી તેજ પ્રકાસ ॥
ફેરૂઆ સાદાની સોહે એહવી અતિ સુખરાસ ।૫૬।

**ચાલ :** સુખ અતિ રસરાસ તે રૂદય વિસાલજી ॥ ઉચ ઉરોજની શોભા રસાલજી ।૫૭।
ઉદર નાભી તે સરોવર સોહેજી ॥ કટિલંક જોઈ વૃંદ સહુ મોહેજી ।૫૮।

રસઅંગ તે આછાદાન કરીયાજી ।। જંઘા જુગલ ખંભ જોઇ મન હરીયાજી ।૫૯।
જાનું એડીની ઉપમા સારજી ।। શ્રી ચરણારવિંદ અમિત અપારજી ।૬૦।
વલણ : ચરણારવિંદ મકરંદ શોભા શોભિતા રસ રાસ ।।
એહવા બેઠા આસનેજી શ્રી પ્રભુજી ઉલ્લાસ ।૬૧।
સમૃદ્ધ અતિસય બહુ મલી વીંટી રહી રસરૂપ ।।
વચન મધુરા વૃષ્ટિ વરસે શ્રી ગોકુલનો ભુપ ।૬૨।
સાહામા સનમુખ સોહીએ તે શ્રોતા અતિ સાવધાન ।।
જી જી કહીને ઉતર આપે ભકત એ ભાગ્યવાન ।૬૩।
ભાણેજ ભટ તે અતિ ઘણું જે પ્રભુસું સાનુકુલ ।।
વલી જમાઇ સૃષ્ટિ બહુ તે જુએ મનની કુલ ।૬૪।
ચાલ : કુલ તે અતિઘણી રસીક જે વૃંદજી ।। આંગણે ઉભા જુએ મુખચંદ્રજી ।૬૫।
વેદીની તે ચોતરી સારજી ।। સિઢી સુધી સાહામી હારજી ।૬૬।
સકલ સૃંગાર ધર્યાં જે અંગજી ।। નયણે કાજલ દીધા રંગજી ।૬૭।
એક મને સહુ શ્રીમુખ નિરખેજી ।। ચકોરની પેરે પ્રભુને પરખેજી ।૬૮।
વલણ : પરખે પ્રેમદા પ્રીતમજી અટાલીએ જેહ ।।
દ્વાર દોહીરી તીહારી સોહે એક ટકે સહુ તેહ ।૬૯।
સીઢી સઘલી શોભાએ તે સુંદરીની પાંત ।।
આંગણ અનુપમ ભકત કેરી હાર તે ભલી ભાંત ।૭૦।
ખાંભી બેહુથી સાહામા સામી શોભીએ તે હાર ।।
તેહના પાછલ અનંત ઉભા ડોઢી સુધી હાર ।૭૧।
મુઢા પાછલ ભકત બેઠા હોમઘરને દ્વાર ।।
મણી કોઠા માંહાં સેવાવર્તી સાવધાન ।૭૨।
ચાલ : સાવધાન સહુ સૃષ્ટિ અનુપજી ।। શ્રીમુખ શોભા નિરખે રૂપજી ।૭૩।
અતિ પ્રસન્ન શ્રી પ્રાણજીવનજી ।। વિજય કર્યાનો સમય ધન્યજી ।૭૪।
મહા ભાગ્યવાન સનમુખ આવ્યાજી ।। વાગા સમારી સિદ્ધ કરી લાવ્યાજી ।૭૫।
ગાદી મુઢે સોહે આધારજી ।। શોભા સહિત બિરાજે સારજી ।૭૬।
વલણ : સાર સુખ નીધી શોભીએ પ્રિતમ પ્રાણ વરેસ ।।
ભકતે વિનંતી કરી વાગો પહેરાએ પ્રાણેશ ।૭૭।
સમારી સોંધે ભરીયને ચુણી ચતુર સુજાન ।।
પાગ લેઇ આગલ બાંધી એ જીવન પ્રાણ ।૭૮।
કર ગ્રહીને શીષે બાંધે શોભા સોહતી જીએ ।।
ચુણાવ માંહાંથી નીસરે જેમ સુગંધ તે ફેલાએ ।૭૯।

પાગ બાંધી પેચ સાથે શ્વેત મહીન અપાર ॥
ધોતી સુંદર શોભીતી સોંધે ભરી તે સાર ।૮૦।

ચાલ : સાર શીરોમણી સ્વતઃ તે પહેરેજી ॥ ખાસા કેરી સુંગધે ગહેરેજી ।૮૧।
અદ્ય પઇઆ થઇ છે તે વ્હાલોજી ॥ રસ ભર રસિક તે નિહાલોજી ।૮૨।
ચોલણો ચુણીને આગલ ધર્યોજી ॥ શ્રી કરમાંહાં લેઇ અંગી કર્યોજી ।૮૩।
પહેર્યો સમારી સોંધે સણીયોજી ॥ કસણી બાંધી તે અતિ વણીયોજી ।૮૪।

વલણ : વણાવીને બંધન વાધે કટાવસું અસમેત ॥
અરગજે મહમહે તે ભાગ્ય ભકતને હેત ।૮૫।
માલા તે આછાદન કરી બેઠા તે પ્રાણ આધાર ॥
પટકો ધોલો ધરણ ગામી આગલ રાખ્યો સાર ।૮૬।
સટકડો ત્યાં બાંધીયો ચીપ સમેત તે જેહ ॥
એણી ભાંતે પ્રાણ વલ્લભ સુંદર સોહે તેહ ।૮૭।
મોજા મનોહર સકોમલ પહેર્યા પ્રાણ વરેસ ॥
ચર્ણાર્વિંદ આછાદીયા વલ્લભવર તે નરેસ ।૮૮।

ચાલ : વરેસવર તે એ વલ્લભજી સારજી ॥ ઉપરેણો ઓઢયો તે આધારજી ।૮૯।
લાલ ચોલણો ઉપર હમેલ સોહેજી ॥ જોઈ જોઇ સહુ વૃંદના મનડા મોહેજી ।૯૦।
ગુર્ણીજન ગુણે ભર્યા કરે સહુ ગાનજી ॥ સારંગી સ્વર સોહે તાનજી ।૯૧।
ભટ જાચક અને માંગદ સહુજી ॥ છંદ પ્રબોધ અને કવિત ભણે બહુજી ।૯૨।

વલણ : બહુ પંડીત આવીયા ભણતા વેદ ॥
જોતસી તે મુહુર્ત સાથે પલ ઘડીના ભેદ ।૯૩।
અટાલીએ સુંદરી જેહ સોહે અતિ સુખદાઇ ॥
આંગણમાં સૃષ્ટિ તે અતિસે જૈજૈકાર સોહાઈ ।૯૪।
એણી પેરે ઉછાહા અપર્મિત ફુલ્યા સહુના મન ॥
શ્રી વલ્લભ બિરજે ગાદી બેઠા પ્રસન્ન ।૯૫।
પાગ પર તે પેચ સોહે મોહે ભકત સમાજ ॥
નાથજીસું વિદા થાવા મુહુરત પુછે રાજ ।૯૬।

ચાલ : રાજરાજેશ્વર મનોહર રૂપજી ॥ આનંદ દાતા સુખદ સ્વરૂપજી ।૯૭।
વચનામૃતની વૃષ્ટિ જેહજી ॥ કુરૂક્ષેત્રની કરી છે તેહજી ।૯૮।
એ જાનીએ ગ્રહી પ્રભુની દયાએજી ॥ તે ઢલણ થઇ મહેદ કૃપાએજી ।૯૯।
એણી સહાયેથી મુહને દાનજી ॥ સેવક દેવજી કરે રસ પાનજી ।૧૦૦।

**ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ મહા અદભુત વિચિત્ર રસ કુરૂક્ષેત્ર પધારવા વાગો પહેરી બેઠા છે તે**

**માંગલ્ય ૨ જું સમાપ્ત**

# માંગલ્ય – ૩ – ત્રીજું

હવે કુરૂક્ષેત્રનું માંગલ્ય બીજું લખીએ છીએ.

રાગ : 'આજ સખી શ્રી ગોકુલપતી આવ્યાજી ॥ કીજે મનના ભાવ્યાજી' એણી ભતે ગવાસે. શ્રી વલ્લભ વર રસ ભર્યા તે સુંદર સુખનું સારજી ॥ રસિક શીરોમણી રાજીયો તે પ્રિતમ પરમ ઉદારજી ।૧। વાગો પહેરી સિધ થયા એ શ્રી ગોકુલનો નાથજી ॥ આસને બેઠા શોભીએ તે નિરખે સઘલો સાથજી ।૨। ગડુઓ લેઇ ખવાસે આવ્યો આરોગ્યા જલ પાનજી ॥ ઘુંટ ઘુંટ સ્વાદ તે લીધું વલ્લભ પરમ ઉદારજી ।૩। બીડું લેઇ આગલ ધર્યું ને આરોગ્યા સુખ રાસજી ॥ ચુનાવટીથી ચુનો ને વલી લીધું સંગ બરાસજી ।૪। જોતસીએ કહયું શ્રી પ્રભુને સુણીએ શ્રી મહારાજજી ॥ મુહુંત સમય થયો તે સિદ્ધ કીજીયે કાજજી ।૫। સુણી પ્રભુજી ઉઠીયાં તે શોભાનો નહીં પારજી ॥ જય જયકાર ચહુંદીસ થકી તે કરે સકલ નરનારજી ।૬। કીર્તનીઆ કિર્તન કરે ને ભાટ તે ભણતા જાએજી ॥ કવિત સવૈયા સોહતા તે આનંદ અંગ ન માએજી ।૭। સુંદરી સહુ સોહાસણી તે સુંગાર કર્યા સુખ દાઇજી ॥ પંડિત વૈદિક અતિ ભલાં તે સંગ પ્રભુને સોહાવેજી ।૮। સૃષ્ટિ અપરમીત શોભીએ તે નિરખે સહુકો સાથજી ॥ પ્રભુજી પરમ પ્રસન્ન થકા તે લટકે ચાલે નાથજી ।૯। એણી ભાંતે મલપતા તે આવ્યા તે સિંઘદ્વારજી ॥ જલહલ જલહલ જગમગતા તે વરસે રૂપ રસ ધારજી ।૧૦। વામા વૃંદ સોહામણા તે સીઢી લહાવ મંઝારજી ॥ અને અપરમિત રસ ભર્યા તે પ્રસાદીય ભંડારજી ।૧૧। ગલી ભલી રહી ગહગહી તે નિરખે સુખનીધી નાહજી ॥ જગમોહન જગમગી રહયું તે સહુને અતિ ઉત્સાહજી ।૧૨। જગમોહન પાયોધાર્યાં પ્રભુજી ઉભય અનુપમ હારજી ॥ પ્રસન્તા મન અતિ ઘણી તે આનંદ મોદ અપારજી ।૧૩। એણીભાંતે પ્રીતમજી તે મંદીર માંહાં પાયોધાર્યાજી ॥ જયજયકાર કરી ભકત તે વલ્લભજી પર વાર્યાજી ।૧૪। નાથજી સનમુખ આવી ઉભા સ્નેહ ભર્યા મહારાજજી ॥ એકી ઓર ઉભા રહી જુએ વિદાએ થવાને કાજજી ।૧૫। સાષ્ટાંગ દંડવત કરીને નેત્રે નેહ જણાવેજી ॥ જન શિક્ષાને અર્થે સહુ એ કરે તે સેવક ભાવેજી ।૧૬। વહુ બેટી તે શ્રીમુખ નીરખે હરખે ભર્યા ઉત્સાહેજી ॥ શ્રી વહુજી ઓટે રહીને સુંદર નિરખે નાહજી ।૧૭। શ્રી ગોપાલે બીડું લેઈને શ્રી હસ્ત માંહાં દીધુંજી ॥ પ્રાણ વલ્લભજીએ તે બેઉ કરમાંહે લીધુંજી ।૧૮। પુષ્પહાર સમર્પીઆ તે શ્રી પ્રભુએ પહેર્યા તેહજી ॥ વિદા સમય નેત્રસું જલ તે જણાવી રસભર નેહજી ।૧૯। પછે પધાર્યા સનમુખ જોતા શોભા કહીય ન જાએજી ॥ જયજયકાર હવો તે આનંદ મંગલ થાયજી ।૨૦। જગ મોહન જગ મોહતા આવ્યા ભીડ તણો નહીં પારજી ॥ બેઉ હાર મધ્યે પ્રભુ સોહે એમ ચાલે આધારજી ।૨૧।

આગલ ભીડ ઘણી ભરી તે લદાવ ને સિંઘદ્વારજી ॥ પ્રીતમજી પરવરીયા આવે વિઠ્ઠલ રાજકુમારજી ।૨૨। સિંઘદ્વારે આવતા ડગ ભરતા સિઢી લદાવની સારજી ॥ આગલ સૃષ્ટિ અનંત થઈ તે રતન ચોક ગઇ હારજી ।૨૩। જગમોહનની ગલી ભરી તે પુંઠે ધસતા આવેજી ॥ લદાવમાં પાયોધાર્યા પોતે રસીયા સંગ સોહાવેજી ।૨૪। એણી ભાંતે સૃષ્ટિ સંઘાતે મહાપ્રભુ મધ્યે મહાલેજી ॥ ભકત સોહાગી બડભાગી તે શ્રીમુખ જોતા ચાલેજી ।૨૫। રતનચોક પાયોધાર્યા વલ્લભવર શ્રી મહારાજજી ॥ નીલો નૌતન નયનસુખ તે સૃંગારી કરી સાજજી ।૨૬। સેવક કેરા જુથ તે ભરીયા રતન ચોક રહ્યો છાહીજી ॥ એક મને સહુ શ્રીમુખ નિરખે આનંદ ભર્યા ઉમાહીજી ।૨૭। વ્હાલાજીને વિજય તિલક તે રસભર ભકતે કીધુંજી ॥ કુમકુમ ચોખા ચોઢી કરમાં શ્રી ફલ બીડું દીધુંજી ।૨૮। પુત્રબધ પરિવારે ઉભા શ્રી વલ્લભ સુખધામજી ॥ ભટ ભાણેજ અને જમાઈ તે કયાંહાં લગી કહું એ નામજી ।૨૯। ભાટ ભણે કવિત ને માંગદ જાચક જશ બહુ ગાયજી । પંડિત શ્લોક ઉચ્ચાર કરે ને સારંગી સુખદાયજી ।૩૦। કીરતનીઆ કીર્તન કરે ને તાલ બંધાન તે વાયેજી ॥ અને ભગવદી સૃષ્ટિ સહુને આનંદ અંગ ન માયજી ।૩૧। ભક્ત વૃંદ મહારસ ભર્યા તે સોહામણો સહુ સાથજી ॥ થોકે થોકે મલી મલી તે નિરખે સુંદર નાથજી ।૩૨ શ્રી ગોકુલ જીવન ઘણી તે અશ્વે થયા અસ્વારજી ॥ જય જય જય થઈ રહ્યો તે શોભાનો નહીં પારજી ।૩૩। સૃષ્ટિ આગલ પાછલ સહુ ચાલે મધ્યે શ્રી રૂક્ષ્મણી લાલજી ॥ તુરંગ ચઢયા પ્રભુ પાતલો તે રસીસો રસીક રસાલજી ।૩૪। ઘોડો ચલાવી આવીયા તે સુંદર જસોદા ઘાટજી ॥ જય જય બોલે જન સહુ તે ઉછાહા સઘલી વાટજી ।૩૫। નાવીએ તે નાવ શ્રીંગારી શ્રી યમુનાજીને તીરજી ॥ અશ્વેથી ઉતરી ઉભા તે શોભાજીનો વીરજી ।।૩૬।। બિછાવણું બિછાવ્યું તીરે બેઠા રૂપ નિધાનજી ॥ પંડિત માગધ ગુણીયને તે આપ્યાં બહુ વિધિ દાનજી ।૩૭। વૃજવાસણી સામી આવીને દોહોણી આગલ રાખીજી ॥ તે માંહેથી લેઇ ચંદન કીધું પ્રીત પ્રભુ અભિલાખીજી ।૩૮। ગુણીજન સનમુખ ગાન કરે તે સારંગી સંગ વાયેજી ॥ એકી અંર ભક્ત ઉભા તે જયજયકાર ભહુ થાયજી ।૨૯। બાલક ભટ ઘણાખરા તે વિદા કર્યા મહારાજજી ॥ આનંદ આનંદ મંગલ બોલે સમૃદ્ધ અનેક સમાજજી ।૪૦। ભાગ્યવાન સેવાવર્તી તે સમય સમય સાવધાનજી ॥ બિછાવણું નાવમાંહાં તે બિછાવ્યું ભાગ્યવાનજી ।૪૧। પછે પ્રભુજી પાતલો તે વલ્લભવર ઉદારજી ॥ શ્રી ગોકુલથી વિજય કર્યો એ વિઠલ રાજકુમારજી ।૪૨। લટકતા અટકતા આવ્યા તે શ્રી યમુનાજીને તીરજી ॥ નાવે સમીપે ઉભા સોહે ગોકુલેશ મહાધીરજી ।૪૩। નાવી બેઠા સનમુખ આવીને શ્રી પ્રભુજીને પધરાવ્યાજી ॥ આસન ઉપર આવી બેઠા ભકત સહુ મન ભાવ્યાજી ।૪૪। બીજે નાવે વૈશ્નવ બેઠા તે સહુ સંગ સોહાએજી ॥ પ્રવાહ મધ્યે નાવ ચાલ્યું તે વાયુવેગે જાયજી ।૪૫। અનંત સાથ અહીં રહ્યા તે શોભા નિરખે સારજી ॥

શ્રી પ્રભુજી પ્રસન્ન થકાં તે વરસે રૂપની ધારજી ।૪૬। ભાગ્યવાન આગલ સોહે તે પ્રભુસું પ્રસંગ ચલાવેજી ॥ વચનામૃતની વૃષ્ટિ હોએ તે ભકત સર્વ મન ભાવેજી ।૪૭। કીર્તન કરે તાન માનસું સારંગી સ્વર બોલેજી ॥ ભાટ ભણે જાચક જસ બોલે કોણ કરૂં સમતોલેજી ।૪૮। એહવે નાવ જઇ તીરે પહોંચ્યું ખરિક સનમુખ ત્યાહાંજી ॥ પ્રીતમ જ્યારે પહોંચ્યા તે હરખ સહુ મન માંહેંજી ।૪૯। નાવ થકી ઉતર્યા પોતે વલ્લભવર મહારાજજી ॥ ઘોડા આણી રાખ્યા આગલ સૃંગારી સહુ સાજજી ।૫૦। પોતે વાગો મોજા પહેરે રૂપ તણો નહીં પારજી ॥ ચાબુક કેડે શ્રી ગોકુલેશ્વર અશ્વે થયા અસ્વારજી ।૫૧। તુરંગ ચલાવે વૃક્ષ ધરાલીંબ તલે પ્રભુ આવ્યાજી ॥ શોભા શોભા છાઈ રહી તે ભકત તણે મન ભાવ્યાજી ।૫૨। બિછાવણું બિછાવ્યું ભકતે ત્યાંહાં બેઠા આધારજી ॥ સંગ પ્રભુને સૃષ્ટિ ભરી તે શોભાનો નહીં પારજી ।૫૩। પવન વયાર આવે મધુર ને વલી પંખા મધ્યે થાયજી ॥ જેજેકાર કરે સહુ જન તે ઉત્સાહ અંગ ન માયજી ।૫૪। એહવે અધિકારીજી આવ્યાં સામગ્રી સિધ્ધ સાજજી ॥ પાત્ર વસ્ત્ર આદિ દેઈ અને ઉભા કહી મહારાજજી ।૫૫। સાથે જાવા સિધ્ધ થયા તે કહું તેહના નામજી ॥ ચાચાજી મહાભકતરાજને સોંપ્યો પ્રભુએ કામજી ।૫૬। વલી ભકત તે પવો ત્રિવાડી ગઢવી જે વિષ્ણુદાસજીભાઇજી ॥ જગન્નાથ ભકત ભલા ને ગોપાલદાસ ખવાસજી ।૫૭। તંબોલી મથુરીયો પોતે પાન સંગ લેઇ ચાલેજી ॥ પ્રિતમજીને રૂચી આવે તે વારંવાર સંભાલેજી ।૫૮। કૃષ્ણરાવ ભાણેજ અને ગોપીકાંત ભટ છે સંગજી ॥ વલી ભટ બીજો તે સાથે લીધા મનને રંગજી ।૫૯। ધોબી વ્હાલો અને વલી જે ભકત ભલા ભાગ્ય વાનજી ॥ સમય સમય કાજ સહુ આવે જેહવું જેહને દાનજી ।૬૦। ઘોડા કેરી સેવાને છે નરવદ ને હરીદાસજી ॥ છકડો વાહેણી પાલખી સારથી સઘલા પાસજી ।૬૧। જેહની સેવા તત્પર તે પોહોરૂઆ બહુ સોહાવ્યાજી ॥ વાગો પહેરી આગલ ઉભા પાગ પેચ ભલા ભાવ્યાજી ।૬૨। ગુજરાતે જે સાથ હતો તે તંબુ ડેરા જેહજી ॥ બેઠક સેજ્યના સ્થલ સ્થલ સે હતા આવે પ્રભુને તેહજી ।૬૩। એ સહુ સાજ સિધ્ધ સોહે પ્રભુની સનમુખ આવ્યાજી ॥ લીંબ તલે બીરાજે વ્હાલો ભકતજન મન ભાવ્યાજી ।૬૪। સાહામો સંગ સોહાગી બેઠો તે સંગ વારતા ચાલેજી ॥ વચનામૃતની વૃષ્ટિ હોએ તે રસીયા નેત્રે ઘાલેજી ।૬૫। એહવે ખવાસ ગડુઓ લ વીને ઉભો જ્યાં મહારાજજી ॥ શ્રીકરે ગ્રહી જલપાન કર્યું તે નિરખે સર્વ સામજજી ।૬૬। ગડુઓ આપી બીડું લેઇને ચુનો સંગ બરાસજી ॥ પ્રાણ વલ્લભજી પ્રસન્નતા સાથે બિરાજે સુખ રાસજી ।૬૭। સુંદર પાગ તે શીષ બિરાજે સોહે પ્રાણ આધારજી ॥ શ્રી સ્વરૂપ સોહામણું તે ઝલક ચલકતું સારજી ।૬૮। ઉપર શીર લાલ પેચ તે બાંધ્યો અભિનવ રૂપજી ॥ તિલક કેસરી ભાલે રેખા બેહુ અનુપજી ।૬૯। ગલસ્થલ જલકી રહ્યા ને કુંડલ ઝલકે કાનજી ॥ ભ્રકુટી વંક ઝલકી રહી તે

શોભાનો નહીં માનજી ૧૭૦। નેત્ર ચપલ તિક્ષણ અણીઆલા રસભર રસીયા જેહજી ॥ નાસા મુછ મનોહર દીર્ઘ ઝલકે સુંદર તેહજી ૧૭૧। અધર ઓષ્ટ બેહુ અરૂણ ઝલકતા શ્રીમુખ સુખની રાસજી ॥ દંત પંકિત ચલકેઝલકે તે ઘેરી રહયા જુએ દાસજી ૧૭૨। સોંઘે સણ્યો ચોલણો સુંદર શ્વેત તે પહેર્યો સારજી ॥ ઘેરા કટી બંધ શોભિતા શોભાનો નહીં પારજી ૧૭૩। તુલસી માલા કેસરી તે આછાદી છે જેહજી ॥ પુષ્પહાર જયરજ જલને મહેકે મનોહર તેહજી ૧૭૪। ઉંચ ઉરોજ આછાદીયા તે ઉપવિત એણી ભાંતેજી ॥ ઉપરેણો હમેલ રાજે તે શોભા કેરી પાંતજી ૧૭૫। પટુકો ઘોલ ધરણ ગામી તે સાટકડા બહુ સોહેજી ॥ ઉપરેણો હમેલે રાખ્યો તે દીઠે મનડા મોહેજી ૧૭૬। ભુજા બેહુ તે લલકતી ને અંગુલી અનુપમ સારજી ॥ મુદ્રીકા સોહે અતિ ઘણું તે ચલક ઝલકતી અપારજી ૧૭૭। હીરા માણેક નંગ જડયા તે પહેર્યા પ્રાણ આધારજી ॥ પૃષ્ટ અંગ આછાદન કરીયા પ્રીતમ પરમ ઉદારજી ૧૭૮। કટિલંક ને રસિક અંગ તે ઘોતી માંહાં સહુ સોહેજી ॥ મોજા ઘુંટણ ઉપર શોભા દેખી વૃંદજન મોહેજી ૧૭૯। જંઘાજાનું ચરણ તલ સુધી અછાદ્યાં સહુ અંગજી ॥ એણી ભાંતે શ્રી વલ્લભજી બેઠા મનને રંગજી ૧૮૦। શોભા શોભા થઇ રહી તે દીસે ઝાકઝમાલજી ॥ ચોહોફેર ઘેરી રહયા જે ભકત વૃંદ રસાલજી ૧૮૧। ગુણીજન ગાન કરે બંધાને તાન માન સ્વર સાધીજી ॥ સારંગીનો સ્વર મધુર તેણે અદભુત શોભા વાધીજી ૧૮૨। ભગવદી સાથ સંગ સહુ સોહે વ્હાલાજીના દાનજી ॥ મહીલા મલી મલી શ્રીમુખ શોભા નિરખે ભાગ્યવાનજી ૧૮૩। પ્રીતે પ્રીતમ સ્નેહ ભર્યા એ ગોકુલ કેરો નાથજી ॥ પ્રસન્નતા પ્રભુની દેખી હરખે સઘલો સાથજી ૧૮૪। એણી ભાંતે આનંદ ફુલ્યો ફુલ્યો મોદ અપારજી ॥ બાગ શ્રી યમુનાજી સહુ ફુલ્યા ફુલ્યા નર ને નારજી ૧૮૫। વલ્લભવર ફુલ્યા રસ ભર્યા પુરૂષોતમ મહારાજજી ॥ પ્રાગટ પ્રગટ અતુલ શોભા જોઇ સરીયા સૃષ્ટિના કાજજી ૧૮૬। એણીભાંતે લીંબ તલે તે બેઠા ગોકુલ ભુપજી ॥ સાથે જાવા સિધ્ધ થયા તે હસીત વદન અનુપજી ૧૮૭। ઘોડા આગલ કોતલ કીધા સૃંગારી સહુ સાજજી ॥ નલો નાચે નયનસુખ તે ચઢવા શ્રી મહારાજજી ૧૮૮। સંગ જાવા ભકત જે તત્પર તેહની વાહેણી ન્યારીજી ॥ ગુણી ભાટ માગદ સહુ વલીયા જસ કહેતા સુખકારીજી ૧૮૯। ભટ પંડિત ને બ્રાહ્મણ જેકો અધીકારી શ્રીનાથજી ॥ જેજેકાર કરી સહુ ચાલ્યા ચરણે ધરીને માથજી ૧૯૦। એવે ભગવદી સ્ત્રી પુરૂષ જે પ્રભુને સનસુખ આવીજી ॥ વિદાય થવાને સનમુખ ઉભા નિરખે પ્રભુને ભાવીજી ૧૯૧। વ્હાલાજી વદન પ્રસન્ને વચનામૃત ઉચ્ચારજી ॥ સાથ સર્વ તુમ જાઓ શ્રી ગોકુલ એમ બોલ્યા આધારજી ૧૯૨। એ વચન સાંભલી વિદા થયા ને નેત્રે આંસુ ઢાલેજી ॥ અલગા થઈ ઓટેથી નિરખે સુંદર મુખ નિહાલેજી ૧૯૩। આજ્ઞા થઈ પણ અહીં ઉભા રહી જુએ મનોહર નાહજી ॥ વિજય કરી વ્હાલોજી જ્યારે પાયોધારસે ઉત્સાહજી ૧૯૪।

ત્યાંહાં લગણ શોભા શ્રીમુખની નિરખે સઘલો સાથજી ॥ એવે અહીં અધીકારી આગલ ઉભા જોડી હાથજી ॥૯૫॥ સામર્થી સહુ સાથ જવાની સોંધી લેઈ લેઈ નામજી ॥ મારગ માંહા શ્રી વલ્લભ વરને આવે જે જે કામજી ॥૯૬॥ પ્રિતમજીએ પ્રસન્ન થઇને વિદાય કર્યા તેણી વારજી ॥ ચાંપાબાઈ નિરખે પ્રભુને વરસે નેત્રે ધારજી ॥૯૭॥ નિચા થઇ નમન કરીને સાષ્ટાંગ નમસ્કારજી ॥ ઉઠી ચરણે સ્પર્શીને તે શ્રીમુખ નીરખે સારજી ॥૯૮॥ સાથ સહુ સોહાગીયો ત્યાંહાં તે આવી ઉભા સંગજી ॥ એણી ભાંતે અહીં લગણ તે લીલા કરી મનરંગજી ॥૯૯॥ જાનીએ પ્રસન્ન થઇને દયા સુજને કીધીજી ॥ સેવક દેવજી સાહએ શીષ ચઢાવી આગ્ના માની લીધીજી ॥૧૦૦॥

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ અદ્‌ભુત વિચિત્ર રસ
તૃતીય તરંગનું માંગલ્ય - ૩જું ત્રિજું સમાપ્ત.
શ્રી કુરૂક્ષેત્ર પધાર્યાનો પ્રસંગ બીજો સંપૂર્ણ

---

## માંગલ્ય —૪— ચોથું

હવે શ્રી કુરૂક્ષેત્રનું માંગલ્ય ચોથું લખીએ છીએ—

રાગ : 'સામેરી' શ્રીમાલ્લીઉધ્ધારના નવમાં માંગલ્યની જેમ વલણ સહિત ગવાશે.

**ચાલ :** શ્રી વલ્લભર અતિ સુખકારી ॥ પ્રાણ પ્રીતમજી લીલા ધારી ॥૧॥
રસિક સ્વરૂપ એ પરમ રસાલ ॥ રસભર રસીયો મહાકૃપાલ ॥૨॥
લીંબ તલે સોહે શ્રીરાજ ॥ વિજય કરે અહીંથી મહારાજ ॥૩॥
વાગો પહેરે શોભા અપાર ॥ ઉભા થયા પ્રભુ પ્રાણ આધાર ॥૪॥

**વલણ :** આધાર એ સહુ સૃષ્ટિનો તે સુંદર સાર શિરોમણી
ધર્મ ધુરંધર ધર્મ પાલક જીવનધન ગોકુલ ધણી ॥૫॥
અનેક જીવ ઉધારવાને એહ લીલા આચરી
કુરૂક્ષેત્રને પાવન કરવા ધર્મ ચરિત્ર મન માંહાં ધરી ॥૬॥
ઘોડો નીલો નયનસુખ તે શૃંગારી સોહામણો
આગલ આણ્યો રાખીયો તે ભાગ્યવાન સોહામણો ॥૭॥
પ્રિતમજી અસવાર થયા ને જયજયકાર કરે સહુ
સૃષ્ટિ અનેક સમાજ નીરખે ભામનડા લેઈ બહુ ॥૮॥

**ચાલ :** બહુ મલીને તે નિરખે નાથ ॥ આશિષ દેઇ ચાલ્યો સહુ સાથ ॥૯॥
વિદા પ્રથમ થયા છે જેહ ॥ અધિકારી આદિ સહુ જેહ ॥૧૦॥
પોતે પધારે શ્રી મહારાજ ॥ સુખપાલડી ધરી વલ્લભ રાજ ॥૧૧॥
પેંડે પ્રસન્ન થઈ પ્રભુ હરખે ॥ શ્રી વચનામૃત વૃષ્ટિ વરખે ॥૧૨॥

વલણ : વરખે વૃષ્ટિ વચનામૃત ને સંગના સહુ સાંભલે
ચાલે સાથ સોહામણો ને હંસી હંસી પરસ્પર મલે ૧૧૩।
એણીભાંતે પ્રાણ પ્રભુ તે અશ્વે બેઠા સોઢીએ
રસ્તો મુકી આગલ ચાલ્યા તે ભકત જન મોઢીએ ૧૧૪।
કોતલ ઘોડા મુખ્ય સોહે વાહેણી પાછલ સહુ
પોહોરૂઆ અતિ પાલા સાથે આવે આનંદે બહુ ૧૧૫।
નગરે આવી ઉતર્યા તે લધુ કાજ અહીં કરી
ચરણ પખાલણ આચમન લેઈ તુરંગે બેઠા તે ફરી ૧૧૬।
ચાલ : તુરંગ ચઢીયા સોહે ભુપ ।। ધુપખેડી ધરી તે અનુપ ૧૧૭।
ચાબુક સોહે કરમાંહાં નાથ ।। ઘેરે ચાલે સહુ મલી સાથ ૧૧૮।
કો કો કવિત છંદ તે કહે છે ।। દોહા ભણે છે કો ભામનડાં લે છે ૧૧૯।
જુનસ્તી મુકી પરમ ઉદાર ।। નિહાલે નર અરૂ નાર ૧૨૦।
વલણ : નારી નિરખે રસ ભરી તે પ્રીતમજીને પ્રેમસું
એણી ભાંતે અરીંગ આવ્યા પોખર ઉપર નેમસું ૧૨૧।
ઉતરીયા આધાર પોતે છાયાં વટ શીતલ જ્યાંહાં
સાથ સહુ સોહાગીયો શ્રીમુખ નિરખે મલી ત્યાંહાં ૧૨૨।
પોખર શોભા અભિનવી તે સુંદર જલ ગડુઓ ભરી
પ્રિત સાથે પ્રાણ વલ્લભ આરોગ્યા કરૂણા કરી ૧૨૩।
ખવાસજી બીડું લેઇ અને શ્રી પ્રભુજી આગલ ધર્યું
શ્રી હસ્તે ગ્રહી આરોગીયા વદન વિકસિત રસ ભર્યું ૧૨૪।
ચાલ : રસ ભર્યા રસિક તે પ્રાણ આધાર ।। ચુનો કપુર તે લીધો સાર ૧૨૫।
ઉઠયા પ્રીતમ પરમ દયાલ ।। શોભા સોહે ઝાકઝમાલ ૧૨૬।
ચાલે કોતલ આગે ઘોડા ।। સારથી સોહે સહુ સંજોડા ૧૨૭।
એણી ભાંતે ચાલે સાથ ।। વલ્લભવર શ્રી ગોકુલનાથ ૧૨૮।
વલણ : નાથ ઘોડે સવાર થયા ને જયજયકાર સોહામણો
વાગો સુંદર મોજા ઝલકે વલ્લભ વરજી મોહામણો ૧૨૯।
પાગ પર તે ધુપખેડી કરણે કુંડલ લલકતા
નેત્ર લોલ વિશાલ સુંદર ચપલ તીક્ષણ મલકતા ૧૩૦।
નાસીકાની છબી નૌતન મુછ મોટી શ્યામ
સોહામણી રળીયામણી તે શોભા નિરખે વામ ૧૩૧।

અધર અરૂણ રંજીત દંત પાંત્ય દાડમ કલી
હસીત વદન સોહામણું તે શોભા શોભી રહી મલી ।૩૨।
ચાલ : મલી રહી ને છબ્બા સોહે ॥ મુખારવિંદ દેખી સહુ મોહે ।૩૩।
વચનામૃતની વૃષ્ટિ તે વરસે ॥ સુણી સ્વકીયજન મનમાં હરખે ।૩૪।
એણી ભાંતે આવે આધાર ॥ રસભર વ્હાલો સારનું સાર ।૩૫।
સંગ ચાલે સહુ સોહાગી ॥ વાહેણી બેઠા બડભાગી ।૩૬।
વલણ : વાહેણી ઝંકાર સોહે ધોરી જોડયા શ્વેત તે
કંઠે ઘુઘરલ માલ બાંધી મોહરડા સમેત તે ।૩૭।
જમુનાવતો મુકીને ગોવર્ધન તે પાયોધાર્યાં
ઠાકુરદ્વારના ભગવદી તે પ્રિત સહીત અહીં આવ્યા ।૩૮।
દંડવત કરી દુઃખડા લેઈ શ્રી પ્રભુજી સંગ ચાલ્યા
પ્રાણ વલ્લભ ખરિકને તે પેંડે પોતે મહાલીયા ।૩૯।
અશ્વ થકી પ્રભુ ઉતરીને ચાલ ચાલે લટકતા
નીજ મંદિર આવી બિરાજ્યા ડગમગ પગે લટકતા ।૪૦।
ચાલ : અટકતા આવી મંદીર ઉભા ॥ સહુકો નિરખે શ્રીમુખ શોભા ।૪૧।
મોજા ઉતારી ગાદીએ સોહે ॥ વલ્લભવર દેખી સહુ મોહે ।૪૨।
પટકો છોડી પાગ સમારી ॥ છોડી બંધ ચોલણો તે ઉતારી ।૪૩।
ઉઠયા અહીંથી લટકા સાથે ॥ ચરણ ક્ષાલણ કીધું તે નાથે ।૪૪।
નાથે ક્ષાલણ ચરણ કીધા આચમન કરી રીતસું
જલપાન કરી પરદની પહેરી સત્વરતાએ પ્રીતસું ।૪૫।
વેગે વહેલા તેલ અંગે લગાવે શોભા ઘણી
પછે પ્રભુજી પધાર્યા તે લટકતા ચોકી ભણી ।૪૬।
ઉભા ઉભા અર્ધ અંગે વ્હાલો નાહે વેગસું
વચન મધુરા ઉચરે તે સાંભલે સહુ નેગસું ।૪૭।
પછે પ્રીતમજી ચોકી બેસી નાહે સર્વાંગ મલી
અધર ઓષ્ટ મુંદી કરી કસેડી ડોલે મન રલી ।૪૮।
ચાલ : મન રલી અંગવસ્ત્ર લીધું હાથ ॥ મુખ પુછી લોહે માથ ।૪૯।
થેલીથી ધોતી લેઇ પહેરી ॥ ખાસા કેરી સુગંધે ગેહેરી ।૫૦।
ઉપરેણો હમેલ તે સોહે ॥ પીઢે બેઠા જન સહુ મોહે ।૫૧।
જુડો વાલી પ્રાણ આધાર ॥ હસ્ત પખાલ્યા સુંદર સાર ।૫૨।

વલણ : સુંદર સાર શિરોમણી શીપ લેઇ તિલક કર્યું
સત્વરતાએ સહુ કર્યું એ સ્વરૂપ અતિ શોભા ભર્યું ૧૫૩।
કર્ણે કુંડલ લલકતા ને ઝલકે તિલક ભાલ તે
નેત્ર અણીયાલા બિરાજે ચલકતા અતિ વિશાલ તે ૧૫૪।
મુખ કમલ હંસી રહ્યું ને મુદ્રિકા તે ચલકતી
તુલસી માલા કેસરી ને ગુંજા મુકતા લલકતી ૧૫૫
અંબોડલો તે ઝલકતો ચલકતાં કેશ સોહામણા
એહવે સ્વરૂપે શ્રી પ્રભુજી પધાર્યા મોહામણા ૧૫૬।

ચાલ : મોહક પ્રિતમજી તે પાયોધારે ।। લહાવે લટકતા સોહીએ ન્હારે ૧૫૭।
ચાલ ચલકતી ચાલે આધાર ।। પર્વત પર પરવરીયા સાર ૧૫૮।
આવ્યું મંદીર આનંદ રૂપ ।। વૃજ ભકતોના જુથ અનુપ ૧૫૯।
તે વેષ્ટિત સોહે સુંદર સાથ ।। ગલીએ ચાલે શ્રી ગોકુલનાથ ૧૬૦।

વલણ : નાથજીને નિરખીયા શ્રી વલ્લભ રસિક રસાલ
પ્રાણ જીવન પ્રીત સાથે નિરખે સુંદર બાલ ૧૬૧।
નમન કરીને વલીયા પોતે નીચે આવે નાથ
ભગવદી સહુ સંગ ચાલે જે સુજાતી સાથ ૧૬૨।
પરવત નીચે પધારી સાષ્ટાંગ નમસ્કાર
જન શિક્ષાને પોતે કીધા શ્રી વિઠલરાજ કુમાર ૧૬૩।
પછે પ્રભુજી પરવર્યા તે સૃષ્ટિ સંગ સોહાવીયા
નિજ મંદિર પાયોધારીયા તે ભકત સહિત ભાવીયા ૧૬૪।

ચાલ : ભાવ્યા પ્રભુજી પરમ ઉદાર ।। ચરણ ક્ષાલ્યા પ્રાણ આધાર ૧૬૫।
આચમન કરીને ઉઠયા ભુપ ।। પીઢે બેઠા પરમ અનુપ ૧૬૬।
સંધ્યા વંદન કર્યા છે જયાંહાં ।। તબકડી આવી આરોગ્યા ત્યાંહાં ૧૬૭।
અચવી પ્રભુજી ગાદીએ પધારે ।। જયજયકાર હવો તે વારે ૧૬૮।

વલણ : જયજયકાર હવો તે પ્રીતમ ઉઠયા અહીંથી લટકતા
ચરણ ક્ષાલી બડી સેજ્યા પધારે પ્રભુજી અટકતા ૧૬૯।
સેજ્યા સુંદર બિછાવી ત્યાંહાં ઉભા રહી ગોકુલધણી
તનીયો પહેરી ધોતી મુકી બેઠા સેજ્યા શોભા ઘણી ૧૭૦।
પાગ બાંધી બીડું- આરોગી પોઢીઆ પ્રેમે ભર્યા
રસભકત ભાગ્યવાનના તે મનોરથ મનના સર્યા ૧૭૧।

નિદ્રા કરીને પ્રાત : પ્રભુજી જાગ્યા તે પ્રિતસું
દેહ કૃત્ય ને ચરણ ક્ષાલણ દંત ધાવન રીતસું ।૭૨।

ચાલ : રીતે દંત ધાવન તે સાર ।। કોગલા કર્યા બહુ પ્રાણઆધાર ।૭૩।
ફરી બેસી મુખ પુછન કીધું ।। ચરણોદક શ્રેલીથી લીધું ।૭૪।
તેલ લગાવી નાહે નાથ ।। સૃષ્ટિ સોહાગી નિરખે સાથ ।૭૫।
અંગ અંગુછી ધોતી પહેરી ।। શોભા સોહે શ્રીમુખ કેરી ।૭૬।

વલણ : શ્રીમુખ શોભા મનોહર પીઠે આવી બિરાજ્યા
ભગવદી ભાવે ભર્યા તે વર વલ્લભ જોઈ જાગીયા ।૭૭।
જુડો વાલી હસ્ત પખાલી સીપ લઈ તિલક કર્યું
એહ સમયનું સ્વરૂપ વર્ણન કહું કાંઈ શોભા ભર્યું ।૭૮।
કેશ સુંદર ઝલકતા ચલકતાં દીર્ઘ સોહામણા
અંબોડલો વાલ્યો તે સોહે શ્યામ પરમ મોહામણો ।૭૯।
તિલકની રેખા રસીલી ઉભય અભિનવ રાજતી
ભૃકુટી વંક વિલોકતી ને રસભરી આંહાં રાજતી ।।૮૦।

ચાલ : બિરાજે નયણ રસિક રસાલ ।। ચપલ અણિયાલા લોલ વિસાલ ।૮૧।
કરણે કુંડલ ઝલકે સાર ।। હીરા માણેક જ્યોત અપાર ।૮૨।
નાસા નવલ શોભા રસ સોહે ।। મુછ મનોહર જોઇ સહુ મોહે ।૮૩।
અધર રસાલ અરૂણ છબી ન્યારી ।। ઓષ્ટની ઉપમા અતિ સુખકારી ।૮૪।

વલણ : સુખરૂપ વદન કમલ હંસી રહયું દંત પાંત દાડમ કલી
પ્રાતઃ સંધ્યા સમય પ્રભુજી બેઠા તે મનની રલી ।૮૫।
ગ્રિવા ગુણુનીધી રાસ રસભરી તુલસી માલા કેસરી
ગુંજા મુકતા હેમ સોહીએ શોભા ભરી ।૮૬।
ભુજા બેહુ સોહામણી તે અંગુલી દલ અને નખમણી
મુદ્રિકાના નંગ ઝલકે ચલકતા હીરા તણી ।૮૭।
ઉચ્ચ ઉરોજ રસાલ સુંદર ઉપવિત ઉજ્જવલતા ઘણી
ઉદર નાભી અંગ નિરખે ભક્ત જે ગોકુલ ધણી ।૮૮।

ચાલ : ગોકુલ ધણી તે એમ બિરાજે ।। પૃષ્ટ ભાગ તે અનુપમ રાજે ।૮૯।
કટી નિતબંની શોભા નિરખે ।। એ સ્વરૂપ જોઈ વૃંદ હરખે ।૯૦।
ધોતી પહેરી આછાદ્યા અંગ ।। ઉપરેણો હમેલ તે સંગ ।૯૧।
જંઘા જાનુની શોભા અપાર ।। શ્રી ચરણાર્વિંદ ચલકે સાર ।૯૨।

વલણ : શ્રી ચરણ કમલ એ ચલકતા ભકતનું જીવન જેહ
એણી ભાંતે વલ્લભ વરજી બેઠા પીઠે ધરી નેહ ।૯૩।

સંધ્યા વંદન નિત્યની રીતે કરી પ્રભુએ ચિતસું
ઉઠી વેગે ઉતાવલા લટકતા ચાલે પ્રીતસું ।૯૪।
નમન કરીને ગોકુલપતિ પરવત પર પાયોધારી
મંદીર આગલ ચરણ ક્ષાલી ગલી થઈ સિધારીયા ।૯૫।
નાથજીને મંગલ સમે સેવા કરે ઉમાહસું
વૈજંતી માલા ધરાવી ભીતરીએ ઉછાહસું ।૯૬।

ચાલ : ઉછાહસું પ્રભુ વેગે ચાલીયા ।। મન ગમતા મનોરથ ફલીયા ।૯૭।
પર્વતથી ઉતર્યા આધાર ।। શ્રી વલ્લભ સારનું સાર ।૯૮।
નીચા નમ્યા સ્નેહ જણાવી ।। જનશિક્ષા હીત પ્રભુ મન ભાવી ।૯૯।
નિજમંદીરમાં શ્રી પ્રભુ આવ્યા ।। ભકત સંગ પ્રિતમજી સોહાવ્યા ।૧૦૦।

વલણ : પ્રિતમજી તે પ્રિત સાથે આવી બેઠા આસને
ભીડ ભકત તણી ભરાઇ નીરખે શોભા એક મને ।૧।
ખવાસજી તે સિદ્ધ થઇ અને વેગા વાગો લાવીયા
પાગ આંગલ ધરી ચુણી તે ભકત મન ભાવીયા ।૨।
સોંધે સણી શ્રીકરે સાહી બાંધે સાર શિરોમણી
પહેલી ધોતી મહેલી છોટી પહેરી જુએ વૃંદ શોભા ઘણી ।૩।
ચોલણો સુવાસ ભર્યો પહેર્યો પોતે મન રલી
બંધ બાંધી મોજા પહેર્યા ઘુંટણ સુધી રહયા મલી ।૪।

ચાલ : પટકો બાંધ્યો પ્રાણ આધાર ।। ઉપરેણો તે ઉપર સાર ।૫।
પાગ પેચ પિત અતિ સોહે ।। એ શોભા નિરખી સહુ મોહે ।૬।
ઉઠ્યા લટકા સાથે નાથ ।। વિદા કર્યો અહીંનો જે સાથ ।૭।
અશ્વ ઉપર થયા અસવાર ।। ધુપખેડી ધરીય આધાર ।૮।

વલણ : ધરી ધુપખેડી ને ચાબુક કર ધરી પાયોધારીયા
સંગ વાહેણી સંગ છે જે બહુ સહિત સીધારીયા ।૯।
પેંડે ચાલે ચમકતા તે ઘોડે ચઢયા ગોકુલ ધણી
નંદીશ્વર જઇ ઉતર્યા તે ભકતના ચિંતામણી ।૧૦।
સ્વ ઇચ્છીયા સુંદર જલ તે રસોઇ ભાણેજે કરી
પ્રાણ પ્રિતમ નાહી વેગે ભોજન કીધું મન હરી ।૧૧।
ઉઠી અચવી બીડી લીધી વલ્લભવર ઉદારજી
સુખ સેજયા સુંદર બિછાવી ત્યાંહાં પોઢીઆ આધાર ।૧૨।

ચાલ : આધાર વર તે પોઢયા પ્રીતે ॥ જાગી કરસે કાજ રસ રીતે ૧૩।
તે લીલા આગલ વિસ્તાર ॥ માંગલ્ય ચોથે કહેસું સાર ૧૪।
શ્રીમુખ વચન તે પ્રગટયા જેહ ॥ જમુનાદાસે સુણીયા તેહ ૧૫।
તેહ કૃપાલે કીધું પાન ॥ સેવક દેવજીને દે એ દાન ૧૬।

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ મહા અદભુત વિચિત્ર રસ તૃતીય તરંગનું માંગલ્ય - ૪ - ચોથું સમાપ્ત

શ્રી કુરૂક્ષેત્ર પધાર્યા ત્યાં લીંબ તલેથી વિજય કરી ઠાકુર દ્વાર પધારી ત્યાંહાંથી પ્રયાણ કરી નંદીશ્વર ઉતર્યા સુધીનું કુરૂત્રેત્રનું માંગલ્ય ત્રીજુ સંપુર્ણ

---

# માંગલ્ય —૫— પાંચમું

હવે કુરૂક્ષેત્રનું માંગલ્ય ચોથું લખીએ છીએ.

રાગ : "વંગાય ધનાશ્રી" જાત—સંતદાસ વ્યારા લગી પ્રભુને સામા આવ્યા – એણી ભાંતે ગવાસે
શ્રી વલ્લભ વર મહારસ ભર્યા મોહામણા આધાર ॥ પ્રાણજીવન પ્રિતમજી તે સ્વકીયનો સંગાર ।૧। શ્રી ગોકુલનું સુખદ મણી જે શ્રી વિઠલેશ કુમાર ॥ પ્રાગટય રસ પરમ વિચિત્રતર તે સારનું જે સાર ।૨। મોહનવર મોહામણો તે શ્રીપતિ પરમ ઉદાર ॥ શ્રી ગોકુલપતિ વલ્લભ રસિકનો પામું નહીં પાર ।૩। શ્રીમહા પ્રભુજી પોઢયા ત્યાંહાં લગી લીલા જેહ ॥ કહી આવ્યો પ્રથમ તે હું આથી પહેલા તેહ ।૪। હવે શ્રીજી ઉઠીયા તે રાત પાછલી માંહાં ॥ ચાર પાંચ ઘડી રહી સહુ સાથ નિરખે ત્યાંહાં ।૫। ચરણક્ષાલી નિત્ય કૃત્ય તે સત્વરતાએ સાર ॥ ઘોડા વાહેણી સિધ્ધ કીધા ચાલવા આધાર ।૬। વાગો પહેરી મોજા પહેર્યા નિત્યની જે બાણ ॥ નીલો ઘોડો નયનસુખ તે નાચતો સોહામણો ।૭। પ્રિતમજી અસવાર થયા ને જયજયકાર તે થાય ॥ બાલક સંગ જે હતા તે કરે અહીં વિદાય ।૮। ધર્મ રક્ષક વાલમો તે ધર્મ કેરે કાજ ॥ અનેક જીવ ઉધ્ધાર કરતા પાયોધારે મહારાજ ।૯। ચાચાજી આદિ દેઇ અને સાથે સઘલો સંગ ॥ વિજય કીધો અહીં થકી તે પોતે મનને રંગ ।૧૦। ધુપખેડી શીષ સોહે ચાબુક લીધી હાથ ॥ ગઢવી કવિત કહે તે સુણે મારો નાથ ।૧૧। એણી ભાંતે મજલે લીલા કરતા જેહ ॥ ત્રયોદસી દિન પાંચમે ઇંદ્રપ્રસ્ત પધાર્યા તેહ ।૧૨। કીશોરદાસ સેવક આદિ સામા આવ્યા સહુ ॥ પ્રીતમજી પધરાવીયા ઘેર શ્રોતા સાથે બહુ ।૧૩। નૌતન ઘર તેણે કરાવ્યો સિધ્ધ સઘળો સાજ ॥ વાજા તે વાજીંત્ર સાથે બિરાજ્યા મહારાજ ।૧૪। ગાદી બેડા મખમલની ખોલ સપેત તે જેહ ॥

પ્રિત સાથે પ્રભુજી તે બેઠા રસભર નેહ ॥૧૫॥ સર્વ સુંદર દામ ત્યાંહાં તે પાક કરીયો પ્રિત ॥ વાગો ઉતારી પરદની તે પહેરી જેમ છે નીત ॥૧૬॥ તેલગાદી બિછાવી ત્યાંહાં બેઠા શ્રીયસ્વરૂપ ॥ કાંકસી કરમાંહાં ધરી તે શોભા અભિનવ રૂપ ॥૧૭॥ કેસ ઓર્લા તેલ અંગ મર્દન કરી તેણીવાર ॥ નાહી ધોતી ધરી અંગે તિલક કીધું સાર ॥૧૮॥ ઉપરેણો હમેલ રાખ્યો જુડો વાલે રાજ ॥ હસ્ત ક્ષાલી સંધ્યા વંદન કરી શ્રી મહારાજ ॥૧૯॥ પીઢ બેસી ભોજન રૂચીસું કર્યું પ્રાણજીવન ॥ ઉઠી અચવ્યા વલ્લભ વર તે ભકત ફુલ્યા મન ॥૨૦॥ બીડી લીધી ચુનો સંગ અને વલી બરાસ ॥ પછે પ્રભુજી સેજ વલી તે પોઢયા સુખરાશ ॥૨૧॥ પ્રાત: પ્રભુજી ઉઠીયા ને ભકત ફુલ્યા સંગ ॥ ચરણ ક્ષાલી નાહી સંધ્યા કરી મનને રંગ ॥૨૨॥ નિગમ બોધ પધારીયા તે નાહીયા મહારાજ ॥ દાન આપ્યા વિપ્રને તે ફરી પધાર્યા રાજ ॥૨૩॥ આવીને આસને બેઠા સુંદર પરમ નિધાન ॥ સૃષ્ટિ સહુ અહીં મલી તે નિરખે ભાગ્યવાન ॥૨૪॥ વચનામૃત મુખ ઉચરે તે સાંભલે નરનાર ॥ ભાગ્ય ફલ્યા ભકત કેરા તે પામ્યા પરમ ઉદ્ધાર ॥૨૫॥ નામ નિવેદન સ્વકીયને તે અલૌકીકના દાન ॥ જયજયકાર કરે ને કહે અમ સમાન નહીં આન ॥૨૬॥ અતુલ પ્રાગટય અભિનવું તે એહવું ન હોસે તેહ ॥ અનેક દૈવી અહીં વિખુટા કાઢવાને તેહ ॥૨૭॥ કારણે એને આવીયા મનમાંહાં ધરી મહારાજ ॥ કુરૂક્ષેત્ર કેરૂં મિસ કરી વરીયા એ વલ્લભ રાજ ॥૨૮॥ રસે વરીયા અંગી કરી પાયોધારીયા શ્રીનાથ ॥ એહવા જીવ અનંત અગણિત ખેચી લીધા હાથ ॥૨૯॥ તેહ સહુકો સંગ બેઠા પ્રભુજીને પાસ ॥ વચના મધુરા વૃષ્ટિ વરસે તે સુણે એ નિજદાસ ॥૩૦॥ ટોક હાંસી હંસાવે ને હંસે અતિ સુખદાઈ ॥ હંસી હંસી વારતા તે કહે પ્રભુ મુસકાઇ ॥૩૧॥ ચતુરદસી નરસિંહ એણી પેરે વીતી મહારસ માંહાં ॥ સમય થયે ફરાળ કીધી અને અચવ્યા ત્યાંહાં ॥૩૨॥ શ્રીમુખ પુંછી એલચી ને લવીંગ લીધા સાર ॥ પછે પ્રભુજી પોઢીયા જીવન પ્રાણ આધાર ॥૩૩॥ સુખસું નિદ્રા કરીને ઉઠયા શ્રી ગોકુલેશ ॥ ચરણ ક્ષાલી દંત ધાવન કર્યા વરેન્દ્ર વરસે ॥૩૪॥ નાહી સંધ્યા નિત્ય રીતે કરી પરમ ઉછાહા ॥ ચટાઈ બેસી સમે ભોજન પાયોધાર્યા ઉમાંહાં ॥૩૫॥ ભોજન કરી અચવી પ્રભુજી બેસીયા ભોમ સેજ ॥ બીડું આરોગીયા સંજોગીને પોઢીયા ધરી હેજ ॥૩૬॥ ઉથાપને આનંદ ભર તે ઉઠીયા પ્રાણ આધાર ॥ ગાદી મુઢે બિરાજયા ત્યાં શોભાનો નહીં પાર ॥૩૭॥ વરી વ્હાલે રસભરી તે સૃષ્ટિ સોહે પાસ ॥ વાર્તા પ્રસંગ પ્રભુજી ચલાવે સુખરાસ ॥૩૮॥ કિશોરદાસને ઘેર શ્રી વલ્લભ બિરાજે મહારાજ ॥ વલી આવી નામ પામે સરે તેહના કાજ ॥૩૯॥ ગુણી બેઠા જસ ભણે સારંગી સોહાય ॥ ઉછાહા અભિનવો તે શોભા કહીય ન જાય ॥૪૦॥ એહવે સાંયકાલે શ્રીજી સંધ્યા કદી સુખદાય ॥ ચંદ્ર ગ્રહણને તે સમય પોતે નિગમ બોધ તે જાય ॥૪૧॥ નાહી પ્રભુજી દાન કરી સૃષ્ટિનો સંગાર ॥

વચનામૃત વરસે ઘણા પછે પોઢીયા આધાર ।૪૨। રસભકતને રસદાન કરીયા જે વરી વલ્લભરાજ ॥ નિદ્રા કરીને તે જાગીયા ત્યાંહાં સર્યા સહુના કાજ ।૪૩। નિત્ય રીતે નિતકૃત તે કર્યા પ્રભુએ જેહ ॥ પછે આહીંથી વિજય કીધો પ્રીતમજીએ તેહ ।૪૪। ભકત સહુ ભાવે ભર્યા તે ચાલ્યા પ્રિય સંગ ॥ શ્રી ગોકુલનાથ સાથ છે ને અહીંના મનને રંગ ।૪૫। ઘોડા સુંદર શોભિત તે નીલો ને રવાલ ॥ નયણ સુખ નાચતો ને તુરંગ ભરતા રસાલ ।૪૬। ચંચલ ચાલ સોહામણી તે સુખનો અહીં પાર ॥ પ્રભુજી તે પ્રિત સાથે થાએ અહીં અસવાર ।૪૭। એક મેલી બીજે બેસે વલી ત્રીજે સાર ॥ ચાર પાંચમે એમ કરતાં સોહે પ્રાણ આધાર ।૪૮। ચાર આગલ કોતલ કીધા સ્રુંગારી સાજ ॥ એક પર અવસાર થઈ અને પધારે મહારાજ ।૪૯। ધુપખેડી શીષ સોહે ચાબુક સોહે હાથ ॥ ભકત ભાગ્યવાન અને વલી બીજા અનેક સાથ ।૫૦। કો સમય વાહેણી બેસે પોતે મનની કુલ ॥ પોહોરૂઆ સહુ સજજ થઇને ચાલે પ્રિય અનુકુલ ।૫૧। એક ઠામે ઉતર્યા છે પ્રભુ પરમ દયાલ ॥ ઉમરાવ આગલ એક આવી ઉભો તત્કાલ ।૫૨। દર્શન કરીને વલ્યો તે આપુ સુન્ય હોય ॥ કોએ શ્રીજી હવેલીનું કહયું જે બ્રહમણી નોહે ।૫૩। રૂપ દેખીને માને નહીં ને મોહ ઉપજયો સાર ॥ કૃષ્ણ કોટી લાવણ્ય રૂપે દીઠા પ્રાણ આધાર ।૫૪। ફરી પુછયું સાંચ કહોજી ખરી સાચી વાત ॥ ત્યારે પ્રભુએ કહી સાંચી હમ હે બ્રાહ્મણ જાત ।૫૫। તે સમયે નયનસુખને આરંભી રેવાલ ॥ સુંદરદ સે સુરતિ માંહાં તે સમર્પ્યા રહેવાલ ।૫૬। તે સમય નયનસુખ પર બેઠા દીઠા ત્યાંહાં ॥ અસવારી એક કરીને તે પુછયું આનંદ માંહાં ।૫૭। આજ્ઞા હોએ તો ઘોડા દેખું ભલા વસતા માહે ॥ શ્રીજી પોતે બોલ્યા જે સુખેન દેખો જાય ।૫૮। ઘોડો દેખી આનંદ પામ્યો બોલીયો તે વચન ॥ વર્ણન એનું કેમ થાએ જાણે મારૂ મન ।૫૯। પ્રભુજી સું વિદા થઈ અને વલીયો તે વાર ॥ જગદીશ એ વસ્તુ હોએ કેહેને દ્વાર ।૬૦। વલી આગલ એક ઠામ રહયા વલ્લભ ભુપ ॥ ધુપખેડી શિષ ધરી તે સોહે નવલ અનુપ ।૬૧। નયનસુખ ઉપર બિરાજે પ્રાણ પ્રિતમ જ્યાંહાં ॥ વૃક્ષ છાયાં ઉતમ દીઠી શોભ્યા વ્હાલો ત્યાંહાં ।૬૨। અસવારી સું ઉભા પોતે પાછલ છે સહુ સાથ ॥ એહવે આવી પુરોહીત ઉભો જુએ જયાંહાં છે નાથ ।૬૩। તેણે શ્રીજીને પુછયું કહી હં મોકું રજ ॥ શ્રી ગુસાંઈજીનો પુત્ર આવે શ્રી વલ્લભ મહારાજ ।૬૪। આવત સુને હે સો તુમ દેખો એમ બોલ્યો તે વાર ॥ શ્રીજીએ કહયું હમ હાંહાં સુને તો હે સાર ।૬૫। હમ તો ઉનકે પ્રોહીત હેજી વચન સુણી એહ ॥ તુમારે કહા કાજ હે તે પાછે બોલ્યો તેહ ।૬૬। શ્રી ગુસાંઇજી શ્રી વિઠલનાથે હમકું લીખ દીઓ હિત માંહે ॥ કહો તબ મેં લિખ્યો હે એ પત્ર કહાં હે ।૬૭। ઉન અપને શીષ મોથે રોકો દીયો તે હાથ ॥ મેં દેખી કે નમસ્કાર કીયો ચઢાય લીયો માથ ।૬૮। અક્ષર તો શ્રી ગુસાંઇજીકે વચન બોલ્યા એહ ॥ ઉનકે હે તો તુમહી હો તબ મેં કહયો હોએ જેહ ।૬૯।

ઉન તબ નમસ્કાર કીયો ચલો હમારે સંગ ।। તુમહી રહો આહાં સાથકે વે લોક સામગ્રી આઇ રંગ ।૭૦। શ્રીજી કહયું થબું પ્રોહીત કહે રહો હમારે ત્યાંહાં ।। ચક્ર તીર્થ રહેંગે હમ તુમહી રહો આહાં ।૭૧। સામગ્રી લ્યો પાક કરો તુમ તબ ઉનને કહયો હો રાજ ।। બ્રાહ્મણ નોહાતે એ મેં જાઉંગો પિતાકા તીર્થ આજ ।૭૨। બીડા માગી ચાલ્યો આગે હમતો રહે સબ સાથ ।। ચક્રતીર્થ પાવન કીધું પધારી શ્રીનાથ ।૭૩। કુંડ સુશોભિત જલભર્યું ત્યાંહાં નાહયા શ્રી મહારાજ ।। ઉતમ ઠામે પાક કર્યો ભોજન કીધું રાજ ।૭૪। બીડુ લઇ અને પોઢીયા પ્રભુ નિદ્રા કીધી સાર ।। સવારે ઉઠીને સુખસું પધાર્યા પ્રાણઆધાર ।૭૫। અહીંથી કોસ ત્રણ આગે કુરૂક્ષેત્ર તે જેહ ।। સેવક મથુરાદાસ સામે આવીયો કરી નેહ ।૭૬। પ્રીત સાથે પ્રાણ વલ્લભ પધાર્યા તેહને ઘેર ।। ।૭૭। ગાદી મુઢે બેસી વ્હાલો બિરાજ્યા છે જયાંહાં ।। ગામના સંગના સ્વતઃ પીઢે બેઠા ત્યાંહાં ।૭૮। વારતા પ્રસંગ ચાલે પ્રસન્ન પ્રાણ આધાર ।। ભોજન કરીને પોઢીયા પ્રીતમ સુખનું સાર ।૭૯। ઉથાપન આનંદભર પ્રભુ બેઠા ગાદીએ સોહે ।। ભક્ત ભાગ્યવાન નિરખી હરખ પામી મોહે ।૮૦। ડેરા તો રાજઘાટ કીધો સમૃધ્ધ સંગ અપાર ।। વાહેણી ઘોડા પાલખી ત્યાંહાં રાખી નીરધાર ।૮૧। ડેરા તંબુ સિધ્ધ કીધા બાંધી તાણી તનાવ ।। પ્રભુજી પધારસે આંહાં એહવો ઉતમ ભાવ ।૮૨। ઉમરાવ ઘાટી ઉતર્યા તે સકારણ સ્થલ જ્યાંહાં ।। તેણે મનિસ્યે આવી અધર્મ કીધો આંહાં ।૮૩। તણાવ તેણે ઉખેડીને બોલ્યા અન્યાય ।। તેહની સાથે પોહોરૂઆને વાદ વિવાદ તે થાય ।૮૪। સંધ્યા સમય પ્રભુ પધાર્યા કરવા તે સંધ્યા કાજ ।। સેવક સાથે અતિ ઘણા તે જે જે કહે મહારાજ ।૮૫। ગઢવી તે કવિત દોહા ભણે ચાલે સંગ ।। તે કૃતી દેખી આનંદ પામ્યો બોલ્યો મનરંગ ।૮૬। ભુપતિને સંગ ઘણું રહે અધિષ્ટાતા એહ ।। માણસ મોટું મોટું ઉમરાવ ને ઉપર મહેલો તેહ ।૮૭। પોતાની તનાવ તેણે ઉખેડી જઈ એહ ।। પ્રભુની સમારી કરી આવી તેહ ।૮૮। આવી તેણે કર્યા દંડવત દીનતા ઘણી કરીઅ ।। રાજ તમોને નહીં ઓલખ્યો ને નયણા આવ્યા ભરીય ।૮૯। ગઢવીએ એક દોહો ભણીયો પ્રભુજી પાસ ।। તિમિર ટાલીયો સર્વ જાણે ઉદય સુર્ય પ્રકાસ ।૯૦। તે દોહો જેસેહી તુમ જાહાં ઠાકુર તે થાનક ।। તેણે વેદ વીદેસીનાહે સુરજ મંત્ર જલ રેડતા ।૯૧। ઠાકુરજી તમો જ્યાંહાં જાઓ ત્યાં તમારો ધામ ।। સુર્ય ઉદય સર્વ જાણે કરે પુરણ કામ ।૯૨। સાંભલી મુસકાયા પોતે પ્રસન્નતા નહીં પાર ।। એ વાત શ્રી ગોકુલ મધ્યે કરી શ્રી પ્રાણ આધાર ।૯૩। કલ્યાણભટ ખંભાલીઆના બેસે સનમુખ પાસ ।। પ્રીતમજીએ પ્રીત સાથે કરી મન ઉલ્લાસ ।૯૪। જાનીએ સાંભલી ને લખ્યો તે વિસ્તાર ।। એણી ભાંતે કીધું કુરૂક્ષેત્ર તે સાર ।૯૫। પછે પ્રભુજી સંધ્યા કરીને પધાર્યા સુખ રાજ ।। બેસી ગાદી સમૃદ્ધ સાથે શોભીએ મહારાજ ।૯૬। ભાગ્યવાન તે ભકત આવ્યા પ્રીતમજી સું હેજ ।। વચનામૃત વૃષ્ટિ કરીયને પોઢીયા સુખ સેજ ।૯૭।

લીલા પ્રભુ નિરંતર પ્રગટ કહી ન જાએ ॥ રસિકવર અતિ પરમ સુંદર ભક્તના સુખદાય ।૬૮।
પ્રાતઃ ઉઠયા પ્રિતમ શોભા સોહે સંગ ॥ સેવક દુર ઉભા નિરખે મનને રંગ ।૬૯।
જાની જમુનાદાસના લખ્યા ઉપર સાર ॥ દેવજીને દાન દીધું વલ્લભ પ્રાણ આધાર ।૭૦।

ઇતી શ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ મહા વિચિત્ર અદભુત રસ
તૃતીય તરંગનું માંગલ્ય પાંચમું સમાપ્ત
કુરૂક્ષેત્ર પહોંચ્યાનું માંગલ્ય ચોથું પુર્ણ.

---

## માંગલ્ય – ૬ – છઠ્ઠું

હવે કુરૂક્ષેત્રનું માંગલ્ય પાંચમું લખીએ છીએ.

રાગ : માંગલ્ય પાંચની જેમ.

શ્રી વલ્લભ વર મહા પ્રભુ રાજે રસિક રસાલ ॥ ગોકુલપતિ ગોકુલધણી શ્રી રૂકમણીજી લાલ ।૧। પ્રાતઃ ઉઠયાં પ્રભુ રસભર્યા જીવન પ્રાણ આધાર ॥ નિત્ય કૃત્ય કર્યા વેગે શ્રી વિઠ્ઠલ રાજકુમાર ।૨। પ્રભુ પ્રોહીતને પુછયું પોતે કરી ય ઉચ્ચાર ॥ શ્રી ગુસાંઇજી તે કહે અહ ઉતર્યા સાર ।૩। પાક કર્યા અને જ્યાંહાં રહ્યા તેહ આવાસે જેહ ॥ દાન વિધીસું દીધા અમને દેખાડો તેહ ।૪। પુરોહીત કહે મહારાજ કાજ સહુ આ સ્થલ કરીયા ॥ નમન કરી તે ઠામ શ્રી પ્રભુજી વચન ઉચરીયા ।૫। ગોપીકાંત બોલાવી દીધી શાસ્ત્રની રીત ॥ વહાલે આપ્યા દાન સનમાને કરી પ્રીત ।૬। કુરૂક્ષેત્ર પાવન કીધું તે પરમ ઉદાર ॥ દાન પુન્ય બહુ કીધા અશ્વ આપ્યા અતિ સાર ।૭। ભટ ભાણેજ છે સાથ નેગ તે સહુના કરીયા ॥ દુર્બલ જીવને દાન આપી સહુ આનંદ ભરીયા ૮। ભટજીએ કહ્યું રાજ આજ માગીએ કાંઇ ॥ વચન કહે પ્રાણેશ માગવા ઉચીત નાહીં ।૯। વલી કહ્યું તેહ વાર શાસ્ત્રે બોલ્યું જેહ ॥ માટે કેક એક તેહ માંગીએ શ્રી પ્રભુ તેહ ।૧૦। વચન સુણી એ સાર ઉચર્યા આનંદ રૂપ ॥ અન આહમે નીકો રહે એમ માંગ્યુ ગોકુલ ભુપ ।૧૧। જયજયકાર ઉલ્લાસ દાસ સહુ શરણે આવ્યા ॥ ભાગ્ય ઉદય થયા ભક્ત પ્રાણ પ્રભુ મન ભાવ્યા ।૧૨। પ્રથોદિક એક તીર્થ વચે છે ત્યાંહાં પધાર્યા ॥ ગ્રહણ ઉપર ફરી રાજ કાજ તે કરી સિધાર્યા ।૧૩। સમલનો જે સાથ નાથ તે કર્યો સનાથ ॥ થનેશ્વર ત્યાંહાં જેહ વલી દિલ્હીનો સાથ ।૧૪। કો આવ્યા સંગ અને કો થયા વિદાય ॥ ઉલટ ભર હરદ્વારે પધારે અતિ રસરાય ।૧૫। વિજય કરી પ્રભુ અહીંથી મારગ ચાલ્યા જાય ॥ પ્રોહીત પામ્યાં હર્ષ અને વલી આશ્ચર્ય થાય ।૧૬। પેંડે સમુહ ઘણી થઇ છે કૈરવ કેરી ॥ પ્રીતમજી પરવર્યા ચાલે સહુને ઘેરી ।૧૭। સંભલને કૈરનચે પ્રભુને વિનંતી કરી ॥

મહારાજ દીનો ધરણુ એમ તે આશિષ દીધી ।૧૮। કૃપા કરી ફરી ઉહાંથે પ્રાણુ આધાર ॥ શ્રી વલ્લભવર બોલ્યા અવશ્ય કહ્યું તેણી વાર ।૧૯। વચનામૃતની વૃષ્ટિ કરી કૃપાએ તેહ ॥ હરીદ્વારથે આવેંગે તેમ કહ્યું તેહ ।૨૦। મારગમાં સુખ આપે વ્હાલો સેવક સંગ ॥ આનંદ ઉછાહે અભિનવ શોભા અતિ નવરંગ ।૨૧। હવે કહું હરીદ્વાર પધાર્યાનો તેહ પ્રસંગ ॥ ગંગા વહે અતિ નિર્મલ પરવત કેરે સંગ ।૨૨। કનખલ તીરથથી તે ગંગા કોસ બે જ્યાંહાં ॥ જે મલે તે કહે જે જલ રંચ નહીં ત્યાંહાં ।૨૩। પ્રવાહ તુટયો ગંગાનો સહુ કહે મહારાજ ॥ એણે કાર્ય જલ તણો ઘણું શું થાશે આજ ।૨૪। તે બીજે દિવસે મજલ ત્યાંહાં ઉતરીયા નાથ ॥ સેવક ને વલી પુરોહીત આવ્યો સઘલો સાથ ।૨૫। ત્યાંહાં થઈ એક વાત તેહ પ્રભુને મન ભાવી ॥ તેર વરસે ગંગા શ્રીજી સનમુખ આવી ।૨૬। કનખલ પાસે વાધ્યો જલનો વહે પ્રવાહ ॥ જંઘા લગી જલ ધારા ચાલે તે અતિ ઉછાહા ।૨૭। અમરાઇ અતિ સુંદર બાગની શોભા અપાર ॥ ઉથાપનને સમય ડેરો કીધો સાર ।૨૮। પ્રથમ શ્રી આચાર્યજીએ એહ તે સ્થલ વિચારી ॥ શ્રી ગુસાંઇજી પોતે ઉતરીયા સુખકારી ।૨૯। હમહુ ઇહાંહી રહે બોલ્યા સપુત શ્રી વલ્લભલાલ ॥ મર્યાદા સહુની પાલી રસિક રસાલ ।૩૦। ત્યાંહાં ગંગાજીને તટે પાદુકા પહેરી નિત્ય ॥ સંધ્યા કાજ પધારે પ્રાણ વલ્લભજી અતિ પ્રિત ।૩૧। પાંચ દિવસ ત્યાંહાં રહીયને પછે પ્રભુજી રૂષીકેશ ॥ ભીમગોડે ગંગાતીરે તે પરમ વરેસ ।૩૨। પાલખી સીધ્ધ સામગ્રી સિધ્ધ કરી સહુ સાજ ॥ જાવાને તત્પર તે કીધું મહારાજ ।૩૩। પબો ત્રીવાડીની સમંત ચાચાજીનો વિચાર ॥ જાવા દીધા નહીં ત્યાંહાં પ્રાણ આધાર ।૩૪। કઠણ વાટ માટે વિનંતી માની એહ ॥ ભકતને અનુરોધે પોતે ન પધાર્યા તેહ ।૩૫। શાસ્ત્ર વીધી સહુ તીર્થ પાવન કર્યું જેહ ॥ અનેક જીવ ઉધાર્યા કરીયને નેહ ।૩૬। શ્રી ગોકુલ પ્રભુ જીવન ગોકુલનો સૃંગાર ॥ વિજય કરે ગેકુલને શ્રી વિઠલેશ કુમાર ।૩૭। સહારનપુર પછે આવ્યા વિઠલદાસને ધામ ॥ સામા આવ્યા સાર પધાર્યા પુરણ કામ ।૩૮। ક્ષત્રીય રૂડો એક સેવક પ્રભુનો જેહ ॥ આચાર્યજી ગુસાંઇજીસું પ્રપન્નતા તેહ ।૩૯। દિવસ એક ત્યાંહાં રહયા વિજય કીધો છે રાત્ર ॥ ચાલ્યા આતુરતા ઘણું પ્રભુ આપ્યું સુખ માત્ર ।૪૦। સેવક એક રઘુનાથજીનો પ્રેમરાજ છે નામ ॥ કરોડા ત્યાંહાંનો તે રાજદ્વારનું કામ ।૪૧। શ્રીજી પધરાવું તેણે કર્યો વિચાર ॥ સ્નેહ તો તેહને છે નહીં પ્રભુજી સારનું સાર ।૪૨। રાત્ર અર્ધ ગએ ઉઠી વાગો પહેર્યો આપ ॥ વિઠ્લદાસને જાણ કીધું પામ્યો પરિતાપ ।૪૩। ભેટ રાખી ઉતાવલે દંડવત કીધો ત્યાંહાં ॥ પ્રેમરાજને જણાવ્યું સિધ્ધ થયો તે જયાંહાં ।૪૪। ત્રણ કોષ ઉપર તે મલ્યો ને ભેટ તે કીધી ॥ દંડવત કરી વલ્યો ને પ્રભુએ માની લીધી ।૪૫। વિજય કર્યો પ્રભુ આગળ ભકતની મનવૃત જાણી ॥ પોતાના જે સ્વકીય તેહ પર કરૂણા આણી ।૪૬। રથયાત્રા વિચારી મન માંહાં ભાવ તે એહ ॥

વેગા ચાલે મારગમાં પ્રભુ ભરીયા નેહ ૧૪૭ પ્રબલ ભકતના ભાવ રમી રહયાં તે મનમાંહાં ।। તે જાણી ઉતાવલા શ્રી ગોકુલ પધારે જયાંહાં ૧૪૮ મારગમાં પાયોધારે લોહોદેવજ એક ગામ ।। સેવક શ્રીજીનો તે મથુરાદાસ છે નામ ૧૪૯ બેઠક તેણે સમારી ચિત્ર બહુ રંગી કર્યા ।। ગાદી તકીએ બિરાજ્યા ભક્તને ભાવે ભરીયા ૧૫૦ તેહની સ્ત્રીએ મનોરથ કીધા પ્રભુને બહુઅ ।। વસ્ત્ર ભુષણ પહેરાવ્યા પ્રસન્ન થયું છે સહુઅ ૧૫૧ નિવેદન પ્રભુ આગલ કીધું એ ભાગ્યવાન ।। તન મન ધન સમર્પ્યું હવું એહોને બહુ દાન ૧૫૨ કૃપા તેહને કીધી જાણી મનની વાત ।। દિવસ ત્રણ રહયા પ્રભુ મલી ત્રણજ રાત ૧૫૩ ભેટ તે ભાંત અનેક કીધી વિધીસું સંગાર ।। થાલ આરતિ પુરી વારી વારંવાર ૧૫૪ સાષ્ટાંગ દંડવત કર્યા બહુ જાણે તે નેહ ।। કૃત્ય કૃત્ય થયા શ્રીનાથજી હાથ શીષ ધર્યો તેહ ૧૫૫ ગદગદ કંઠે ભરી આવ્યા ભકત એ રાજ ।। ચરણે શીષ ધરીને ભાગ્ય માન્યું તે આજ ૧૫૬ પછે પ્રભુજી વિજય કીધો તે શોભાનો નહીં પાર ।। તુરંગ નયનસુખ રાચે કુંડલ ઝલકે સાર ૧૫૭ અમરો આ પેંડામાં વૈશ્નવ આવ્યો સમાજ ।। પધારાવ્યા વિનંતી કરી ઘેર તે શ્રી મહારાજ ૧૫૮ ભાંત ભાંત તે સુખ આપી રસભર દીધા દાન ।। એક દિવસ પ્રભુ રહી પધાર્યા પુરણ કામ ૧૫૯ સંભલના વૈશ્નવ તે સામા આવ્યા ત્યાંહાં ।। પ્રથમ વચન પ્રાણેશનું કુરૂક્ષેત્ર તે માંહાં ૧૬૦ વલ્લભ પરમ ઉદાર પાલ્યું વચન તે સત્ય ।। સંભલમાં પાયોધારીયા કુલસું ગોકુલપતિ ૧૬૧ શ્રી ગુસાંઇજીનો સેવક નામ તે મુકુંદદાસ ।। પ્રભુ ઘેર પધરાવીયા પામ્યો સુખની રાસ ૧૬૨ વાગો ધરાવ્યો સાર ભેટ બહુ વિધની કરી ।। સ્પર્શી શ્રીચરણે શીષ પ્રભુને આશિષ દીધી ૧૬૩ વલ્લભ વર સુખરાસ પધાર્યા તેહને ઘેર ।। કૃપા કરી તેહ ઉપર કુલ્યો બહુ બહુ પેર ૧૬૪ પાક સુંદર સિદ્ધ કીધો ભોજન અતિ રૂચી માંહાં ।। વિંજન ભાંત ભાંત અનેક આવ્યા આણવા તે ત્યાંહાં ૧૬૫ રૂચતા પ્રભુ આરોગે મધુર મીષ્ટ બહુ સ્વાદ ।। આમ ઉપર રૂચી ઘણી પ્રભુની ધુરથી આદ ૧૬૬ આરોગવા પ્રભુજી બેઠા પ્રીતમ પરમ ઉદાર ।। દર્શન કરે ભકત જે મહા સુખનું જે સાર ૧૬૭ ચાચોજી તે પાસ આમ લેઇ બેઠા પ્રીતે ।। ધોઇ સિદ્ધ કરીને આરોગાવે રીતે ૧૬૮ ચાચોજી રસ ચાખી બુંદ કાઢી તેણી વાર ।। વ્હાલો રૂચીસું આરોગે પ્રીતે પ્રાણ આધાર ૧૬૯ શ્રીજીને સમ દેઇ આમ તે આછો એક ।। મીઠો બોહોત હે રાજ એમ કરે વિવેક ૧૭૦ અનુસંધાન રહિત એહ ને જાણે નહીં તે લગાર ।। શ્રી હસ્તે કરી પ્રભુજી ઠેલી દે તેણી વાર ૧૭૧ ચાચોજી પ્રીછે નહીં ભાણેજ ભટ તે સંગ ।। તેહ સહુકો લેતા જાએ પ્રભુ મન રંગ ૧૭૨ ભોજન કરી પ્રભુ અચવી આવી ગાદીએ સોહે ।। બીડું લીધું સંયોગે ભકત જોઇ મન મોહે ૧૭૩ હાંસી ચાલી અતિ ઘણી સોહે સુંદર નાથ ।। દિવસ પાંચ ત્યાં રહયા શ્રીજી સંગ સહુ સાથ ૧૭૪ ભેટ પહેરામણી કરી શ્રીચરણે નમીયા જેહ ।।

શ્રી ગોકુલને વિષે વિજય કર્યો ધરી બહુ નેહ ।૭૫। એક દિવસ મારગ માંહાં ચાલે જીવન પ્રાણ ॥ આંધી આવી ઘણી તેનું નહીં નિર્માણ ।૭૬। નયનસુખ તે નાચતો વાયુ વેગે જાય ॥ ભકત તણી વાત્સલ્યતા તે જોઇ નહીં સહેવાય ।૭૭। બાણેજને કુરૂક્ષેત્રમાં તુરંગ આપીયો સાર ॥ કોતલ ચાલે એહ શ્રીજી કહે તેણી વાર ।૭૮। વિનતી પ્રભુને કરી રાજ થાઓ અસવાર ॥ નયનસુખને નાચવા દો જીવન આધાર ।૭૯। વાહેણી તમને રૂચે નહીં તુરંગ બેસો મહારાજ ॥ એ કૃષ્ણરાયને આપીયો કેમ આવે કાજ ।૮૦। નયન સુખથી નહીં ઉતર્યા ચાલ્યા તેહ ॥ ચાબુક કરમાં લીધો ચરણે જાલવે એહ ।૮૧। સીધો કીધો સાર ધુપખેડી શિપ સોહે ॥ કુરૂક્ષેત્ર પાયોધાર્યા ભકત જોઇ સહુ મોહે ।૮૨। એક દિવસ અહીં રહી વિજય કર્યો ગોકુલભુપ ॥ મજલ મજલ તે પાયોધારે પુરૂષોત્તમ સ્વરૂપ ।૮૩। ઈંદ્રપ્રસ્ત પાયોધારીને આગલ પરવરીયા ॥ શ્રી ગોકુલ સનમુખ પ્રિતમજી ઉછાહા ભરીયા ।૮૪। ઝરોલી ઉતર્યા પાક કીધો તે જ્યાંહાં ॥ ભોજન કર્યું પ્રભુ રૂચીસું આનંદ પામ્યા ત્યાંહાં ।૮૫। વધાઇ લેઇ વધાઇયો મોકલ્યો શ્રી મહારાજ ॥ સઘલો દિવસ નીકો નહીં માટે રહ્યાં ત્યાંહાં મહારાજ ।૮૬। શ્રી ગોકુલના ભકત સહુકો ફુલ્યા ફલીયા ॥ જે છે રસિક સમાજ ઘાટ આવી સહુકો મલીયા ।૮૭। પ્રફુલ્લતા પ્રગટી અતિ એક એક કરી શણગાર ॥ ઉછાહા મન આનંદ જોવાને જગત આધાર ।૮૮। નિસા સમય પાયોધાર્યા પ્રભુજી નાવમાં બેઠા ॥ ઉતરી પાર પધાર્યા ભકત તેણે ઉર પેઠા ।૮૯। સમૃધ્ધ સંગ સોહે મલી બહુ જસોદા ઘાટ ॥ વલ્લભ વર પાયોધારે ફુલે તે છાઈવાટ ।૯૦। ગલી માંહાંથી ભકત જે ધસમસતા તે ધાએ ॥ પ્રભુ પધાર્યા જાણી ધોલ મલી સહુ ગાએ ।૯૧। પ્રથમ પ્રભુજી પાર પધાર્યા તેણીવાર ॥ દીવીયોની જ્યોત ઉધોત થઈ તે ઝાતકાર ।૯૨। સૃષ્ટિ અનંત અપાર મલી સહુ ફુલ્યા મન ॥ આનંદ અંગ ન માએ હસિત તે વદન પ્રસન્ન ।૯૩। સ્ત્રીજન વૃંદ સમાજ સહુ તે શ્રીમુખ નિરખે ॥ ધોલ મંગલ બહુ ગાએ સહેજ સ્વરૂપને નિરખે ।૯૪। ભગવદી ભકત ઉત્સાહ ભર્યા કરતા તે સહુ ગાન ॥ કીર્તનીયા ઉમાહ ભરે ગાયે સ્વર સાધી તાન ।૯૫। એણી ભાંતે આધાર આવે તે આનંદ ભરીયા ॥લરીકા શ્રી ગોપાલ રાયજી સંગે પરવરીયા ।૯૬। નામી પ્રભુજીને શિષ અને આલીંગન દીધા ॥ શ્રીજીએ ભર સ્નેહ હરદયસું ભીડી લીધા ।૯૭। વચન મધુરા કહીને બોલ્યા સુખ રાસ ॥ નીકે હો સબ કોઇ અને પામ્યા હુલ્લાસ ।૯૮। બોલ્યા શ્રી ગોપાલજી નીકે હે ભી રાજ ॥ પછે પ્રભુજી પધાર્યા લટકે શ્રી મહારાજ ।૯૯। શોભા શોભે સાર જાચક જસ ગાએ ॥ મહિલા મલી મલી સાથ ધોલ ગાએ મન ભાએ ।૧૦૦। સૃષ્ટિ તે બહુ સમાજ મલી પુલિન સહુ છાહી ॥ પ્રફુલ્લિત સહુના મન જોવા સહુ જગત ઉમાહી ।૧। વાગો પહેર્યો નાથ મોજા અતિ સુંદર ઝલકે ॥ ઝલકે શ્રીમુખ સાર પાગ પર પેચ તે લલકે ।૨। એહવી શોભા સહિત પાયોધારે પ્રાણ આધાર ॥ આગલ પાછલ ભકત તે શોભાનો નહીં પાર ।૩। ચિરાગ દિવાની ઝલકે જ્યોત બહુ ઝાતકાર ॥

ચહુંદિસથી જય જય થાએ ધોલ ગાએ તે સાર ।૪। ગલીમાંહે પરવરીયા રતન ચોક મધ્યે આવીયા ।। જયજયકાર ઉચ્ચાર તે ભકત તણે મન ભાવીયા ।૫। વૃજવાસીણી દોહીણી ને માલણી પુષ્પના હાર ।। પહેરાવ્યા પ્રાણેશને શોભાનો નહીં પાર ।૬। કદલી સ્થંભ બારણે સાથીયા પુર્યા સાર ।। લહાવ માંહાં પાયોધાર્યા પ્રીતમજી ઉદાર ।૭। સીઢી ચઢી જગમોહન માંહાં પાયોધાર્યા નાથ ।। નાથજીને નમન કરી ઉભા જોડી હાથ ।૮। સેન આરતી જોઇ બેઠકમાં પરવરીયા ।। ગાદી સુઢે બીરાજીયા તે ભાવે ભરીયા ।૯। આંગણુ માંહા આધાર ગાદી તકીયે સોહે ।। ભીડ તણો નહીં પાર ભકત જોઈ જોઇ મોહે ।૧૦। રસિક વૃંદ સમાજ ધોલ સહુ મલી ગાય ।। મંદીરમાં બહુ ભીડ ભરી તે જયજયકાર સોહાએ ।૧૧। ઠામઠામ બહુ ગાન અટાલી ભરી તે અંપાર ।। ભગવદી ન્યારા ગાએ ધોલ સુંદર અતિ સાર ।૧૨। કીર્તન તાલ પખાજ આજ મહા આનંદ ફેલીયો ।। પ્રફુલ્લિત ભકતના મન વદન પ્રસન્ને મલીયો ।૧૩। કીર્તન તાન બંધાન સાધીને ગાએ ।। સારંગી વિચ બોલે રસાલી કહીય ન જાએ ।૧૪। ચોહોંફેર સહુ સૃષ્ટિ રહી જે શોભા જુએ ।। વલ્લભ વર મહારાજ વદન પ્રસન્ન સોહે ।૧૫। આરતી સિધ્ધ કરી લાવ્યા પ્રીતમ પર ઓવારી ।। જૈજૈકાર શબ્દ ઉચ્ચાર શોભા અતિ સુખકારી ।૧૬। સૃષ્ટિ તણો નહીં પાર આધારને વીંટી વલ્યા ।। ભાગ્યવાન સહુ સાથે તે હંસતા કુલીયા ફલ્યા ।૧૭। વાગો ઉતારી રાજ કાજ દેહ કૃત્યના કરીયા ।। ચરણ પખાલે નાથ જુએ ઉલટ ભરીયા ।૧૮। ફરી બેસી મુખ પુંછી ઉઠીયા આધાર ।। ચાલ લટકતી ચાલે વરસે રસની ધાર ।૧૯। પીઠે બેઠા નાથ તે સંધ્યા વંદન કરીયા ।। તબકડીએ બિરાજ્યા આરોગે આનંદ ભરીયા ।૨૦। પછે આસને બેસી જલ લીધું સુખ રાસ ।। બીડું આરોગે નાથ ચુનો ને સંગ બરાસ ।૨૧। ગુણીજન ગાન કરે ત્યાંહાં ભગવદી ધોલ તે ગાએ ।। જયજય શબ્દ રસાલ ચહુંદિસથી તે થાય ।૨૨। સનમુખ બેઠા આગલ તે શ્રોતા સાવધાન ।। પ્રાણ વલ્લભને પુછે એહવા ભાગ્યવાન ।૨૩। વચન મધુરા વૃષ્ટિ કરે પ્રભુ અતિ રસ ભરીયા ।। શોભા સોહે સાર સહુ પ્રીતમના વરીયા ।૨૪। આંગણુ માંહાં આધાર બેઠા પ્રભુ ગાદીએ સોહે ।। વૃંદ રસાલા બાલ અટાલી બેઠા મોહે ।૨૫। વેદીની ચોતરી ભરી બહુ ભકત અપાર ।। ચરણ ક્ષાલણ સ્થલ સોહે નિરખે નવલ કુમાર ।૨૬। તિબારી માંહાં ભકત હોમ ઘર કેરે દ્વાર ।। એહ સહુને મન તે જોએ પ્રાણ આધાર ।૨૭। શ્રી વલ્લભ વર બેઠા સુંદર રસભર રાજે ।। પ્રાગટ્ય પ્રગટ સ્વરૂપ શોભા કોટીક છબી છાજે ।૨૮। એણી ભાંતે નાથ સાથ સહુ સંગ બિરાજે ।। ભકત વૃંદ રસાલ ઘેરે રહયા ઉનમત ગાજે ।૨૯। કેશ સચીકણ શ્યામ ઝલકે ચલકતા સોહે ।। અંબોડો વાલ્યો તે છબી જોઇ સહુ મોહે ।૩૦। તિલક બિરાજે ભાલ રેખા બેહુ જોડ અનુપ ।। નેત્ર વિસાલ રસાલ રસભર રૂપ ।૩૧। કરણે કુંડલ સારજયોત તે જગમગ થાએ ।।

નાસા ભાંત અનુપ શોભા તે કહીય ન જાય ।૩૨। મુછ મનોહર રાજે મુખારવીંદ મધ્યે ઝલકે ।। અધર ઓષ્ટ અરૂણતા દંત પંકિત અતિ ચલકે ।૩૩। મધુર વચન ઉચ્ચાર હાસ્ય રસ મીઠા બોલે ।। સુણે સહુ નરનાર કોણ કરૂં એ સમતોલે ।૩૪। જલ તે આરોગે સ્વાદે રહી રહીને નાથ ।। બીડા સંગ બરાસ અને વલી ચુનો સાથ ।૩૫। ગ્રિવા ગુણભર ગેહેરી પહેરી તુલસી માલ ।। ગુંજા મુકતા ને હેમ શોભા પરમ રસાલ ।૩૬। ભુજા બેહુ અતિ સોહે મોહક રૂક્ષમણી લાલ ।। અંગુલી અનુપમ ભાંત નિરખે જુએ જન બાલ ।૩૭। વીંટી પહેરી પીત હીરા માણિક સાર ।। ઉંચ ઉરોજ રસાલ પુષ્પનો સોહે હાર ।૩૮। નાભિ ઉદર કટિ લંક ને ધોતી સોંઘે સણીઅ ।। ઉપરેણો તે હમેલ રહયો છે આછો વણીઅ ।૩૯। જંઘા જાનુ બેહુ ખંભ રસિક તે સુખની રાસ ।। ચરણાર્વિંદ મકરંદ ભ્રમર રહે ત્યાંહાં પાસ ।૪૦। એણીભાંતે ભુપ રૂપ તે કહયું નવ જાય ।। બેઠા સુખનું સાર અપાર તે અતિ સુખદાય ।૪૧। ઉઠયા શ્રી મહારાજ કાજ દેહ કૃત્યના કરીયા ।। હસ્ત ચરણ ક્ષાલણ કરી આચમન કરી રસ ભરીયા ।૪૨। સૃષ્ટિ અનેક સમાજ શ્રી વલ્લભજીની વરીય ।। નિરખે ગોકુલચંદ વૃંદ વનિતાના મન હરીય ।૪૩। ફરી બેઠા પ્રાણેસ વરેસ મારો નાથ ।। મુખારવિંદ પુછન કરી ઉઠયા સહુ સાથ ।૪૪। સેજ્યા જયાંહાં બિછાવી આવી ઉભા રાજ ।। તનીયો શ્રી હસ્તે લીધો પહેર્યો શ્રી મહારાજ ।૪૫। બેઠા સુખનીધી સેજ ચરણ તે ચોકી ધરીઅ ।। વાત કરે રસ રેલ બીડી તે શોભા ભરીઅ ।૪૬। ચુનો સંગ બરાસ દાસ તે વીંટી વલીયા ।। લીધું સુખની રાસ આસને ભકતે ફલીયા ।૪૭। એહવે પ્રાણ આધાર પોઢયા તે સેજ સુખાલી ।। ભાગ્યવાન એક ભકત જુએ છે નિહાલી ।૪૮। સુખસું પોઢયા નાથ સાથ સહુ વલીયો જેહ ।। રસભર રસિક રસાલ વ્હાલો પાયોધારે તેહ ।૪૯। શ્રી વલ્લભ વર રાય રસિક તે ગોકુલનાથ ।। રસના દાન કરીને પોઢયા રસિક તે સાથ ।૫૦। પ્રાતઃ ઉઠી પ્રીતમજી કાજ દેહ કૃત્યના કરીયા ।। નિરખે ભકત સમાજ ભાવે ભરીયા ।૫૧। ચરણ પખાલી નાથ અને દંત ધાવન કીધા ।। કરી કોગલા સાર અને વલી આચમન લીધા ।૫૨। ફરી બેસી મુખ પુંછી અને ચરણામૃત સાર ।। થેલી માંહાં કર ધરીને લીધા જીવન આધાર ।૫૩। જન શિક્ષાને કાજ રાજ એ લીલા કરીઅ ।। તેલ લગાવી નાહી અંગ પોંછી ધોતી ધરીઅ ।૫૪। ઉપરેણો તે હમેલ રાખીયો લટકતો સાથે ।। જુડો વાલી રાજ કાજ કરીયા નાથે ।૫૫। પીઢે બેસી સીપ કર લેઈ તિલક સોહાવ્યું ।। કર ક્ષાલી પ્રાણેશ કર્યું સહુ ભકતનું ભાવ્યું ।૫૬। આચમન તે પ્રાણ આધાર કરી પ્રભુ સંધ્યા કાજ ।। અહીંથી પહોંચી પધાર્યા મંદીર શ્રી મહારાજ ।૫૭। લટકતી ચાલે ચાલ પ્રભુ જગમોહન થઇ ।। જલઘર કેરે દ્વાર પધાર્યા આનંદ જોઈ ।૫૮। શ્રીનાથજીને સંગાર કરી બેઠકે આવ્યા ।। સૃષ્ટિ સમાજ જે સોહે પ્રિતમજી સોહાવ્યા ।૫૯।

ચટાઈ બેઠા સાર પ્રભુજી દાન તે કરીયા ।। લૌકીક અલૌકીક જેહ કાજ સહુના સરીયા ।૬૦। હસ્ત પખાલી નાથ પ્રભુ ભોજનને આવ્યા ।। ભટ ભાણેજ ને ભકત બેઠા સહુ સંગ સોહાવ્યા ।૬૧। કરી ભોજન પ્રાણેસ અચવી પધાર્યા નાથ ।। બેઠકમાં વરેસ ભક્ત સહુ સોહે સાથ ।૬૨। પોઢયા પરમ ઉદાર આધાર એ રસિક સ્વરૂપ ।। રસભર દીધાં દાન ભાગ્ય ફલ્યા રસરૂપ ।૬૩। શ્રી વલ્લભવર અતિ સાર અપાર કો પાર ન પામે ।। ઉઠયા પ્રાણ આધાર ભકત ચરણે શીષ નામે ।૬૪। ગાદી મુઢે ભુપ બેઠા શ્રી મહારાજ ।। સૃષ્ટિ સહુ નરનાર નિરખે સંગ સમાજ ।૬૫। વચન મધુરા વૃષ્ટિ સૃષ્ટિ ઉપર બહુ થાય ।। સુણે ભકત સહુ વૃંદ હરખ્યા ફુલ ન માય ।૬૬। એણી ભાંતે બિરાજી લીલા તે નીત નીત રાજે ।। શ્રી ગોકુલેશ સ્વરૂપ સર્વદા પ્રભુ બિરાજે ।૬૭। કલ્યાણભટ ખંભાલીઆના આગલ વાત એહ કહી ।। મન ધરી અંગવદ જેહ ભાગ્યવાને તે ગ્રહી ।૬૮। જે વચન ઉચર્યાં પ્રભુજી નિમિતે કરીયા ।। સુણે સહુ વૃજ વૃંદ જે એ શ્રી વલ્લભજી વરીઆ ।૬૯। જમુનાદાસે સાર વચન સહુ ચિતમાં ધર્યાં ।। મહેદ ભકતની કાણ થકી એ કારજ સર્યાં ।૭૦। તે દયાલે એ પુરી પ્રભુજીએ મારી આસ ।। દેવજી નામે શીષ રાખ્યો શ્રી ચરણ નિવાસ ।૭૧। એહને હવું એ દાન પામ્યા પરમ ઉદાર ।। સુરજી માગે રાજ રાખીએ ચરણે સાર ।૭૨।

ઇતી શ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ મહા વિચિત્ર અદભુત રસ તૃતીય તરંગનું માંગલ્ય -૬-છઠું સમાપ્ત

કુરૂક્ષેત્રથી હરીદ્વાર પધારી ત્યાંહાંથી શ્રી ગોકુલ પ્રવેસનું માંગલ્ય પુર્ણ કુરૂક્ષેત્રનું માંગલ્ય પાંચમું સપૂર્ણ.

---

## માંગલ્ય – ૭ – સાતમું

રાગ : “વડનગરને નિકટ પહોંચ્યા સહુને થયું જાણ” એણી જાતે ગવાશે.

મહદ ચરણે નમન કરીને ધરૂં મનમાં આશ ।। લીલા શ્રી ગોકુલપતિની અતિ તે કરવા પ્રેમે પ્રકાશ ।૧। એ વલ્લભજીની વલ્લભ લીલા સર્વ રસાત્મિક રૂપ ।। તેહ લીલા સુણે થકી હોએ દર્શન સમ્યક સ્વરૂપ ।૨। એહની લીલા નયણે નીરખું શ્રવણ સુણું સુખ ગાઉં ।। તે એ લીલા સ્વરૂપની કહેવાને તે સિધ્ધ થાઉં ।૩। મહેદ મોટા ભગવદી નિજભકત જે અનુરકત ।। લીલા અનુભવ થકી તેહોએ કહયું છે કરી વ્યકત ।૪। મુલ કુલ આરંભથી તે વિસદ કરી વિસ્તાર ।। શ્રીમુખ પ્રમાણ કરીયને કર્યું જગત નિસ્તાર ।૫। શ્રી વલ્લભાચાર્ય સ્વરૂપ તે કારણ મુલ સમુલ ।।

પ્રાગટય કારણ કર્યા કેરૂં છે આ જે મુલ ।૬। શ્રી ગુસાંઇજીનું કારણ કાર્ય અને જેહ સ્વરૂપ ।। વિસદ કરીયને કહેયું મહેદ લીલા મધ્યનું રૂપ ।૭। શ્રી ગોકુલભુપની પ્રાગટય લીલા સ્વરૂપ સામર્થ ।। બાલ કુમાર પૌંગડ કીધી કીશોર લીલા અર્થ ।૮। જોબન ઉપજે મધ્ય વય પ્રાકૃતે વ્યકત સ્વરૂપ ।। ઉછલીત આનંદમયની જે લીલા પરમ અનુપ ।૯। અડેલ પ્રાગટય બાલ કુમાર ને પૌગંડ કર્યો પ્રવેશ ।। કીશોર બાંધે ગઢે પધારી લીલા કરી ગોકુલેશ ।૧૦। ગઢે થકી ફરી મારગ માંહાં લીલાના કારણ કાજ ।। શ્રી ગુસાંઇજી પરી- વારસું પાયોધારીયા મહારાજ ।૧૧। શ્રી ગોકુલપતિ શ્રી ગોકુલ આવી આપી આનંદ ।। લીલા સ્થલ કોઇ દિવસ લીલા કરી ભજનાનંદ ।૧૨। મથુરા પધાર્યા તણું કારણ કહ્યું કરી વિસ્તાર ।। વિવાહ વલ્લભ વર તણા એ આદિ દેઈ પ્રસ્તાર ।૧૩। ફરી શ્રી ગોકુલપતિ ગોકુલની પુરી આશ ।। શ્રી ગુસાંઇજી પરિવારસું કર્યો આંહાં નિવાસ ।૧૪। મારગ પ્રણિત સેવાના ત્યાંહાં કરે વાત્સલ્ય કાજ ।। ચરિત્ર વિચિત્ર દેખાડે પોતે કરે સેવાના સાજ ।૧૫। પ્રમેય ગોપન કરી ગુસાંઇજી કરે મનોરથ બહુઅ ।। શ્રી વલ્લભને વિનિયોગ આણે વાત્સલ્ય પ્રીતે સહુઅ ।૧૬। સ્વકીય લીલા ઇચ્છા વસથી ગોણું આનંદ રૂપ ।। નિત્ય લીલા પ્રગટ કીધી પ્રીતે ગોકુલ ભુપ ।૧૭। કો દિવસ સંતાનની ઇચ્છા તે કીધી નહીંએ ।। આગલ ઇચ્છા વસથી થઈ પુત્રી ત્રણ તે અહીંએ ।૧૮। લાગલગાટ તે ત્રણ પુત્રી થઇ જેણી વાર ।। એહવું જોઈ શ્રી ગુસાંઇજીએ કીધો મન વિચાર ।૧૯। પરોક્ષ પોતા પણું દેખાડયું ત્યારે તે તત્કાળ ।। મનોરથે ત્યાંહાં પ્રગટીયા પુત્રત્વે શ્રી ગોપાલ ।૨૦। શ્રી વિઠલરાયજી તણો જન્મ હવો તે કારણ હેત ।। ચાર બાલક વલી હવા એમ હવા નવ સંકેત ।૨૧। પાછે ભ્રાતથી ભીન્ન થઇને લીલા કરી પ્રકાશ ।। ભકત સહુના મન તણી તે પુરણ કીધી આશ ।૨૨। એ માંગલ્ય ત્રીસ કરીને કહ્યો પ્રસંગ અનુપ ।। વિસ્તાર પુર્વક સહુ તેમાંહાં કહેયું છે રસરૂપ ।૨૩। શ્રી ગોકુલેશલીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ એ નામ ।। તરંગ પહેલો ત્રીસ માંગલ્ય અનુભવી તણું નિજધામ ।૨૪। પછે પ્રભુ ગુજરાત પાયોધારીને વરી સહુ સૃષ્ટિ ।। રસ રીતે પ્રીતે કરીયને તે કરી રસની વૃષ્ટિ ।૨૫। માંગલ્ય સોલે તરંગ બીજો લીલા જે ગુજરાત ।। ફરી પધારી શ્રી ગોકુલ વહાલો લીલા કરી નિશ પ્રાત ।૨૬। ફરી પધારી પિતૃરૂણ તે આપ્યું તત્કાલ ।। પધાર્યા કુરૂક્ષેત્ર પોતે હરીદ્વાર તે તાલ ।૨૭। તરંગ ત્રીજે માંગલ્ય બાર તે થયા ભાવ વિશાલ ।। રસ રીતે પ્રીતે જેહ કીધી લીલા ગોકુલ પાલ ।૨૮। એહવી લીલા અહીં લગી તે લખી મહેદ પ્રકાશ ।। જાની જમુનાદાસ ને જે વ્યારાના ગોપાલદાસ ।૨૯। એહ મહેદ ભકતને ચરણે લાગી માગી હૃદય સ્વરૂપ ।। દાન માગી કૃપા દ્રષ્ટિનું ભાવ અનુરાગી અનુપ ।૩૦। એહ સ્નેહ ભકતના સ્વરૂપનું હું શું કહું તે રૂપ ।। રસિક દાને રસિક ભાવનાએ પ્રાગટય સ્વરૂપ ।૩૧। શ્રી વલ્લભ વરે વરીયા તે એહોના ભાવ અંતર પુટ ।।

સર્વોપર તર શિખર જે છે સ્ત્રીય ભાવના ગુઢ ।૩૨। વચન હાસ્ય વિસાલ નયણે કાંત મુખ રસરાસ ॥ સંયોગ વિયોગ અયોગ માંહે એહ દર્શન આશ ।૩૩। સંપતિ ધન વૈભવ અને વલી ઉતમ જે કોઈ જોગ ॥ શ્રીજી અને તે ભક્ત દ્વારા આણીયું વિનિયોગ ।૩૪। દોષ રહિત ચરિત્ર પ્રસન્ન આઠો જામ ॥ શ્રી વલ્લભ ચરિત્રસું મલતા રસિક પુરણ કામ ।૩૫। શાસ્ત્ર ન્યામિક ન સર્વ એહોને વલ્લભ લીલા રસાલ ॥ વચનામૃતે પોષણ સદા બીજું તે આલ પંપાલ ।૩૬। વલ્લભ ચરિત્રમાં મગ્ન રહે મન સ્વરૂપ હૃદયારૂઢ ॥ લીલા બારે માસની તે અનુભવ જે રસ ગુઢ ।૩૭। અનન્ય ભાવે સ્વરૂપ નૈષ્ટિક દૈન્યા સાદર ચિત ॥ પુષ્ટિ સૃષ્ટિમાં શ્રેષ્ઠ વલ્લભ ગુઢ લીલા નિમિત ।૩૮। મહેદ સંગી ભાવે અંગી અંગીકૃત પ્રિય ભક્ત ॥ મહેદ મનોરથ સ્વાર્થી એ વલ્લભના અનુરક્ત ।૩૯। આત્મ નિવેદી સ્વરૂપ વેધી ખેદી અન્યથા ભાવ ॥ શ્રી વલ્લભ સ્વરુપને નિરખવાનો અહર્નિસ મન ચાવ ।૪૦। શ્રી ગોકુલપતીના સમાગમ રસનો વાત્સલ્ય જુત રહે ભાવ ॥ અહર્નિસ આઠે પ્રહર એહ સ્વરૂપનો મન ચાવ ।૪૧। લીલા તણા અવગાહન અર્થ રહે સદા એક ચિત ॥ અષ્ટ પ્રહર મન લાલસા તે રહે દર્શન નિમિત ।૪૨। વાત્સલ્ય સેવા મનોરથે મન દાસત્વે એ ધર્મ ॥ એ વિણુ બીજું રૂચે નહીં કાંઈ વલ્લભ સુખનો મર્મ ।૪૩। વિસય સર્વનો ત્યાગ કરીયને અનુરાગ વલ્લભ અર્થ ॥ વલ્લભ સંગ રહિત મનોરથ એ ગિણે મનમાં વ્યર્થ ।૪૪। અષ્ટ પ્રહર આલોચ સ્વરૂપનો વલ્લભ નયણ અભિરામ ॥ વલ્લભ દર્શન લાલસા રહે એહજ છે મુખ્ય કામ ।૪૫। શ્રી વલ્લભ સુખ હિત વાત્સલ્ય સેવા એહ જેહોને મોક્ષ ॥ જીવતવ્ય તુચ્છ કરી ગીણે નયણે પલક પરોક્ષ ।૪૬। સાંપ્રત્યે અનુભવ નયણે કીધો સેવા દાન સમાન ॥ વચનામૃતે પોષણ કર્યું શ્રી વલ્લભ કૃપા નિધાન ।૪૭। એહવા મહેદ સ્વરૂપનું હું કેમ કરી લખું મતિ મુઢ ॥ જેહને વલ્લભ સ્વરૂપનું જ્ઞાન પ્રગટ ને ગુઢ ।૪૮। મહેદ ભકતના સંગી સર્વદા ગુઢ રસના પાત્ર ॥ મહેદ પોષણે મહેદ વત થયા ગુણ ગણે માત્ર ।૪૯। વિપ્રયોગ દશામાં એહ વિલસે પ્રીય વિણુ જેમ મિત ॥ અતિ ઉદાસ નિશ્વાસે નિશદિન રહે મન ચકીત ।૫૦। મહેદ નારાયણજી સુત જે ગોકુલભાઈ પાત્ર ॥ વલ્લભ વર વિયોગથી તે વ્યાકુલ છે સહુ ગાત્ર ।૫૧। અનુભવ પુર્વક શ્રી વલ્લભ લીલામાંહાં રસ ભકત ॥ લીલા વિન સંતુષ્ઠ નહીં એહવા એ અનુરક્ત ।૫૨। અષ્ટ પ્રહરના એ અનુભવી તન મને છે નિરધાર ॥ કારણુ સહિત વિપ્રયોગ એહોને ઇચ્છાને અનુસાર ।૫૩। શ્રી વલ્લભને મન મનોરથ જે હોએ જગત વિખ્યાત ॥ સેવા નિજ પદઅંબુજની તે કરે સહુ સાક્ષાત ।૫૪। અને લીલા નિત્ય ચરીત્રની કરે સહુ ગુણ ગાન ॥ અનન્ય ભાવે ભજની થઈ અને પામે સ્વરૂપનું દાન ।૫૫। કીર્તી જસ વિસ્તાર હોએ એહવા અનેક પ્રકાર ॥ લીલા મધ્ય પાતી વિના કો જાણે નહીં નિરધાર ।૫૬।

માટે ગોકુલભાઈની સ્થિતિ રાખી વિયોગ વિચાર ॥ પોતે અંતર ધ્યાન લીલા કરીય છે જે વાર ૧૫૭। વિયોગે તે વિવસ થઇને આરત ઉપજી મન ॥ શીપેરે હવે રાખીએ વલ્લભજી વિના એ તન ૧૫૮। વિસ્તાર એહોનો થાય નહીં એહ છે મોટી વાત ॥ તલફી તલફી વ્યતિત કરે છે રોઈ રોઇ દિનરાત ૧૫૯। પ્રભુની ઇચ્છા તણો સમંત લેઇ કર્યો મન વિચાર ॥ નિત્ય ચરિત્ર પ્રભુ તણો તે પાઠ કરૂં નિરધાર ૧૬૦। નિત્ય ચરિત્રાની સુરતિ અર્થે સેવાનો સંકેત ॥ શ્રી વલ્લભ પદઅંબુજની તે કરે સેવા ભકત સમેત ૧૬૧। સેવાને અવકાસે જે લીલા ચરિત્રના ઠાઠ ॥ નિત્ય ચરિત્ર ને મહાઉછવ તણો તે કરે મનમાં પાઠ ૧૬૨। ચરિત્ર અવગાહનને અર્થે ધોલ કીધાં જે સાર ॥ કલી બાંધી અને રાગે લખ્યા કરી વિસ્તાર ૧૬૩। એમ દિન તે ગમન કરતા આવ્યો ઉત્સવ દિન ॥ સુરતિ આવે સુરતિ ભુલી વિપ્રયોગથી મન ૧૬૪। સંક્ષેપે સુચન કર્યો મહાઉત્સવ કેરો ઠાઠ ॥ નિત્ય ચરિત્ર સહિત કરવા ઉછવ દિનનો પાઠ ૧૬૫। એમ કરતાં ત્યાંહાં ઓછવ આવ્યો તેણી વાર ॥ રૂતુ રૂતુની લીલા સમય ઉપર તેહના તેમ પ્રકાર ૧૬૬। તેહના તે લેખને લખીને કીધાં જે ધોલ પ્રકાર ॥ માંગલ્ય નામ તે ધરી તેના સંક્ષેપમાં વિસ્તાર ૧૬૭। એમ કરતા તે આવ્યો મહાઉછવ કેરો દિન ॥ સુરતિ મન આવે તેહ સમય તે ભાગ્યવાનને મન ૧૬૮। અનુભવ કીધો ભાગ્યરાસ શ્રી મોહનભાઇ સંગ ॥ વસ્ત્ર ભુષણ અતર સોંધા સામગ્રીના પ્રસંગ ૧૬૯। મંડપ વાજીંત્ર ગાએ ગુણીજન ઘેર ઘેર ઉત્સવ જેહ ॥ શ્રી ગોકુલપતિ પાયોધારીયા ઘેર સુરતિ આવે તેહ ૧૭૦। સોહાગ પહેરામણીનો મનોરથ મનમાહાં ધરી ॥ રાત્ર સંપુર્ણ ફરીયને ભાગ્યરાસે કરીએ ૧૭૧। તેહ સુરતીના ધોલ કરીને ધર્યા માંગલ્ય નામ ॥ વિસ્તાર સહિત તે સર્વ કર્યું છે અવિલંબનમે કાજ ૧૭૨। એમ કરતા સર્વોપરતર આવે ઉછવ સાર ॥ પ્રાગટ્ય શ્રી ગોકુલેશજીનું આનંદ મંગલાકાર ૧૭૩। માગશર સુદી સપ્તમી દિન ભકતને મહાદાન ॥ આનંદ આપી સર્વેને તે પ્રાગટય કૃપા નિધાન ૧૭૪। તે મહા ઉછવને આવે સુરતી આવે સર્વ ॥ બિપ્રયોગ વ્યાકુલતાઈ વ્યાપી તેહ તણો એ પર્વ ૧૭૫। તેહ સમયની સુરતિ કરીયને કરવા નિશદિન પાઠ ॥ નિત્ય ચરિત્ર સહિત લીલા મહાઉછવના ઠાઠ ૧૭૬। વિસ્તાર તેહનો તે માંહાં તે અનુભવને અનુમાન ॥ પ્રગટ કીધો ચાવ ભાવે કરવા સ્વકીયને દાન ૧૭૭। પ્રાગટયનું કારણ અને જે સ્વરૂપનો છે મર્મ ॥ લીલાનું કારણ સહુ ને ભકત વાત્સલ્ય ધર્મ ૧૭૮। સેવાએ સહુ સુરતિ આવે નિત્ય ચરિત્ર પ્રકાર ॥ સ્વરૂપ વર્ણન ઉછવ લીલા લખી વિસ્તાર ૧૭૯। એણીપેરે દિન ગમન કરે ગોકુલભાઇ નિત ॥ એમ કરતા ઉપજયું તે શ્રીજીને ભાવે ચિત ૧૮૦। લીલા કેરૂં લેખન હોએ આદિથી તે અંત ॥ હોએ પ્રચાર પ્રતાપ જસનો કોટી વિધીથી અનંત ૧૮૧। આજ્ઞા આપી પાસ તેડી બેસી જમુનાદાસ ॥ શ્રી મુખ વચન પ્રકાશ લાવી આણો મારે પાસ ૧૮૨। જાની જમુનાદાસ મન અતિ વાધ્યો તે રંગ ॥

ગોપાલદાસજી વ્યારાના તે થયા સહાયે સંગ ।૮૩। એહોએ મલીયને તે કીધા ગ્રંથ રસાલ ॥ ભાવ પોષણ મહેદનેથી ચાવ થયો વિશાલ ।૮૪। શ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ ગ્રંથ ॥ થઇ આવ્યો એણી પેરે નવનિત થયું જેમ મંથ ।૮૫। બે તરંગ પુરા થયા ને ત્રીજા તણો તે વિચાર ॥ તે મધ્યે રણુ આપ્યા તણો ને કહું વલી પ્રકાર ।૮૬। પીત્રુરૂણ આપીને પાયોધાર્યા કુરૂક્ષેત્ર ॥ હરીદ્વાર પાયો-ધારીને પાયોધાર્યા સુખનેત્ર ।૮૭। શ્રી ગોકુલ પાયોધારીને હરીયા તે ભકતના તાપ ॥ આનંદ સાગર ઉલટીયો પાયોધાર્યા ગોકુલ આપ ।૮૮। લીલા ચરિત્ર અનેક ભાંતે સેવા મારગ ઉકત ॥ શ્રી વલ્લભજી પ્રિતે કરે તે રહી ભકત સંચુકત ।૮૯। હવે આગલ લીલા કહેવાનો ધરી મન ઉદ્દેશ ॥ મહેદ ચરણે નમન કરીને કૃપા ઇચ્છું વરેસ ।૯૦। દીન ઉપર દયા કરીને કરસે ભાવનું દાન ॥ મહેદ કાન વિચારીને રાખસે મુઝ માન ।૯૧। એ વલ્લભ લીલા કહેવા કેરૂં નહીં મારૂ ગાત્ર ॥ ભાગ્યહીન એહ રસ કહેવા નહીં હું પાત્ર ।૯૨। મહેદ મનોરથ એ લીલા કહેવાને ચાહ ॥ તેહો પુરણ કરસે ભાવનો એમાં ઉમાહાં ।૯૩। મહેદ વચન તે ભાવીઉં કરસે તે મનોરથ પુર્ણ ॥ આરત હરસે દાસની સહુ કૃપાકટાક્ષે ચુર્ણ ।૯૪। હવે કરૂં આરંભ તેહનો જે ધર્યો મન વિચાર ॥ વિવાહ શ્રી ગોપાલનો ઇચ્છાને અનુસાર ।૯૫। હવે માંગલ્ય આઠમાં વિવાહ શ્રી ગોપાલ ॥ સહેજાદપોર જઇને જે કીધો ગોકુલપાલ ।૯૬। જાન લઇ પાયોધાર્યા શ્રી ગોકુલ કેરો ધણી ॥ પ્રિય પુત્ર પરણાવીયા ધરી વ્હાલ મન અતિ ઘણી ।૯૭। આગલને માંગલ્યે કહેસું તેહ તણો વિસ્તાર ॥ શ્રી ગોકુલેશજી પ્રિય પુત્રને પરણાવશે તે પ્રકાર ।૯૮। પ્રીય પુત્ર શ્રીગોપાલ ને વહુ રોહીણી જે નામ ॥ શ્રી વલ્લભજીએ વિવાહ કરીને આણીયા નિજધામ ।૯૯। એહ લીલા કહેવાને મન ધરી એહ ઉદ્દેશ ॥ મહેદ ભકત પ્રારથી કરૂં વિનંતી સુદેશ ।૧૦૦। તે આગલને માંગલ્યે કહું કાંઇ યથા ભાવ અનુસાર ॥ પ્રારથું રસ ભકતને કરી નમન વારંવાર ।૧। જેથી થાએ સિદ્ધ મનોરથ અગ્રમ લીલા જેહ ॥ ચરણ રેણું આરાધી એહોને વીનવું ધરી નેહ ।૨। આસ પુરણ એહુ થાસે અંતર ને બાહાજ્ય ॥ શ્રી ગોકુલેશ આનંદ ઘન તે સહે નહીં રંચ દાઝ ।૩। એહ આસ મન ધરીને લીલા લખું પ્રકાશ ॥ ગોકુલપતી પુરણ કરસે એ નિશ્ચય નાગરદાસ ।૧૦૪।

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ મહા અદ્દભુત વિચિત્ર રસ
તૃતીય તરંગનું
માંગલ્ય સાતમું સમાપ્ત

# માંગલ્ય – ૮ – આઠમું

હવે તૃતીય તરંગનું માંગલ્ય આઠમું લખીએ છીએ.–

રાગ : વૈશાખ સુદીને પ્રતિપદા મુહુરત ઉતમ લીધુંજી – એણી ભાંતે ગવાસે

મહેદ સ્વકીય નિજ ભકત જે છે મનોરથ પરમ કૃપાલજી ાા વાત્સલ્ય ધર્મે અતિ નિપુણ તે સેવા રમણે રસાલજી ા૧ા સુખ વાંછિત નિત વલ્લભ વરના લીલા કરે ધામજી ાા દુર્લભ છે અતિ વલ્લભ પ્રિયને ઇચ્છીત પુરક કામજી ા૨ા નિત સંયોગી પ્રિય ઉપયોગી તેહ તણા અંગ અંગેજી ાા અષ્ટ પ્રહર નિત મત્ત રહે છે અલગાં નહીં વિણુ સંગજી ા૩ા વિરહ સંયોગ ઉભય રસ ભોગી પ્રતિક્ષણ નવલી પ્રીતજી ાા ચાક્ષ પરસ્પર એક રસે વસ ભાવ ભિન્ન રસ રીતેજી ા૪ા સ્વરૂપ ભેદે રસ ચાવ ભિન્ન છે સ્વાદ ભિન્ન રસ રૂપજી ાા અંગ અવયય ભિન્ન ભિન્ન રસના દાન સમાન સ્વરૂપજી ા૫ા ઉભય અધીર પરસ્પર અહરનિશે વાછલ્યે ઉભય સમાનજી ાા અંગ અંગના તરંગ જુજવા પ્રિય પ્રિયાનું માનજી ા૬ા શ્રી વલ્લભ સ્વરૂપથી અંગ એ પ્રગટયા દુર્લભ લીલા કાજેજી ાા મહદ ભકત નિજ સ્વરૂપ તણા અહરનિશ લીલા સમાજેજી ા૭ા પુષ્ટ પુષ્ટ ઉત્કૃષ્ટ તે દુર્લભ વલ્લભ પ્રિય એ ભકતજી ાા વિસનત્વે જેહના રસના પ્રભુ પોતે રહે આશકતજી ા૮ા વાત્સલ્ય ધર્મ તત્વ છે સ્નેહનું તેહના છે અધિકારીજી ાા એહો વીના નહીં બીજે કંઇ તે કહેવા મત થઇ મારીજી ા૯ા શ્રીમુખે પ્રશ્નોતર આપ્યો સ્નેહનું સાધન સ્નેહજી ાા ને સ્નેહ તણું ફલ સ્નેહ છે તેહોનો આસય વાત્સલ્ય તેહજી ા૧૦ા સ્નેહ ઉત્પન્ન થયો મનમાંહાં તે વાત્સલ્યતાઇ ન જાણેજી ાા તે સ્નેહ મહાતમ યુત કહયો છે રૂખો કરી પ્રમાણેજી ા૧૧ા સ્નેહ સ્નિગ્ધ ને સ્નેહ વાત્સલ્યતા જુત મહાતમનો નહીં ભાગજી ાા મહાતમ જુત તે ધર્મ પ્રભુના તે થકી સર્વ ત્યાગજી ા૧૨ા જે મહાતમ થકી ધર્મ પ્રભુના શું છે જેહને સ્નેહજી ાા તે પોતાના સુખ સ્વાર્થને પ્રાપ્ત ઇચ્છે તેહજી ા૧૩ા જે ભકત સુખ પોતાના તે પેરે ન કાંઇ પ્રીતેજી ાા તે વાત્સલ્ય ધર્મે અનુરકત છે જે સુખ નિજ પ્રભુના ઇચ્છેજી ા૧૪ા પોતાનું સુખ જાણે નહીં ને પ્રભુના સુખસું કાજજી ાા તે વાત્સલ્ય ધર્મે મહેદનો વિરલો પુષ્ટ સમાજજી ા૧૫ા પતિવૃતા અનન્ય ને ટેક એ સહેજ વાત્સલ્યના ધર્મજી ાા વ્યસનત્વે અભિલાખ ને ધીરજ એહવા અનેક છે ધર્મજી ા૧૬ા શ્રીમુખથી આજ્ઞા જે કહી છે તેહનો કહું વિવેકજી ાા એણે મારગે એક નથી ફલ છે અભિલાખ પ્રત્યેકજી ા૧૭ા સ્નેહના નામ અનેક છે તેહની ગણના તે નવ થાયજી ાા તદપિ કહું છું વિચાર વાનગી લેખને જે લખાયજી ા૧૮ા આરત ને અભિલાખ આતુરતા ઉત્કંઠા ને પ્રેમજી ાા નેહ અનુરાગ હીલગ અને પ્રાપ્તે સ્નેહ વાત્સલ્ય એ નેમજી ા૧૯ા શ્રવણે સુણે થઇ આરત ઉત્પન્ન પછે અભિલાખ જેહજી ાા પ્રાપ્ત થાએ તે ફલરૂપ છે તે ફલ સાધન તેહજી ા૨૦ા

પ્રથમ સંગફલ દર્શન છે ને હાસ્ય કટાક્ષે આલાપજી ।। પરસ્પરે હોએ સંયોગ ને અંગ અંગનો અભિલાખજી ૧૨૧। સંયોગા થકી તે હોએ વિયોગ વિયોગ થકી સંયોગજી ।। જે રસ પ્રાપ્ત તે ફલ સાધન વલી આગલો વિપ્રયોગજી ૧૨૨। એ રીતે એક ફલ નથી એ મારગ સ્નેહનો તેહજી ।। તેહ તણી સુવાસ છે વાત્સલ્ય વાત્સલ્ય વિણ શુન્ય સ્નેહજી ૧૨૩। સુવાસ થકી જેમ સોંઘો ઉતમ અગર તણો જે કહુંઅજી ।। વાત્સલ્ય થકી જેમ સ્નેહ સુવાસિત ભાવ તે એહવો સહુઅજી ૧૨૪। સુગંધ વિના જેમ પુષ્પ ન ઉતમ આવે ન ભ્રંગીને કામજી ।। વાત્સલ્ય વિના તેમ સ્નેહ પ્રભુને કાજ ન લીલા ધામજી ૧૨૫। વાત્સલ્ય સ્નેહનું ગુઢ રહસ્ય છે પ્રભુ સેવાને અર્થજી ।। વાત્સલ્ય વિન નહીં સ્નેહનો કાજ મહાતમ સંગનો વ્યર્થજી ૧૨૬। શ્રીમુખથી આસય કહયો ગુઢ તે કહું છું દાન અનુસારજી ।। તેહ તણી મનમાં લાવીને કરજો સુબુદ્ધિ વિચારજી ૧૨૭। શ્રીમુખે શ્લોક કહ્યો છે વિજ્ઞપ્તીનો તેહનો આસય એક જાણેજી ।। 'યદેનત્વ કૃપા હેતુ'એ ઉરમાંહાં એણી પેરે આણેજી ૧૨૮। કૃપા તણું જેહને છે દાન વાત્સલ્ય જેહને પ્રભુ આધીનજી ।। તેહને વસ પોતે થઈ વ્હાલો રહે છે મન પ્રકૃતિ દીનજી ૧૨૯। વલી કહું છું મહદ ભકત દાદા નારાયણજી નામજી । એ લીલા મધ્ય પાતી પ્રભુના સમીપ સ્નેહ રસ ધામજી ૧૩૦। સ્નેહપંથ શુભશીલ એ વાત્સલ્ય સોહાગી સોહાગનું રૂપજી ।। સેવા વાત્સલ્યતાએ સિધ્ધ થાય છે સ્નેહ સ્વરૂપજી ૧૩૧। અનીરવચની વચને નહીં આવે એહવી છે એહ પેરજી ।। શ્રી વલ્લભવર ઉપયોગની લીલા મહારસ લેરજી ૧૩૨। મારી બુધ્ધિ તણો એમાંહાં રંચ નહીં પ્રવેશજી ।। દાન સામર્થે કહું છું પિતા મહેદ ઉદ્દેશજી ૧૩૩। વાત્સલ્ય સ્નેહના નામ માંહાં છે તેહ તણું જે સત્વજી ।। લીલા મહા ઉપયોગી સેવા એહ તણું છે તત્વજી ૧૩૪। શ્રી મુખ વચને કહ્યું છે પોતે લીલા તણો સંકેતજી ।। કૃપા સ્નેહ એહ સમીપ રહે છે વાત્સલ્યતા તણે હેતજી ૧૩૫। શ્રી વલ્લભ વલ્લભા રમણ તણે રસે અતિ હોએ છે મગ્નજી ।। સ્ફુરણા રહેતી નથી સ્વરૂપ તણી કેલ તણે રસ લગ્નજી ૧૩૬। ત્યારે સ્નેહ વાત્સલ્યતાઇની સેવા કરે વિચારજી ।। પ્રભુનો શ્રમ અતિ જોઇને તે ભકત દુરાવવા મન ધારીજી ૧૩૭। વાત્સલ્યતાઇ પ્રભુ શ્રમ જોઇને સેવાને તત્પર થાએજી ।। સેવા કરી શ્રમ નિવૃત કરાવે પ્રભુને અતિ સુખદાઇજી ૧૩૮। સ્નેહ તણે તે પંથે વાત્સલ્ય સેવા અર્થેજી ।। એ સેવાએ પ્રભુ સહેજ આધીન છે યદ્યપિ સકલ સામર્થજી ૧૩૯। એ સેવા જોઇ પ્રભુ કહે છે પોતે ભક્ત તે ભણી અજી ।। લગી થઈ નવ શકું હું તુમ થકી અરણીયજી ૧૪૦। એ વાત્સલ્ય તણા અધિકારી તે મહેદ ભકત ભાગ્યવાનજી ।। એહ દાન કૃપા કરી એહોને કીધું પરમ નિધાનજી ૧૪૧। એ વાત્સલ્ય સેવાથી વ્હાલો પોતે તે પરમ પ્રસન્નજી ।। અષ્ટ પ્રહર એ પ્રભુ ભકતનું વાત્સલ્ય વિચારે મનજી ૧૪૨। અને ઇચ્છે પોતે થકી વ્હાલો એ ભકત તણું દાનજી ।।

એહો તણા સંગમ ફલ રસનો કરવા ઈચ્છે પાનજી ૧૪૩। એહવા મહેદ એ મારે શીષે એહનો હું નિત દાસજી ॥ હોસે એહો તણી કૃપા ને એ પુરણ કરસે આસજી ૧૪૪। એહ તણી કૃપા થકી તે અન્ય ગંધ ન લેશજી ॥ જેહને કૃપા એહો તણી છે જેહને ભજનીય શ્રી ગોકુલેશજી ૧૪૫। અન્ય સબંધની વસ્તુનો નહીં તેહોનો મન આણું ગંધજી ॥ લાગે ગંધ વયાર કદાપી પામે નાહીં કાંઇ સંધજી ૧૪૬। એ મહેદ ભકત મહા બડભાગી પરમ સોહાગી નીતેજી ॥ મહારે મુખ નયણે વસે છે અંતર ગતિની પ્રીતેજી ૧૪૭। તે ગોકુલ મોહન રત્ન રાજ રૂપા સર્વોપરના રંગજી ॥ માધવ વીર દામોદર આદિ લીલાએ મુખ્ય પ્રસંગજી ૧૪૮। એ વાત્સલ્ય સેવા તણા અધિકારી ને સેવા વાત્સલ્ય હેતજી ॥ પ્રિય સુખાર્થ કરે છે સહુ એ પ્રિય ઉપયોગ સંકેતજી ૧૪૯। હાસ્ય કટાક્ષ અલાપ મિલાપ ને દરસ પરસના પ્રકારજી ॥ ભુષણ વસન ધરે નિજ દેહે વિરહ તણા તે વિચારજી ૧૫૦। કરે મનોરથ વલ્લભવરને જે આવે ઉપયોગજી ॥ ભોગ રાગ અનુરાગ વાત્સલ્ય હિત રસીક સૃંગાર સંયોગજી ૧૫૧। વાત્સલ્ય રીતુ રીતુના પ્રયોગ તે પ્રીય સુખાર્થ લહીયજી ॥ એહવા નહીં ત્રીલોક માંહાં જેહવા ઉપયોગી એ અહીં જી ૧૫૨। એ મહેદ ભકત સમીપે પ્રભુને ક્ષણું નહીં પલ ઓટેજી ॥ એ લીલામાં નિરખે સ્વરૂપ શ્રી વલ્લભવરનું જોટેજી ૧૫૩। મહેદ તણે ચરણે લાગીને મુકું મનોરથ માથજી ॥ દીન થકો વિજ્ઞપ્તી કરૂં છું જોડીને બેહુ હાથજી ૧૫૪। એહો તણી કૃપા અનુદાને દરસન કેરી આસજી ॥ શ્રી વલ્લભવરનું સ્વરૂપ સમગ્ર હું નિરખી રહું એહો પાસજી ૧૫૫। એ મહેદ નિજભકતના સ્વરૂપ ધર્મ પ્રકાસજી ॥ કહેવાને મનોરથ મન ઘણો ને પુરણ કરે પ્રભુ આસજી ૧૫૬। સર્વોપરતર શિખર મહેદ છે ને વલી એહોના મર્મજી ॥ કહેતા પાર ન પામીએ તે ઉપયોગી પ્રીય ધર્મજી ૧૫૭। ધર્મ વાનગી માત્ર કહું પણ અંગ અંગ વિલક્ષણ સ્વાદજી ॥ શ્રી વલ્લભને ઉપજાવતા જે લીલા માંહાં અહલાદજી ૧૫૮। તેહ તણા રસરૂપને કહેવા માહારૂં નહીં ગાત્રજી ॥ અનુભવ નહીં ને યોગ્યતા ન અણું ભાવે કહેવા ન હું પાત્રજી ૧૫૯। માટે સંકુચી રહયો મનમાંહાં થઇ અને ભયભિતજી ॥ અનીરવચની જે વસ્તુ છે તેહને કહીએ કેમ કરી રીતજી ૧૬૦। એહવા મહદ ભકત જે નિરખે છે વલ્લભ વરનું સ્વરૂપજી ॥ શ્રી ગોકુલ ગોવર્ધન માંહાં લીલા જુત જે અનુપજી ૧૬૧। પાકૃત ધર્મે પરમ રસાલું વલ્લભ દુલભ જેહજી ॥ શ્રી ગોકુલપ્રભુ તણું રસરૂપ ને ભકતનું જીવન એહજી ૧૬૨। લીલા ભકત સંયુકત સર્વોપર વલ્લભ વરનું સ્વરૂપજી ॥ અક્ષર માંહાં આવે નહીં એહવું અગાધ અનુપજી ૧૬૩। અનુભવી લહે નયણે અવિલોકી મન તણા પહોંચે ન ભાવજી ॥ ભાવ સમાને દર્શન આપે છે દ્રષ્ટે પડે સમ ચાવજી ૧૬૪। એહવું સ્વરૂપ એ વલ્લભ વરનું વિરલ અવ્યકત અપારજી ॥ દ્રષ્ટિ મન એકત્ર કરી જુએ તોએ ન થાએ પ્રચારજી ૧૬૫। મહેદ ભકત નયણે નીરખીને ઉરમાંહાં ધર્યું જેહવુંજી ॥

લીલા સંયુકતે કરી ગાયું પોતે નિરખ્યું તેહવુંજી ૧૬૬। તેહ તણી છાયા લેઇને કહું છું સુચન માત્રજી ॥ મહેદ ભકત કરૂણા ઠરસે કહેવા નહીં માહારૂં ગાત્રજી ૧૬૭। એ વલ્લભ અંગ તો નિજ ભકત તણા છે અંગ અંગ કેરા આભરણજી ॥ લીલાના એ અહર્નિસ શ્રી અંગ ભકત સંયોગ ચરણજી ૧૬૮। પ્રમુદીત હાસ્ય કટાક્ષ અવિલોકન ચલણ વલણ ભ્રુઅ નેનજી ॥ રસના દંત અધર વચનામૃત કટિતટ રસ દેનજી ૧૬૯। શીષે કેસ અંબોડો સોહે ભાલ તિલક મન હરણજી ॥ નાસિકા ગાલ ચીબુક ઠોડી અને ઉભય રસાત્મીક કર્ણજી ૧૭૦। શ્રીકંઠ હૃદય ઉરોજ ઉદર ને ભુજદંડ રસને કાજજી ॥ હસ્તકમલ અંગુલી નખરેખા કોહોણી અંક સમાજજી ૧૭૧। નાભી મંડલ રસમય રમણનો કટિ નીતંબ ને પીઠેજી ॥ જંઘા જાનુ પિંડુરી બેહુ ને ચરણ કમલ બન્ને દીઠેજી ૧૭૨। રગ મસ તિલ ને ચોહોંભુષિત અનુભવી નયણા તે જાણેજી ॥ અનુભવી દાન સમાન કહું હું જેહવું સ્વરૂપ ઉર આણેજી ૧૭૩। ધર્મ સહિત જો કહું અંગ અંગનો કહેતા પામું નહીં પારજી ॥ રસિક અંતર ગતિ આનંદ ભર્યા સહુ લીલા તણો વિસ્તારજી ૧૭૫। એ અંગનો અંગીકૃત જે છે અંગ તે અંગ અલંકૃતે એહજી ॥ ભકત તણે અંગે પરવેષ્ટિત વલ્લભ અંગ અંગ તે કેમે કરી ન કહેવાયજી ૧૭૬। વીરલ રસાત્મિક સ્વરૂપ હૃદય માંહાં કેહી પેરે કો લાવેજી ॥ અષ્ટ પ્રહરના અનુભવી જે કો તે પણ પુરણ પાર ન પામેજી ૧૭૭। અંગ માત્ર કહ્યા તે માટે ધર્મજુત તે કહેવાયજી ॥ જેહવા ભકતના જેહ ભાવ છે તેહોને તેમ લહેવાયજી ૧૭૮। જેહ ભકત રસ દાન પાત્ર તેહ લહે તે રીતેજી ॥ રસાત્મિક સ્વરૂપ સ્પષ્ટ અવિલોકે અંતરંગ અતિ પ્રીતેજી ૧૭૯। અપ્રાકૃત ધર્મ સ્રૃંગાર સ્વરૂપે કરી જાણે રસરૂપજી ॥ અદભુત વિચિત્ર અંતર રમણને અથે અપ્રાકૃત એહ અનુપજી લીલાના ઉપયોગનું સ્વરૂપ એ લીલાના ભકત જાણેજી ॥ પ્રમાણ મારગી જેહ પ્રમાણે હોએ તે ઉર આણેજી ૧૮૧। આ સ્વતંત્ર સ્વરૂપ ભકતના અનુભવનું રસરૂપજી ॥ અનુભવી વિણ કોએ નવ પામે વિરલ વિચિત્ર સ્વરૂપજી ૧૮૨। શ્રી વલ્લભવર સ્વરૂપને નયણે નીરખી ધરીને સ્વરૂપની આશજી ॥ વિપ્રયોગમાં અનુભવ અવિલોકે કીધું સ્વરૂપ પ્રકાશજી ૧૮૩। સમય સમયના અનુભવ નયણે કીધા તે સમયના રૂપજી ॥ તેહવે સમય તેહવે સ્વરૂપે દરસ્યું વિચિત્ર સ્વરૂપજી ૧૮૪। સહસ્ત્રવિધી એ સ્વરૂપની સંખ્યા કહીય ન જાએ કેણેજી ॥ અનુભવ કીધો નિજ નયણે પણ ભિન્ન ભિન્ન કહયું છે તેણેજી ૧૮૫। ભિન્ન અનુભવ નિજ નયણે એક સ્વરૂપે કીધોજી ॥ તેહજ પ્રકારે અનુભવને સમ સ્વરૂપ વર્ણન રસ પીધોજી ૧૮૬। અનેક ભાંતે અનેક ભકત તે અનુભવ કેરી રીતજી ॥ શ્રી વલ્લભ વરનું વર્ણન કીધું વર્ણને સબંધ ધરી પ્રીતેજી ૧૮૭। નખથકી શીખ પર્યંત લગી ને રસ મસ તિલ સંયુકતજી ॥ શ્રી અંગ તણા રસધર્મ અને જસ પ્રતાપ જે ઉકતજી ૧૮૮।

એ રીતે વલ્લભ સ્વરૂપનું વર્ણન કીધું ભકતેજી ।। સમય સમય અનુભવ અનુસારે વર્ણવ્યું સ્વરૂપા શકતેજી ।૮૯। એહ અનુભવી સમાજને દાને એહોની પાછલ રહીયજી ।। એહોને ચરણે શીષ ધરીને સ્વરૂપ લીલા કાંઇ કહીએજી ।૯૦। માહારી રસનાએ કહેવાએ ઘોલ બે ચાર માંહેંજી ।। અનુભવીનો આસય લઇને અનુભવ વિન કાંઈ છાહેજી ।૯૧। શ્રી વલ્લભ સ્વરૂપ અગાધિતાનો પાર ન કોઈ પામેજી ।। લીલાત્મક એ સ્વરૂપ નિરંતર લીલા કેરે ધામજી ।૯૨। ત્યાંહાંથી પધારી ભકતને ભાગ્યે ભુ પર લીલા પ્રકાશજી ।। પ્રાકૃત લીલા ગ્રહસ્થા ધર્મે કરે શ્રી ગોકુલ વાસજી ।૯૩। પાર્વતી વહુજી સ્વકીયને ધર્મે સ્વરૂપ છે ચિતજી ।। સેવામાં તત્પર વાત્સલ્યે શ્રી વલ્લભ ચિતસું ચિતજી ।૯૪। તેહો થકી સંતતિ ઉત્પન છે મનોરથ શ્રીગોપાલ ।। પ્રિય પુત્ર એ પ્રભુ સુખકારી ભાવે પરમ રસાલજી ।૯૫। તેહ તણા વિવાહને કારણે લીલા રચી છે એકજી ।। સહજાદપુર પાયોધારીને કહું કાંઇ તેહ વિવેકજી ।૯૬। હવે આગલ છે તે સહુ કહેસું મહદ ચરણે ધરી માથજી ।। શ્રી વલ્લભ લીલા વર્ણન કરૂં દાન છે મહેદને હાથજી ।૯૭। પ્રિય પુત્રને વાત્સલ્ય અહર્નીસ સેવાએ પીતૃ ભકતજી ।। ગોપ્ય ભાવના ભોગી શ્રી વલ્લભ જે છે ગુઢ અવ્યકતજી ।૯૮। વત્સલ્ય સેવાને હિત તત્પર પુત્ર જે શ્રી ગોપાલજી ।। ગુપ્ત ભાવના જાણ શ્રી પ્રભુજી જે છે રસિક રસાલજી ।૯૯। પીતૃ સ્વરૂપને પ્રીય પુત્ર એ જાણે છે સ્વતંત્ર ભાવેજી ।। તેથી મનોરથ મન વિચારે ઉપયોગી રસચાવેજી ।૧૦૦। પ્રિય પુત્રને પાણીગ્રહણની લીલા એહ વિચિત્રજી ।। પ્રગટાવી પ્રભુ ગુઢ મનોરથે કરીયને એહ ચરિત્રજી ।૧।। ઈચ્છા આણી મનમાં જ્યારે શ્રી વલ્લભ પુરણ કામજી ।। સામગ્રી સિદ્ધ ઇચ્છા વશથી થઇ રોહીણી નામજી ।૨।। પરસરામ દક્ષણાયત તેહ તણે છે ઘેરજી ।। સહજાદપુર માંહાં કન્યા તે અતિસય ઉલટ ભેરજી ।૩। પ્રિય પુત્રનો તેહસું તે કીધો આદિ વિચારજી ।। પ્રથમ પાણિ ગ્રહણ કીધું છે તેહસું કારણ તણે અનુસારજી ।૪। ઇચ્છા ધરી મનમાંહાં વિવાહ કેરી પ્રિય પુત્રની જ્યારેજી ।। મીનનો અર્ક ટાલીને થયો તે મેષનો સુરજ જ્યારેજી ।૫। સવંત ૧૬૫૫ વરસે ચૈત્ર માસ પ્રકાશજી શુકલ ।। પક્ષમાં મન ધરીને વિવાહ તણો હુલ્લાસજી ।૬। મંગલાચરણ કર્યું વિવાહનું મંગલ ગીત ને વાદ્યજી ।। હલદી તેલ ચઢાવી વરને વરણાગી કરી આદ્યજી ।૭। જાન લેઇ અને સંભ્રમસું તે શ્રી ગોકુલ કેરા ભુપજી ।। સામગ્રી વિવાહ તણી જે જોઇએ પરમ અનુપજી ।૮। વાહેણી ઘોડા હાથી અનેક ને સારથી તણો નહીં પારજી ।। અશ્વ ઉપર બહુબાંધ સાજ તે ઉઠે નગારાની હારજી ।૯। પાલખી રથ સમરથ પોહોરૂઆ નિશાન તણા બહુ રંગજી ।। છોટા મોટા વિવિધ પ્રકારે રાત્રે મસાલો સંગજી ।૧૦। આતસબાજી ગુણી અને લાયકા નરનારીના ટોલજી ।। હાસ્ય વિનોદ કરતા કરતા બહુ કલ્લોલજી ।૧૧। સમીયાણા ચોઘડીયા નોહબત વાગે છે અનેકજી ।। નટુઆ નાટકા ગાયકા બહુ વિધી પાત્ર રવાવ વિવેકજી ।૧૨।

તંબુ સમીયાના ને રાવટી સુંદર વાડે કનાતજી ॥ સજ્જન સબંધી ભાઈ ભત્રીજા લઘુ બાલક ને ન્યાતજી ।૧૩। સીધા સામગ્રી ને પકવાન તે ભરી ભરી છકડા લીધાજી ॥ પ્રાતઃ મધ્યાહ ને રાત્ર સંપુર્ણ મન ઇચ્છીત સહુ કીધાજી ।૧૪। આતસબાજી તાતી છુટે રાત્ર સમય ઉધોતેજી ॥ મજલ મજલે કૌતુક જુત પાયોધારે પ્રભુ પોતેજી ।૧૫। ભટ બ્રાહ્મણ ને નેગી ભિક્ષુક ભાટ ભાવતા સાથેજી ॥ જોતસી પંડિત વેદના પાત્ર જે લીધા છે સંગે નાથજી ।૧૬। નાઇ વારી રજક ને દરજી સંગ સુતાર છે તેહજી ॥ ભુષણ વસ્ત્ર વિવિધી અંગ અંગ સોહે છે સંગ એહજી ।૧૭। પંચશબ્દા ને દુંદુભી ગડગડે જેમ જેમ ઝાંઝો તે સંગજી ॥ સહનાઈ કરણાઈ નફેરી સીંગના મધ્ય મધ્ય સંગજી ।૧૮। કો ઘોડા કોઇ ઉંટ ઉપર ને હસ્તી તણે કોઈ પીઠજી ॥ કોતલ ઘોડા તોપચી આગલ શોભા જાણે તે દીઠેજી ।૧૯। મારગનું સુખ પ્રતિક્ષણું કેરૂં શીપેરે કહીએ વયણજી ॥ જાન તણી જુગત છે વિગત ને જાણે અનુભવી નયણજી ।૨૦। ક્રમસ આવ્યા નગર નિકટ ઓહોરેરા આણી પાસજી ॥ ત્યાંહાથી જાણ કરવા મોકલ્યો બચુઓ છે એક દાસજી ।૨૧। નગર નિવાસી રાજસી સેવક રહે છે ત્યાંહાં વાસેજી ॥ વિહારીરાય ને ગોકુલ ચેરી એ આદે છે તેહો પાસજી ।૨૨। સામા આવ્યા સહુ મન ભાવ્યા પ્રભુ પધરાવ્યા ઘેરજી ॥ હર્ષે દરશ્યા શ્રીપદ સ્પરસ્યા વરસે આનંદ ભેરજી ।૨૩। શ્રીમુખ જોઇ આરત ખોઇ દાન અમોહી પામ્યાજી ॥ નયણે નીરખી મનમાંહાં હરખી પરખી અંગ દુઃખ વામ્યાજી ।૨૪। નીકે હો શ્રીમુખે કરી પુછ્યું ઉતર કહયો શ્રી મહારાજજી ॥ નીકે બોહોત સબે વિધી અબહી દર્શન પાએ આજજી ।૨૫। રાજ પધારે ભાગ્ય હમારે પુન્ય પુરણ મનોરથ કીજેજી ॥ અપને દાસનકી સુધ્ધ લીધી દાન અનેકસો દીનેજી ।૨૬। જાનવાસો તે તણે ઘેર મહા પ્રભુજીએ લીધાજી ॥ ગંગાતીર છે ધામ ત્યાંહાં તે રહેવાનો સમંત કીધોજી ।૨૭। સાજ સિધ્ધ નવ નિધ લૌકીક કીધા છે તે અપારજી ॥ પુષ્ટી સૃષ્ટી સેવામાં તત્પર ઉભી છે ત્યાંહાં દ્વારજી ।૨૮। સમીયાના જરતારી મખમલી પિછવાઇ વિચિત્રજી ॥ જુલીચા ઉંચા બિછાવ્યા રંગ બેરંગ વિચિત્રજી ।૨૯। સેતરંજી બિછાવી આગલ શોભાનો નહીં પારજી ॥ તોરણ કંદલી સ્થંભ સાથીઆ હાથા દીધા દ્વારજી ।૩૦। મંગલ કલસ ધર્યા જુગ સુંદર બેઠક રચી છે જયાહાંજી ॥ દિપક પ્રગટયા સ્થલ સ્થલ જલહલે છે જ્યાંહાં ત્યાંહાંજી ।૩૧। નગરે પ્રવેશ પ્રભુજીએ કીધો એક પ્રસંગજી ॥ શ્રી હસ્તે કરી વાગો કેસરી કેસર કેરે સંગજી ।૩૨। મહેમુદી તણો અતિ ઉતમ પહેરાવ્યો નિજ બાલજી ॥ એણી પેરે પાયોધાર્યા મંદીર શ્રી વલ્લભ નયણ વિશાલજી ।૩૩। જાની વાસે આવી ઉતર્યા જાન લેઇને સાથેજી ॥ સદીયાણા સંગ વાજતે ગાજતે ત્રીલોક કેરો નાથજી ।૩૪। બચુઓ લઇ વધાઇ મોકલ્યો આવ્યો ધરી અહલ્લાદજી ॥ વધાઈ સાંભલી વૈશ્નવે આપ્યા દ્રવ્ય અને પ્રસાદજી ।૩૫। તે લીધો તેણે ઉછામાં ચીતે ન કાંઇ સોચજી ॥

વલતો તે પછતાઇ મનમાં કીધો અતિ આલોચજી ૧૩૬। પ્રશ્ચાતાપ કરીને વિનતી કીધી મહાપ્રભુ ભણીઅજી ॥ તેહને બેટે આપ્યો પ્રસાદ તે લીધો મેં તે તણોઅજી ૧૩૭। ત્યારે ત્યાંહાં જાણ્યું નહીં કાંઇ મન ઉપજયો હવે પરીતાપજી ॥ શ્રી ગોકુલપતિ બોલ્યા ત્યારે તે શ્રીમુખે આપજી ૧૩૮। કહા જાની લીયો તેં કહું એસો ફલતારથ તોકુંજી ॥ હોએગો તું ચિંતા કાયેકું કરત હે પુછું એ મોકુંજી ૧૩૯। પ્રસાદ તણું પ્રકાસી મહાતમ ને વલી વૈશ્નવ ભાવજી ॥ પ્રભુ પાયોધાર્યાની વધાઇનો કહયો એહ અનુભવજી તે માટે નહીં બાધક એહોને એહ જણાવ્યો પક્ષજી ॥ એ લીધો તે ઇચ્છા વસથી એહ કર્યું સમક્ષજી ૧૪૧। વલતું ભોજન કરીને કરાવ્યું ધરીને મનમાંહાં પ્રીતજી ॥ ઉતરી ડેરે નિજકુલ કેરી કરીય છે ત્યાંહાં બહુ રીતજી ૧૪૨। કન્યા માગી નિસ્ચેતાંબોલ ને કરી ત્યાંહાં અભ્યંગ રીતેજી ॥ અંગઅંગુછી વાગો ધરાવી વરને શાસ્ત્રની રીતજી ૧૪૩। વાગો ધરાવી વરને ભુષણ મોડ ધરીને માથેજી ॥ અશ્વે સવારી કરીને પધાર્યા પરણવાને સાથેજી ૧૪૪। બીડા વહેંચી આપ્યા સહુને વરમુખ પાન રસાલજી ॥ પ્રિય પુત્ર તે શ્રી ગોકુલપતીના વર તે ગોપાલજી ૧૪૫। જાન સહુ તત્પર થઇ અને ચાલ્યા વરને સંગેજી ॥ વાગો સહુએ ઉજ્જવલ પહેર્યો છીરકયા કેસર રંગજી ૧૪૬। પંચશબ્દી સદીયાણા ઘોંસા ને વલી તાલ મૃદંગજી ॥ ગુણીજન ગાતા ચાલે સોહેલા તાન બંધાન ને સંગજી ૧૪૭। જાદરણી વેહેલે સહુ સોહે સાંબેલા અસવારજી ॥ ગજ તુરંગે પાલખી બેઠા ભુષણ વસ્ત્ર સ્રંગારજી ૧૪૮। આખાડા બહુ ભાંતિના આગલ વાગે અનેક મસાલજી ॥ જલઝલાટ જરજરીયને વાગે વરવત શ્રી! ગોપાલજી ૧૪૯। વૈશ્નવ સહુ કોઈ વાત્સલ્ય રૂપે આવ્યા જે સંગ સમાજેજી ॥ વાહને બેસી પાલા કોઇ નિરખતા વલ્લભ રાજેજી ૧૫૦। તે સહુ કોઈ ઘોડા આગલ સંગે થઇ અને ચાલેજી ॥ જ્ઞાત વર્ગમાં વલ્લભ વરજી ઉછાહા ભરીયા મહાલેજી ૧૫૧। વાજીંત્રીયાને આપે મુઠો ઉમંગ ભર્યા તે વજાડેજી ॥ રીઝવે ગોકુલ ભુપને ગુણે કરી છંદે અગર માડેજી ૧૫૨। આતસબાજી છુટે આગલ ભાંત ભાંતને રૂપજી ॥ એણીપેરે ચોહોટે ચાલે આવે મંડપ દ્વારે અનુપમજી ૧૫૩। પરસરામ ભટ ઘેર પધાર્યા મંડપ રચ્યો છે જયાંહાંજી ॥ દ્વારે આવી ઉભા પ્રભુજી પ્રિય પુત્ર સંગ ત્યાંહાંજી ૧૫૪। સાસુ આવી વરને પોહોંખી પધરાવ્યા જેમ રીતજી ॥ મંડપમાં શ્રી ગોપાલને ધરીયને મનમાંહાં પ્રીતજી ૧૫૫। અર્ધપાદ કરી મધુપર્ક તે કર્યું શાસ્ત્ર નીયુકતજી ॥ કુલની રીતે વિવાહ કીધો જેમ છે વિવાહની કૃત્યજી ૧૫૬। સંવંત સોલ ને પંચાવને વદી પંચમી વૈશાખેજી ॥ વિવાહ શ્રીગોપાલ તણો કીધો હિત અભિલાખેજી ૧૫૭। વહુ રોહીણી પરણી આણી વરવતે શ્રી ગોપાલજી ॥ મંડપ ચોરી ભોજન પંકિત હલદીખેલ રસાલજી ૧૫૮। શ્રી વહુજી સાસુ એમ બોલ્યા ફેરવીએ એ નામજી ॥ શ્રીજીએ કહયો અબતો યહી હે ફેરવેંગે જાએ ધામજી ૧૫૯। વિવાહ કરીને આનંદે પ્રભુ ધર્યો છે મન વિચારજી ॥

પ્રાગ પોતાનું જન્મસ્થાન તેહનો જોવાને પ્રકારજી ।૬૦। વિજય કરી પાયોધાર્યા તે પેંડે સાંભલ્યું એણી પેરજી ॥ શ્રી ગોકુલ મધ્યે ભત્રીજા ગોકુલ ઓછવ ઘેરજી ।૬૧। સ્ત્રી તણો અભાવ થયો છે ને ભત્રીજો છે સાથજી ॥ હતો તે મહાપ્રભુજીના મનમાંહાં આવી એવી વાતજી ।૬૨। હોએ તો એહનો વિવાહ પણ સાથેથી કરતા જાએજી ॥ પછે તે પ્રયાગ મધ્યે દિન ત્રણ રહયા તે વાતને કહીએજી ।૬૩। જન્મ સ્થાનનું પોષણ કરીને દર્શનનું દેઇ દાનજી ॥ શરણે જીવ જે આવ્યા તેહને લેઇને કર્યું સનમાનજી ।૬૪। નામ નિવેદન આપી તેહોને તે જીવને લીધા શરણજી ॥ પુર્વ પક્ષથી ભાવ સમાને કીધા તેહોના વરણજી ।૬૫। એણીપેરે કૌતુક કરતા વહાલો વાત તે મનમાં લાવ્યાજી ॥ સર્વ સમાજ સહીત એણી પેરે અકબરપુરમા આવ્યાજી ।૬૬। મહાદેવ ભટ જ્ઞાતે દક્ષણાયત શ્રીજીનો સાલેક તેહજી ॥ શ્રી વહુજીનો પિતરાઇ બાંધવ રહે છે ત્યાંહાં તેહજી ।૬૭। તેહને ઘેર પધાર્યા પોતે ધર્યા તે મન વિચારજી ॥ આદરમાન કર્યા અતિ તેણે સુંદરતાસું અપારજી ।૬૮। મધ્યાને આવે અસવાર થઇને આવ્યા એહોને ઘેરજી ॥ તેહની સ્ત્રી તણું નામ કલ્યાણી તેહોને ઘેર છે પેરજી ।૬૯। કન્યા છે તેહનું નામ હીરા સહેજ કૃપા મન આણીજી ॥ કુટુંબનું ભુષણ પોષણ પાલક જોઇ રહયા મન જાણીજી ।૭૦। રાણીવીરા વહુની કાણે ભત્રીજા પર હેતજી ॥ પાલણ પોષણ કરી ભણાવ્યા ઉછાહા પ્રીત સમેતજી ।૭૧। સેવક ભાવ ભત્રીજા એ સહુ રહે પ્રભુ આધીનજી ॥ ગોકુલ ઓછવજીએ વિનંતી લખી ભાવ નવીનજી ।૭૨। એ ગોકુલ ઓછવ ભત્રીજા ભ્રાત વડાના પુત્રજી ॥ ગોવિંદરાયજી નામ તેહનું રહેતા ઉદાસીસું સુત્રજી ।૭૩। વીરા વહુ તેહની ધણીયાણી તે એણે એ પ્રભુની ગોદજી ॥ અવશાન સમય તે મહેલ્યા બાલક નિર્વાહક જાણીને તેહજી ।૭૪। માટે એ કારણે પધાર્યા સાલક કેરે ધામજી ॥ મહાદેવ ભટ પ્રસન્ન થયો ઘણું પુરણ થયું મન કામજી ।૭૫। કહયું ભલી ભઇ ભલી ભઈ વસ્ત્ર ઉતારો રાજજી ॥ ભોજનકું પાયોધારીએજી કૃપા કરી મહારાજજી ।૭૬। ભોજન નહીં કરવેકું આયે હે બોલ્યા મધુરી વાણીજી ॥ શ્રીજીએ કહયું હાસ્ય કરીને કારણ ગુઢ ને આણીજી ।૭૭। વાત એક તુમ પાસ માગવો હે તે એહ વચનજી ॥ તેણે કહયો મેરો ભાગ્ય હે થઈ અને ઘણું પ્રસન્નજી ।૭૮। એસે સો કહા હોયગો જો તુમ માંગોગે અબજી ॥ ધન સંપતિ ઔર ગ્રહ રાજહીકો હે સબજી ।૭૯। એ કહયું તે ઉપર શ્રીજીએ મન વિચારી રીતેજી ॥ સાક્ષાત માગવો ઉચીત નાંહી એહવા છે એહ નીત નીતેજી ।૮૦। સો એક ભટકું કહયો જે તુમ કહો કન્યા જો તુમારે ગેહજી ॥ ગોકુલ ઓછવકે નિમિત દેઓ તેણે કહયું તેહને તેહજી ।૮૧। સુની કે પ્રસન્ન ભયો મનમેં વહ હાંઇ કરી તેહ વારજી ॥ તબ મેં કિહયોજી વિવાહ અબહી કરનો ઉન કહયો વને વિચારજી ।૮૨। વિવાહ કરતો તબ તુમસેતી સોકર્ય વિના કયોં હોયજી ॥

તબ મેં કહયો જો કછુ ચહીએ ભંડારસો લ્યો અબ સોયજી ૧૮૩। ઔર વિવાહ અબહી કરો તુમ ઉન કહયો એસે કયોં કીજેજી ।। તબ મેં કહયો કે ચિંતા નાહીં જો લીજે સો દીજેજી ૧૮૪। પાછે વિવાહ કરીકે સબનકો સંગહી લે આયેજી ।। શ્રીજીએ શ્રીમુખ સુરતી કરી કહયું તેથી સહુ લહેવાયજી ૧૮૫। વહાં તો એક ગોપીછીપા રહેતો ઉન મેરે આગે એકજી ।। પરકાલા છીંટકો લે રાખ્યો ઔર કહયો ફેરીકે વિવેકજી ૧૮૬। તબ ઉન કહયો જો એક સમય એસે પરકાલા કીયો લહીજી ।। સો કીને જો નીલકો રંગ ન આવે કાજકું તબહીજી ૧૮૭। તબ મેં કહયો જો હોવ નહીં કછુ ઉતમ રંગ કે મિલાપજી ।। ન્યારો હોય સો કાજ ન આવે નીલ અકેલો આપજી ૧૮૮। તબ ઉન કહયો જો ઔર હે એક સો લાડ સુનો મહારાજજી ।। મેં કહયો જો તું કહા ઠાંડ નોહે તબ ઉન કહયો તજીકે લાજજી ૧૮૯। ઉન કહયો બલીહારી જાઉ મેં ડાંડને લાયક કહુંઅજી ।। મહાપ્રભુજી પ્રસન્ન થયા અતિ વચનામૃતથી સહુઅજી ૧૯૦। ઉહાંએ કહયો વિઠલરાયકું મહા કાલ આયો એસોજી ।। ઘરકે સબ કોઉ આકુલ વ્યાકુલ ભએ શ્રીમુખે કહયો એસોજી ૧૯૧। તેહવે વિચાર્યો જો એ સમય અનર્થ કછુ મતિ હોયજી ।। સો તબ રાત લે પાસ સોવાયો લરીકા મેં વહ સોયજી ૧૯૨। જવર તો રાત્ર માંહે તબહી ઉતરી ગયો નિરધારજી ।। તા પાછે શ્રી ગોકુલ સબ આયે કીયો ભોજન વહેવારજી ૧૯૩। એ રીતે વિવાહ પ્રિય પુત્રનો કરીને પધાર્યા ફરીજી ।। શ્રીમુખે વાત વિસ્તારીને સહુ તેહ સમય તણી કરીજી ૧૯૪। સમય સુરતી કરી કરીને વ્હાલે શ્રીમુખે વાત કહીઅજી ।। તેહ સમય જે અનુભવી નિકટ છે તેણે તે ઉરમાંહાં લહીયજી ૧૯૫। શ્રી ગોકુલ પાયોધાર્યા પછી એહની શ્રીમુખે કહી વાતજી ।। સમય સુરતિને તે કહયું છે સાંભલો ચીત ધરી વાતજી ૧૯૬। શ્રીમુખે કહયું આએ પાછે એક બાલક હતો બાલજી ।। વિઠલરાયજી તે છોટો હતો સો સાંત ભયો તત્કાલજી ૧૯૭। તા પાછે એક બેટી સાંત ભઈ તે વિવાહ માંહીજી ।। સબ કોઉ તબ કહેને લગે કછુ જનમ પત્ર મીલ્યો નાંહીજી ૧૯૮। ઉતને તો ઓઉ બડે બાલકકી સ્ત્રી શાંત ભઈ ।। સબ કોઉ કહેન લગે ભલી ભઇ અબ દોષકી આભા ગઇઅજી ૧૯૯। પાછે દોસરી વિવાહ કર્યો શ્રી ગોકુલ માંહીજી ।। શ્રી ગોપાલકો બહુ સંભ્રમસોં એસો ઔર ન કહીંઅજી ૧૨૦૦। બલભદ્રકે ઘર ગોપદેવી કન્યાકો સંકેતેજી ।। સો માંગી તબ દીની પ્રસન્નસું કારણ કાજને હેતજી ૧૧। ગોપદેવીના ભાગ્ય ઉદયનું કહીય ન શકે કો રૂપજી ।। બ્રજનાનંદ અનુભવના પાત્ર એ સર્વોપર છે સ્વરૂપજી ૧૨। લીલાના અનુભવી પાત્ર છે એ ભાગ્ય તણી છે રાસજી ।। મનોરથ માંહાં અવશિષ્ટ રહયું નહીં કીધું ગોપ્ય પ્રકાશજી ૧૩। ગોપદેવી વહુ ગોપ્ય રસાત્મિક એ છે પ્રિય રસ ભકતજી ।। પ્રીય પુત્ર શ્રીગોપાલસું પાણિગ્રહણ નીયુકતજી ૧૪। એ પાણિગ્રહણનો સબંધ કરાવી કીધો અતિ અનુરકતજી ।। મન વાંછિત મનોરથ સહુ પુરણ કીધો અતિય અવ્યકતજી ૧૨૦૫।

આરત શુદ્ધ આદીની ટાલી હુતી બીજે મન હુલ્લાસજી ॥ પિત્રત્વ શ્રી વલ્લભ પોતે પુત્રત્વે શ્રી ગોપાલજી ।૬। એ વિવાહનું લિખનું કર્યું વચન ધરીને આસજી ॥ શ્રી ગોપાલ ને ગોપદેવી વહુ થયો વિવાહ પ્રકાસજી ।૭। શ્રી ગોકુલપતિ અતિ ઉછાહાંસુ કીધું જેહ ચરિત્રજી ॥ પરંપરા કુલની તે રીતે હવું જે પરમ વિચિત્રજી ।૮। એ કારજનો કારણ તેહ વિચાર લહે પ્રભુ પોતેજી ॥ કારજ કરે સહુ કારણ સહિત તે પ્રાકૃત ધર્મની ઓટેજી ।૯। ગોપ્ય ભાવે ગોપદેવી વહુ એ ગોપ્ય લીલાનો અર્થજી ॥ સામગ્રી ઉપયોગની એ ભોગી સકલ સામર્થજી ।૧૦। પુરણ મનોરથ પ્રગટ તે કીધા ગોપદેવી દ્વારજી ॥ ગોપ્ય રૂદય માંહાં રાખ્યા આદ્ય આરત તણે વિચારજી ।૧૧। એ રીતે પાયોધાર્યા ગોકુલપતી કરીને જેહ ચરીત્રજી પ્રિય પુત્ર શ્રી ગોપાલને પરણાવી હરખે ચરીત્રજી ।૧૨। ગોપદેવી વહુને લાવ્યા છે પરણાવી નિજઘેરજી ॥ તેહ પ્રકાર કહી સહુ આવ્યા હવે કહું બીજી પેરજી ।૧૩। દાન સમાન કર્યું વર્ણન વિવાહ ચરીત્ર રસાલજી ॥ ગોપદેવી વહુ ને વર જેહ છે શ્રી ગોપાલજી ।૧૪। મહેદના આસય પુર્વક લખ્યા છે વલ્લભ વરને ઉછાહેજી ॥ શ્રી ગોપાલ તણા વિવાહનો પ્રભુ મન જેહ ઉમાહાજી ।૧૫। શ્રી ગોપાલના સ્વરૂપનું કારણ શ્રીમુખે કહયું છે તેહજી ॥ શ્રીમુખે વચન પ્રમાણ કર્યું છે મહદ ભકત છે જેહજી ।૧૬। પ્રથમ શ્રી નાથજી તણું સ્વરૂપ તે શ્રી ગુસાંઇજી જાણેજી ॥ પ્રગટયા ભુતલ કાજ કારણ કરી આજ્ઞાથી ઉર આણેજી ।૧૭। કરી સેવા વાત્સલ્પ પ્રકારની જેજે પ્રભુ ઉપયોગીજી ॥ ઉપયોગ આણ્યું સહુ પુત્રને વિનિયોગે સંયોગજી ।૧૮। પણ પગટ પ્રકારે ભિન્ન દેખાડે લોક અર્થ વેવારજી ॥ મનોરથ કીધા પુરણ ને સહુ ગોપ્ય તે એણે પ્રકારજી ।૧૯। પુત્રત્વે આવી એ સ્તવે ભાવ ધર્યો મન સંગેજી ॥ પણ પુરણ મનોરથ થયા નહીં તે તે તાપ જે અંગેજી ।૨૦। રહે મને આરત શુદ્ધ સેવા તણી પુરૂસાંગે તેટલેજી ॥ અષ્ટ પ્રહર વ્યાકુલતા મનને તાપાત્મીકે ટલવલેજી ।૨૧। પણ ઇચ્છા સમ હોએ સહુ સિદ્ધ કાજ તે આરત લીધેજી ॥ પ્રિય પુત્ર મન મનોરથ તણો સમાજ જે છે રસ નિધેજી ।૨૨। તેહ મનોરથ પુરણ અણીપેરે તાપાત્મિક કીધોજી ॥ અરધા ગડુઆ એ નિજઅંગે પુરણ પ્રેમાત્મિક રસ પીધોજી ।૨૩। કૃપાદંડ તણું રૂપ છે અંતરાય પછી રસદાનજી ॥ અભય પદ આપે શ્રી ગોકુલપતિ જે છે પરમ નિધાનજી ।૨૪। હવે કહું છું લીલા આગલની ધરીને મન વિચારજી ॥ વિવાહ વિઠલરાયજી તણી તે કારણ સહિત પ્રકારજી ।૨૫। શ્રી ગુસાંઇજી મન મનોરથ ધરીને અતિ ઉમાહાજી ॥ શ્રી વલ્લભને સંતતી હોએ તેહ તણો ઘણો ચાહાજી ।૨૬। તેહ મનોરથ વ્યર્થ રહે કેમ શ્રી ગુસાંઇજીનો ભાવજી ॥ પુત્રત્વે પ્રગટ થઇ ગોદે ખેલ્યા ધરી મનમાં અતિ ચાવજી ।૨૭। આરત પુરણ કરીને પોતે પાયોધાર્યા નિજધામજી ॥ કારણ લહ્યું પ્રભુ પોતે સહુ ઇચ્છીત પુરણ કામજી ।૨૮। સંતતિ હિત પુત્રત્વે પ્રગટયા વિઠલરાય લહુંઅજી ॥ તેહો તણો વિવાહ એ કારણે થયો તે પેર હું કહુંઅજી ।૨૯।

શ્રી ગુંસાઈજીના મનોરથ કેરૂં રૂપ તે વિઠલરાયજી ॥ સંતતિ કેરી ચાહ તણું તે કાંઈ એક કહું સમજ્તઈજી ૧૩૦। એહો થકી થઈ સંતતી કેરી વૃધ્ધી તે કારણ કાજજી ॥ શ્રી ગુસાંઈજીએ અંકીત પુરણ કીધું સંતત વ્યાજજી ૧૩૧। શ્રી ગોપાલની સંતતિ કેરો થયો નહીં વિસ્તારજી ॥ કારણ હિત પુત્રત્વે આવી પાર્યોધાર્યા મુલ વિચારજી ૧૩૨। પુરૂષોતમને સંતતિ ન હોએ ને હોએ તો કારણ હેતજી ॥ શ્રી ગુસાંઈજીનું પ્રતિબિંબ છે શ્રી ગોપાલ સંકેતજી ૧૩૩। સંતતિના વિસ્તારનું કારણ તે માટે અહીંથી નહીંયજી ॥ વિઠલરાયજી સંતતિ અર્થે પ્રગટાવ્યા છે અહીંજી ૧૩૪। પાલક દોષ નિવૃતને અર્થે પ્રગટ્યા પ્રાકૃત રીતજી ॥ શ્રી ગુસાંઈજીનો મનોરથ પુરણ કરવાને ધરી ચીતજી ૧૩૫। માટે વિઠલરાયજીને સંતતિ ઉત્પન્ન હેતજી ॥ જે કારણ ગ્રહસ્થા ધર્મ અર્થ વિવાહ તણો સંકેતજી ૧૩૬। માટે વિઠલરાયજીને સેવા સંતતીની આપીજી ॥ પ્રગટાવ્યા નિજ પુત્રત્વે સંતત દાન તે સ્થાપીજી ૧૩૭। પ્રથમ વિવાહ રાયજી કેરો કીધો તે બહુ પેરજી ॥ શ્રીમુખ વચને કહ્યું તે કહું છું વાસુદેવ ભટ ઘેરજી ૧૩૮। સંવત સોલ પંચાવન વરસે વિવાહ કર્યો તે નીનેજી ॥ વિવાહ કીધો અતિ આનંદે કુલ મર્યાદાની રીતેજી ૧૩૯। કરીય વિનાયકી સંભ્રમ માટે જગત વિખ્યાત તે થઈએજી ॥ કોટી પ્રકારે કીર્તી છાહી તે નવખંડે તે રહીયજી ૧૪૦। મોદ સહીત સંભ્રમ બહુ ભાંતે વૈશ્નવ આવ્યા બહુજી ॥ વાજીંત્ર ગાન અખાડા બહુવિધી આતસબાજી સહુઅજી ૧૪૧। તે દેખી બડાભ્રાતને ખેદ તે ઉપજયો અને ખેદ કરીયજી ॥ આગલ તે વિસ્તારે કહેસું લીલા જુત ચીત ધરીયજી ૧૪૨। ધરી મહદ પદઅંબુજ ઉરમાંહાં કૃપા અપેક્ષિત દાસજી ॥ નાગરદાસની પુરણ કરસે મહેદ સોહાગી આસજી ૧૨૪૩।

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ મહા અદભુત વિચિત્ર રસ
તૃતીય તરંગનું
માંગલ્ય આઠમું સમાપ્ત

---

# માંગલ્ય -૯- નવમું

રાગ : સમોવડ સમોવડ ભરથ લીએ સમોરડ હવો રે વિવાહ–
એણી ભાંતે ગવાસે

મહેદ રસીક ભકત છે તે વલ્લભ સ્વરૂપના જાણ ।। લીલામાં મધ્યપાતી તેહરે માહારે એહ પ્રમાણ ।૧। તેહોને ચરણે શીષ ધરીયને આગલ કહું છું પ્રસંગ ।। મહેદ પ્રસાદે હું કહી આવ્યો વિવાહ તણો રસ રંગ ।૨। ઉભય પુત્ર પરણાવ્યા પ્રેમે શ્રી ગોકુલ કેરો ભુપ ।। શ્રી ગોકુલ માંહાં બિરાજે છે ભકત સહિત રસરૂપ ।૩। કીર્તી જસ ને પ્રતાપની સંખ્યા શારદા કહેતા હારે ।। ત્રિલોક માંહાં અવિલોકે જે જયાંહાં સહુ કો જશ ઉચ્ચારે ।૪। સૃષ્ટિ દશોદિશથી સહુ આવે નિરખવા શ્રી ગોકુલનાથ ।। શ્રીમુખ અવિલોકી અનુસરે છે મલીને સહુ સાથ ।૫। ધન સંપત મન જપતિ દ્વારે ઉભો લેઇ નવ નિધ ।। ત્રણવત કરીને ગિણે સહુ તેહને કહાવે છે અષ્ટ સિદ્ધ ।૬। તેજ તણા તે નિશાન નિરંતર ફરહરે છે ચૌદ લોક ।। મોહીત થઇ અને જોવા તરસે નવખંડના સહુ થોક ।૭। એહવો ઉગ્ર પ્રતાપ જોઇને બ્રાત બહુ મન ખેદ ।। અણખે તણખી ઉર આણે અકુલાએ ધરી ખેદ ।૮। શ્રી વલ્લભનો પ્રતાપ વાધે છે પ્રતિક્ષણું કોટી ગણો ।। અમને તો માનતું નથી કોઈ અહીં તો દિન દિન ઘણો ।૯। અધિક અધિક પ્રતાપ વાધે તે તેહનું કારણ સું ।। એ શ્રીગુસાંઇજીની બેઠક માટે એહ વિચાર્યું મનસું ।૧૦। તો હવે બેઠક હમે લીજીએ જે થકી થાએ રૂડુ ।। એહ વિચાર ધરી મનમાંહાં તે પ્રપંચ વિચાર્યું કુડું ।૧૧। શ્રી ગોકુલ પ્રભુ સ્વતઃ સામર્થ અસમર્થ નહીં લગાર ।। પોતે સ્વતંત્ર નિત પ્રતાપી અગણિતાનંદ અપાર ।૧૨। પરતંત્ર પોતે નહીં સદાથી ભકત તણા આધાર ।। આધાર ભુત સહુને શ્રી વલ્લભ વિઠલરાજકુમાર ।૧૩। એહો તણી નિજ વસ્તુને હવે કોણ સકે તે જોઇ ।। મનને ગમ્ય હશે નહીં પ્રતાપ તો કેમ સકે કો છોઇ ।૧૪। સંસય સર્વ કોઇને રહેતો જે એ બેઠક માટે આપ ।। ધન સંપતિ આવી મલે છે એહવું વિચાર્યું આપ ।૧૫। સહુ કોઈ આવી અનુસરે છે એહોને એ બેઠક માટે ।। અમને કો ગિણતુંજ નથી તે રહીએ છે મુખ ખાટે ।૧૬। શ્રી ગોકુલ પ્રભુ નિજજશ કારણ પ્રગટ કરવા કાજ ।। બ્રાતે કર્યું તે કરવાજ દીધું બોલ્યા નહીં મહારાજ ।૧૭। શ્રી ગુસાંઇજીની બેઠક લીધી ગીરધરજીએ પોતે ।। પોતાના મનની ભાંત પહેરી કરીને એ સહુનો કૌતિક જોતે ।૧૮। શ્રી ગોકુલ પ્રભુ જયાંહાં બિરાજે સદાની રીતે ।। અષ્ટ મહા સિદ્ધી નવનિધિ ધન સંપતિ દ્વાર રાજ નીતે ।૧૯। ભકત સહુ અનુરકત થઇ થઇ શ્રી વલ્લભ નિરખવા આવે ।। જે સ્થલે પ્રભુ આવી બિરાજે તે સ્થલે મહિમા સહેજ સુભાવે ।૨૦।

સૃષ્ટી સમુહ ન ક્યારે સમાએ મંદીર ભીતર તેમ ॥ ત્યાંહાં બિરાજે શ્રી ગોકુલનો પતિ મહાતમ ત્યાંહાંનું અગમ્ય ।૨૧। તે સ્થલ રમણીય કમનીય છે ભકત સમાજે ભરીયો ॥ લીલાનું નિજધામ તેહ છે વલ્લભ વર ત્યાંહાં ઠરીયો ।૨૨। વિઠલરાયજીનો વિવાહ ત્યાંહાં શાંત થયા તેહવે સમય ॥ ફરીય વિવાહનો વિચાર કરે છે ગોકુલ પતિ મન ગમય ।૨૩। તે માટે તે લેવા તે દીધી એકક ભ્રાતને નાથે ॥ સહન કરીને ચરિત્ર દેખાડયું બોલ્યા નહીં તેહા સાથે ।૨૪। વિઠલરાય કુંઅર તણો તે પોતે ગોકુલ ભુપ ॥ કારણ ઈચ્છાને અનુસારે મલ્યો તે જોગ અનુપ ।૨૫। કાર્તિક વદીમાં વ્હાલો પધાર્યા પોતે નાથદ્વાર ॥ અનકુટ દિવારી આગમ દીન છે તે દશબાર ।૨૬। શ્રી નાથજી સુખપાલમાં જતને અશ્વો અસવાર ॥ શ્રી ગોપાલ તુરંગને સંગે સવારીમાં તે વાર ।૨૭। વિઠલરાયજી તે વહેલ મંઝોલી વારૂં કોટી વિમાન ॥ ભાઇ ભત્રીજા સંગે સહુકો વાહને બેસી સમાન ।૨૮। ઘોડો કોતલ પોહોરૂઆ સાથે ચાલે સહુ વ્રજવાસી ॥ એક એકથી મહા ઉનમત નાચતા તુરંગ ચોરાસી ।૨૯। નાચતા કુદતા ઘુંઘર સોહે ઘોડા એકથી એક ॥ સહુ હથીયારા પોહોરૂઆ જોટે ક્યાંહાં લગી કહું વિવેક ।૩૦। શ્રી ગોકુલથી વિજય કરીને જમુનાજી ઉતરીયા ॥ પાયોધારે છે મારગ થઇને પરીવારે પરવરીયા ।૩૧। મધ્ય નાયક વલ્લભ વર પોતે આસ-પાસ ભકત નગ ॥ હાસ્ય કટાક્ષ તે કરતા આવે ગોકુલપતિ ભકત સંગ ।૩૨। શોભા તે ત્રીલોકની આવી કરવાને ત્યાંહાં ટહેલ ॥ વહુ બેટી પરિવાર સહુકો તણી છે પાછલ વહેલ ।૩૩। માફા રંગરંગે ઝણઝણ કરતી પાછલ આવે જારે ॥ જોડા પીછે ગુજરાતીસું છાણુખેડાને પ્રકારે ।૩૪। કોઇ હડવી મારૂં ધોરી મોહોરડા સાંકલે ચંગ ॥ મખીચારડા મહેંદી સુરંગ્યા ઓલી સંગને સંગ ।૩૫। ચાલે ચાલ મહાલે મલપતા સારથી હાથે રાસ ॥ એકથી એક સવાયા સુંદર શોભા કોટી પ્રકાસ ।૩૬। ભાર તણે ખરકેથી પ્રભુજી થઇને લે સહુ સાથ ॥ ઠાકુરદ્વાર પાયોધારે છે શ્રીગોકુલ કેરો નાથ ।૩૭। રસ્તે થઇ તે અડુ આગલ નગરે થઇને પધારે ॥ જુનુસ્તી થઇને અરીંગ તલાવે ખડી સુખપાલ ઉતારે ।૩૮। શ્રીનાથજીને ઉત્થાપન કરીને ત્યાંહાં જલપાન કરાવે ॥ વાત્સલ્ય ધર્મે ભોગ સમર્પે ભકતને એમ જણાવે ।૩૯। ત્યાંહાં જલપાન કરી પ્રભુ પોતે બીડા તે આરોગે ॥ ભકત સમાજને મહાસુખ આપી ચાલે થઇને સંજોગે ।૪૦। જમુનાવતા સમલ થઈને પરવત ઘાટીએ આવ્યા ઘાટી ઉતરીને થઇ તલેટીએ ચાલતા શોભા ફાવ્યા ।૪૧। નિજઘેર પાયોધારી પધરાવ્યા શ્રી નાથજીને જેમ નેગ ॥ વાત્સલ્યના પ્રયોગ કર્યા સહુ કરીને વ્હાલો વેગ ।૪૨। આસન બેસાડી આરતી કરીને ધરી પ્રિત ॥ ભોગ તે સમર્પ્યા ભાવતે નાથે સ્નેહ તણી જેમ રીત ।૪૩। સેન આરતી કરીને કરી અણઅવસર તે વાર ॥ મહાપ્રભુ બાહેર આવી પધાર્યા પર્વત પર આધાર ।૪૪। વહુ બેટી બાલક સંગ લઈને ચાલતા મલપતી ચાલે ॥

ધોતી ઉપરણો અંબોડો સોહે ભાલ તિલક ઉર માલ ૧૪૫ા શ્રી ગોવર્ધનનાથજીસું બહુ ભાંતે કરીને પ્રીતને કાજ ॥ મનોરથ પુરણ કરી પાચોધાર્યા બેઠક વલ્લભ રાજ ૧૪૬ા તણક્કડી જોઇ જલપાન કરીને બીડા આરોગ્યા રંગે ॥ નીત્યના કૃત્ય કર્યા સહુ વેગે લીલા સંગ તરંગે ૧૪૭ા પ્રાત: નિશા એણીપેરે રહીને લીલા ઠાકુરદ્વાર ॥ નિત્ય કરે શ્રી ગોકુલનો પતિ ભોજન સેન સૃંગાર ૧૪૮ા એમ કરતા દિવાલી ને અનકુટ આવ્યો આનંદ ભેર ॥ ઉભય પ્રકાર કર્યા લીલા જુત ઉછવ એણીપેર ૧૪૯ા એહવામાં ગોવિંદમામે ત્યાંહાં વિવાહ મેલ્યો તે પેર ॥ વિઠલરાયજીનો રણથંભોર કરીને મન વિચાર ૧૫૦ા મધુસુદનભટ દાના દીક્ષીત હોએ તે રાજ કેરે ॥ તેહને ઘેર તે પ્રાણમતી છે કન્યા એ વેરે ૧૫૧ા વિવાહનો નિશ્ચય કરી મુહુરત લેઇને વિનંતી કેરૂં પત્ર ॥ ત્યાંહાંથી જે બારાતને લેઇ આવજો વેલા અત્ર ૧૫૨ા દીન સહિત વિજ્ઞપ્ત કરૂં છું લખી છે ભટ મધુસુદન જ્યારે ॥ તેહવામાં આવી કેણે કહ્યું છે તેહને ત્યારે ૧૫૩ા શ્રીય ગુંસાંઇજી વાલી બેઠક ગીરધરજીએ લીધી ॥ તેહ વારે શ્રીજી શ્રીમુખથી આજ્ઞા એણી પેરે દીધી ૧૫૪ા સુખેન લ્યો કિન કહીયને પોતે રહયા તે ઠાકુરદ્વાર ॥ વલતા ત્યાંહાંથી વિવાહને પધાર્યાનો કર્યો વિચાર ૧૫૫ા સંવત સોલ અઠાવન છે તે કાર્તીક સુદી દિન બીજ ॥ વિજય કર્યો ત્યાંહાંથી લેઇ જાનને શ્રીગોકુલેશ મન રીજ ૧૫૬ા વાજીંત્ર સંગ ઓના લીધા વલી બીજા તે ગુણીઅ ॥ શ્રીમુખે જેહોની વાત કહી છે ભક્ત સહુએ તે સુણી ૧૫૭ા વાજીનંદ ને બીજા સહેનાઇઓના સુઘડ ઘણું ॥ હસન જમાલ નગારચી તેહવા વખાણ કર્યું તેહ તણું ૧૫૮ા ઝાંઝ વગાડે સંગ કરણાયચી નોહોબતના સાજંદા ॥ ગોકુલભુપને રીઝવે ગુણે કરી ગુણના એ ગુણી વાજંદા ૧૫૯ા આગરાનો કાલુ સહનાઇયો ગુણી છે તે અપાર ॥ પંચશબ્દા માંહાંએ મુખ્યો છે દક્ષીણી વાજા મોજાર ૧૬૦ા ગુણે કરી રીઝવે ગોકુલપતિને એહવા એ ભાગ્યવાન ॥ જેહની સરાહના પોતે કરી એહવું દીધું દાન ૧૬૧ા જાન માંહાં તે સનમાન સહુને પ્રતિક્ષણુ ક્ષણુએ હોએ॥ પ્રાત:મધ્યાહ ને રાત્રે ઇચ્છિત ભોજનાદી સહુ કોએ ૧૬૨ા કરતા કલ્લોલ અલ્લોલ સહુ મન પરમ પ્રસન્ન ચાલે ॥ અનેક સમાજ અનેક રીતે તે વલ્લભ વર મધ્યે મહાલે ૧૬૩ા તુરંગ ચઢે મન પ્રફુલ્લીતસું અતિ નૃત્ય કરાવે વિચિત્ર ॥ ઘોડાને તે દમાનક દેઈ કરી દેખાડે બહુ ચરિત્ર ૧૬૪ા રાત દિવસ રસવસ તે થઇને પ્રભુ સંગ ભક્ત પલાએ ॥ મારગ ચાલે ને ડેરે ઉતરે સ્વરૂપ જોઇ લલચાએ ૧૬૫ા પ્રથમ નગારે જાન કરે છે ચાલવા કેરો કાજ ॥ બીજે નગારે સિદ્ધ થઇને ઉભા સજી સજી સાજ ૧૬૬ા ત્રીજું નગારૂં સુણીયને સહુકો ચાલે વલ્લભ સંગ ॥ વાહેણી બેસી કો કો પાલા કરતા હાસ્ય તરંગ ૧૬૭ા જાનને જોવા દેવ સહુકો આવે બેસી વિમાન ॥ પાતાલના લોક થઇને વ્યાકુલ આવે જોવા જાન ૧૬૮ા મધ્ય પ્રદેશના પ્રત્યક્ષ નિહાલે જાનને ભાગ્ય માની ॥ દશોદિશથી એણીપેરે આવે છે જાન લોક ન છાની ૧૬૯ા

મજલે મજલે આવી ઉતરે શરદ રેણ અજુઆલી ॥ ઉરીગણુનો પરિવાર તે લેઇ સંગ આવે છે ચંદ્રમાં ચાલી ।૭૦। મારગમાં ધોંસો ધમકે છે મધ્ય મધ્ય કરવા જાણ ॥ સાંભલીને સહુ કો સિધ્ધ થાએ આવે સિંધું ઉધાણ ।૭૧। એણીપેરે આવે ઉજ્જવલ કીરતીએ કોટીક સુજસ પ્રતાપે ॥ સુરજ ઉદય થઇને પોતે મારગમાં સુખ આપે ।૭૨। આનંદ અષ્ટ જામ સહુકો ભરીઆ મોદ પ્રમોદ ॥ વન ઉપવન સરિતા સર કુલ્યા દેખીએ જયાંહાં ત્યાંહાં કમોદ ।૭૩। એણીપેરે આવ્યા સહુ મન ભાવ્યા જાન લેઈ અને સાથ ॥ રણથંભોર નિકટ પધાર્યા વાજતે શ્રી ગોકુલનાથ ।૭૪। શ્રીમુખે વાત કહી તે સમયની તે કહું છું ત્યાંહાં ॥ ભગવાનદાસ ચોહાણ હતો તિન હાથી પટયે આંહાં ।૭૫। શેરપુરા લોં હાથી પુરંદર પયે ઉન ધરી ચાવ ॥ સો સત પોલ મેહેડું પધારે ને વાજીંત્રો ભાવ ।૭૬। શ્રીમુખે કરી કહયું છે પોતે શ્રી ગોકુલ કેરો ઘણી ॥ તે પ્રસંસા કીધી ભલા ગુણી કહી છે વાજીંત્ર જે તણી ।૭૭। તે સહનાઇદાર અરૂ બહુ તેસે નગારચી સંગ ॥ પંચશબ્દા સહુ બજાવનહાર નિર્ત કરે અંગ અંગ ।૭૮। સો વહાંકો રાજા અતિ રીઝયો પ્રસન્ન ભયો મન માંહી ॥ તિને કહયો ચાકર રહે તો ઇહ રાખીએ ચાકર ઇહાંહી ।૭૯। નાંહી કહી સબ વાજીંત્રીઅને ન રહે રાજા પાસ ॥ ગોકુલપતિ રીઝયા ગુણ જેહને તેહને નહીં પર આસ ।૮૦। ઇન્દ્ર તણી રચના ઓવારીએ જાન ઉપર કંઈવાર ॥ અખાડા અતિ અદભુત તેહના ગોકુલેશ રીઝવાર ।૮૧। ગુણીને ગુણ સતગણું પ્રગટે સનમુખ ગોકુલ ભુપ ॥ સ્વર રાગ આલાપ ને તાલના આધિદૈવીક જે સ્વરૂપ ।૮૨। તે સહુ પ્રગટ થઇ થઇ આવે દેખાડવા ગુણ પોતે ॥ આવી પ્રતિક્ષણું રૂપ દેખાડે પ્રકાશ કરે નિજ જોતે ।૮૩। રાજા સાહામો આવ્યો હતો એમ કહયું છે વાતને પ્રસંગે ॥ જાનીવાસે ઉતરીયા ઘેર એક લેઇ લેઈને રંગે ।૮૪। એક દિવસ રાજા પધારહું લેઇ ગયો અપને ઘેર ॥ પ્રણિપતિ ઘણી ઘણી ભાંતી કરીને આદર કર્યા બહુ પેરે ।૮૫। તેહને ઘેર સેવા શ્યામજીની તેહનો કહું છું પ્રકાર ॥ લાડબાઈને ઘેર જઇને ગુસાંઇજી એકવાર ।૮૬। ગિરધરજીને દુરાગ્રહ કરીને ત્યાંહાં તે ગુસાંઇજીએ આપ ॥ પાઠ બેસાડયા હતા તેહનો મન માંહા રહયો પ્રશ્ચાતાપ ।૮૭। તે સેવા રાજા એ કરે છે તે આગલ બાગમાં ભાવ્યા ॥ સાદરના જુત વલ્લભ વરને ત્યાંહાં તેણે પધરાવ્યા ।૮૮। ને વિજ્ઞપ્તી કરી દિનત્વે એ સેવા તુમારે ઘરકી ॥ કહીએજી મોકું કેસી કહી એસે રાજાને આરત ભરકી ।૮૯। શ્રીજીએ કહયું રાજાનકું બુઝીએ સેવા એ ગ્રહ તેસી ॥ તબ મોસું કહયો કહીએજી કછુ સેવાકી રીત હે જેસી ।૯૦। લગીરહી કછુ તો કહો મોસું તબમેં કહી સમજાએ ॥ જલપાનકો ગડુઆ હે ઉઘાડો ચહિએ તાહે કરવાએ ।૯૧। ગડુઆકું નેબરા કરવાઇઓ પછે વાને વસ્ત્ર મગવાએ ॥ વાત્સલ્ય ધર્મનું રૂપ જણાવ્યું સમજીને રાજાનો ચાઓ ।૯૨। વચન તણા છેલમાં કહયું છે રાજાકો બુઝીએ તેસી ॥

શ્લેસ વચન સમજી રાજાએ પુછયું કહા કહી કેસી ।૯૩। ગોવિંદ મામાકું તબ પુછયો મહાપ્રભુને કહા કહયો ॥ ગોવિંદમામે કહયો સમજાયકે તબ વિરહ મનમેં લહયો ।૯૪। શ્રીજી આગલ લાડબાઇનું દુઃખ તે કરવા લાગ્યો ॥ જે કાંઇ કહીએ લાડાંકો દુઃખ જાત નહીં લાગ્યો ।૯૫। વલી એક વાત કહું જે વલી શ્રીમુખથી કહી છે ॥ ભકત સમાજ સનમુખ રહીને વચનામૃતથી લહી છે ।૯૬। લાડબાઈ તણા તે પરોક્ષ પછીની વાત છે જેહ ॥ તે સમય ત્યાંહાં શ્રીજી આગલ કહી છે સાંભલી તેહ ।૯૬। પછે સેવત્રાએ ચુગલી કીધી તે કૃષ્ણો જોસી ને કલ્યાણ ॥ ભાણો લેઈ ગયા સઘલી સામદાસને પહોંચાણો જાણ ।૯૮। ત્યાંહાં રાજાએ સભા રચી છે મુક્ષાસને મહારાજ ॥ નાટારંભ તણા ત્યાંહાં સાજ તે કીધા છે ત્યાંહાં કાજ ।૯૯। નટુઆને ત્યાંહાં પાત્ર અનેક તે આપ્યા છે વિવિધ પ્રકાર ॥ ભુષણ વસ્ત્ર ઉતમ અંગ અંગે સંગીત સીધા અપાર ।૧૦૦। નૃત્ય કરી મનવૃત ને રીઝવે ગુણ ગુણસાગર એહવા ॥ ગોકુલપતિને રીઝવે ગુણે કરી વાદ્ય લેઇ સંગ તેહવા ।૧। વીણા ને સારંગી સંગે તે મૃદંગ તણા થનકાર ॥ સુર સંયુકત અલાપે રાગ ને તાલ તણે પ્રસાર ।૨। રાગ તણા તે પરાગ છે ફેલ્યા દશે દીસ આનંદકારી ॥ ઉપજાવે અનુરાગ છે એહવા સુણતા સહુ રૂચીકારી ।૩। ઈન્દ્ર અખાડો લેઇને આવ્યો છાહી રહયો તે વિમાને ॥ સુણવા સુરલોકથી એણીપેરે મોહીત થયું અજ્ઞાને ।૪। પાતાલ લોકથી થોક સહુકો આવ્યા સુણી નૃત્ય ધુની ॥ બ્રહમાદીક નિજકામ મહેલી અને ધ્યાન તજી આવ્યા મુની ॥ ભુલોકના થઇ તે થોકે રોકયા રહે નહીં કેહના ॥ આવ્યા સહુ ધાઇ ધાઇને ભાગ્ય ઉદય થયા જેહના ।૬। એ રીતે અખાડો રચીને રાજા ઇચ્છીત કીધું ॥ બાગમાં અનુરાગ સહીત તે ભાગ્યથી કારજ સીધું ।૭। ગોકુલપતિ પાયોધારીને મનોરથ કીધાં પુર્ણ ॥ લાડબાઇના મનોરથની મન આરત કીધી ચુર્ણ ।૮। લાડબાઇની કાણે કરીને રાજાનો અનુગ્રહ કીધો ॥ પહેરામણી ને ભેટ તણો મનોરથ સહુ રાજાનો મનોરથ સીધો ।૯। અહીંથી ઉઠી પધાર્યા ધામ તે પુરણ ઈચ્છીત કામ ॥ અશ્વે અસવાર થઇ પાયોધારે ગોકુલેશ વર નામ ।૧૦। બીજે અશ્વે ભાઇ ભત્રીજા ને વલી સદપુત્ર ॥ એકથી એક અશ્વ ચપલ ગતિ એહો સમ નહીં અન્યત્ર ।૧૧। રાજા જોઈ મોહી રહયો છે તુરંગની નૃત્ય તે ચાલ ॥ એણીપેરે ધામ પધાર્યા વલ્લભ વર હય બાંધ્યા હયશાલ ।૧૨। પંગતિ સોહે ત્રિભુવન મોહે ગુણે ગિણના નવ થાએ ॥ રવિરથના સમર્થ નહીં એહોની સારદાએ ગુણ ન ગવાયે ।૧૩। એહવા હયને જોવા કાજે રાજાએ પોતા તણો ॥ સાલોતરીન સમજે હયગુણ ચિતયન છે ગુણ ઘણો ।૧૪। રાજાકો સાલોતરી આવ્યો તાસો મેં કહી એસે । હમારે ઘોડાનકો તુમ દેખો તબ ઉન દેખે તેસે ।૧૫। દેખી કે મેરે પાસ વહ આયો પાછે દો એ હમારે ॥ તબ મેં પુછો જે ઘોડા દેખ્યો કેસે હૈ ચિત તુમારે ।૧૬। તબ ઉન કહયો જે રાજાકે ઘોડા હોવે તો હું કહુંઅ ॥ એ તો દેવતા હે સબ લછનતાકો રૂપ કયોં લહુંઅ ।૧૭।

પ્રસન્ન થઈ મુસકાઈ ।। કહી છે અતિ ચાવસું પ્રભુએ સાંભલતા સુખદાઇ ।૧૮। શ્રીજીએ વાત કહી તે સમયની અશ્વને રીઝ તણી ।। પુલકિત વદને પરમ પ્રસન્ને હય રૂચીની ઉર ઘણી ।૧૯। એ રીતે કો દિવસ રહયા ત્યાંહાં કરી પ્રબોધીની એમ ।। વિવાહ આગમના સહુ કાજ કરીયા રીત છે તેમ ।૨૦। હસ્તી તુરંગ પાલખી ને વહેલ વિવિધ બહુ ભાંત ।। પંચશબ્દા સહીઆણા નોહોબત ને મસાલની તે પાંત ।૨૧। વિઠલરાયજી વરવતે ઘોડે થયા છે અસવાર ।। સાબેલા સાથે જાદરણી પાછલ વહેલની લાર ।૨૨। રાજા આદિ સમાજ સર્વની ભીડ તણી છે સમ્રદ્ધ ।। ગોકુલપતીજી મધ્ય નાયક શોભા તણી બહુ વૃદ્ધ ।૨૩। એણી પેરે વરણાગી ફરીને આવે છે નિજઘેર ।। જેહ દિવસ ત્યાંહાં રહયા વલ્લભ વર વિવાહ આગમ પેર ।૨૪। એમ કરતા આવ્યો લગ્ન તણો દિન અગહન વદી બીજ ।। મધુસુદન ભટ ઘેર પાયોધારે સમૃદ્ધ લઇ અને નીજ ।૨૫। શ્રી ગોકુલ ભુપ સ્વરૂપ રસાત્મક દર્શન ભકતને આપે ।। આનંદ મહા ઉછાહા અગણિત સર્વ તણે અંગ સ્થાપે ।૨૬। મંડપ દ્વારે આવી ઉભા શોભાનો નહીં પાર ।। અષ્ટ સિધ્ધી નવનિધી અલૌકીક તણો છે ત્યાંહાં વિસ્તાર ।૨૭। સાસુ આવી વરને પોહોંખી આરતી ત્યાંહાં તે કરીઅ ।। વિઠલરાયજી ઘર પધરાવ્યા મંડપ ઉલટ ભરીઅ ।૨૮। મંડપ બેસાડયા કુલ રીતે શાસ્ત્ર તણી જેમ રીત ।। અર્ધપાદ મધુપર્ક કરીને પ્રાણુમતિ નિમિત ।૨૯। કન્યાદાન કર્યું વિઠલરાયજીને તે વાર ।। પ્રાણુમતી વહુ લાવી બેસાડયા જેમ છે નિત પ્રકાર ।૩૦। વિવાહની સહુ રીત કરીને પરણાવ્યા મન રંગે ।। પરણ્યા પછીની રીત કરી સહુ ભોજન પંગતિ સંગે ।૩૧। હલદીખેલ ને નાગવલ્લીનો પઠવણી કરી જે વાર ।। ઘોડે ચઢી વર વિઠલરાયજી વહુને લેઇ તે વાર ।૩૨। દાનમાન દઇ સહુ સૃષ્ટિને આવે છે નિજઘેર ।। શ્રી ગોકુલપતિ ઉછાહા અતિ ભર્યા છે બહુ પેર ।૩૩। જાન તણી સમૃદ્ધને લેઇ પધારે છે મારગ માંહાં ।। જયજયકાર કરે સહુ કોઇ આવી નીસરે જયાંહાં ।૩૪। શ્રી ગોકુલભુપ સ્વરૂપને નિરખે હરખે મન આનંદે ।। પંચશબ્દા સહીચાણા સંગે વાગે છે બહુ છંદે ।૩૫। પુત્રને પરણાવી વલ્લભવર આવ્યા છે નિજડેરે ।। ભીડ તણું લેખું નાહીં કાંઇ ગોકુલપતિ ને ઘેર ।૩૬। સંગ તણી સમૃદ્ધ છે તેટલી નગર નિવાસી બહુઅ ।। રાજા રાજધાની સહિત છે એ ભીડ તણું શું કહુંઅ ।૩૭। નભ મારગ તે વિમાને છાહયું જોવા આવ્યા એ આનંદ ।। શુક શનકાદિક શીવ બ્રહ્મા ને નારદ આદિ સંઘ ।૩૮। ઘેર આવી સહુ રીત કરી જે પરણ્યા પછી ઘેર થાએ ।। વર કન્યાને ગોદ લેઇ અને નાચે હરખ ન માયે ।૩૯। માગસીર વદી બીજે વિવાહ કરીયને દશમી લગી ત્યાંહાં રહીઅ ।। મનોરથ પુરણુ કરી તે દેશના વાત ત્યાંહાની કહીઅ ।૪૦। વિવાહ તો બહુ **સંભ્રમ** તે કીધો શ્રીમુખે વાત કરી ।। લાડબાઇની સુરતિ આણીને આરદ્રતા એ ઉર ધરી ।। વિવાહ તણી પ્રસંશા કરી અને મનમાં સુરત તે આણી ।।

સંભ્રમ સો વિવાહ ભયો કહીને બોલ્યા શ્રીમુખે વાણી ૧૪૨। પે એક વસ્તુકી ખોટ હતી જે લાડબાઇ ન હતી ।। એ નિશ્વાસ પુર્વક તે કહી છે લાડાશી નો કી દુજી ૧૪૩। એ રીતે વિવાહ વિઠલરાયજીનો નિજતાતે ઉછાહે કીધો ।। મોહ આનંદ હરખનો મનોરથ સીધો ૧૪૪। પછે માગસીર વદી એકાદશી દિન વિજય કર્યો છે ત્યાંહાંથી ।। જાન તણી નિજ સંભ્રમ લેઇ પાયોધારે નગર માંહાંથી ૧૪૫। જે રીતે આવ્યા આનંદે પરણાવાને કાજે ।। પરણાવીને તેથી સહસ્ત્ર ગુણે પરમ આનંદે મહારાજે ૧૪૬। સદીઆણે ને વાજતે ગાજતે દશોદિશ જયજય ઉચ્ચાર ।। મજલે મજલે પાયોધારે એમ ઘોંસાને ધુંકાર ૧૪૭। હાસ્ય વિનોદ ને ભોજન ભાવતે કરતા સહુને દાન ।। અંગીકારની સૃષ્ટિનું અંગીકરી કરતા સનમાન ૧૪૮। શ્રી ગોવરધનને આવે છે ફરીથી ગોકુલ કેરો નાથ ।। પરગ પરગે પોષણ કરતા જે સમૃદ્ધ છે નિજસાથ ૧૪૯। ત્યાંહાંથી વિવાહ કરીને શ્રી ગોવર્ધન એ સુખ રાસ ।। પાયોધારીને ઉછાહસું ત્યાંહાં રહ્યા છે એક માસ ૧૫૦। ત્યાંહાં રહી શ્રી ગોવર્ધન નાથજીસું નિત નવી પ્રિતે વિસ્તાર ।। સેન સૃંગાર ને ભુષણ વસ્ત્ર ભોગ રાગના પ્રકાર ૧૫૧। મનોરથ વિવિધ પ્રકારે પુરણ ઉભયતાથી ત્યાંહાં પધારી ।। મન ઇચ્છીત લીલા જે જેણે ત્યાંહાં રહીને વિસ્તારી ૧૫૨। માગસીર સુદી સાતમ મહાઉછવ અતિ ઉલટે ત્યાંહાં કીધો ।। આનંદ મંગલ ગાન વાજીંત્ર તે સ્થલનો મનોરથ સીધો ૧૫૩। ભકત સમાજે ત્યાંહાં બીરાજી ઉછવ સંભ્રમ સાથે ।। ભોજન ભાવતા ભકતને આપી પુરણ કીધા નાથે ૧૫૪। શ્રી પાર્વતી વહુજીએ જલેબી ને પુરી કીધી ઘણી ।। વિજન વિવિધ પ્રકાર કર્યા ગિણના ન થાએ તેહ તણી ૧૫૫। શ્રીનાથજીને ત્યાંહાં ભોગ સમર્પીને અંગીકરી નિજનાથે ।। મારકંડે પુજા કરી વ્હાલે આરતી થઈ ત્યાં સાથે ૧૫૬। ભોજનને પાયોધારીને શ્રી વલ્લભ ભગવદી સંગે ।। ભોજન કરી બેઠક પાયોધારી બેઠા મનને રંગે ૧૫૭। પહેરામણી મલી ભકતે કીધે ભુષણ વસ્ત્ર અપાર ।। તાલ મ્રદંગસું ગાન કરે સહુ મધ્ય ઝાંઝ ઝણકાર ૧૫૮। નરગા રણકો મધ્યે ટણકો એક છંદે સહુ વાગે ।। ગાએ ધોલ જનમ સમય કેરા ને પદ અતિ સાધી રાગે ૧૫૯। ભેટ કરે સહુ ભાવતી મનની ભાવતા નાથને પ્રિતે ।। દર્શન કરે હરે આરત મનની સકલ રસ રીતે ૧૬૦। શ્રીમુખ બીડું આરોગે શ્રી વલ્લભ દુર્લભ હાસ્ય પ્રકાસે ।। કો ક્ષણું પોહોડી ઉઠે છે વ્હાલોજી તે નિરખે ભકત હુલ્લાસે ૧૬૧। ભકત તણી પહેરામણી પહેરી સંધ્યા સમય વિચારી ।। ઉઠી નાથજી મંદીર જઇને સેન આરતી જોઇ પધારી ૧૬૨। તબકડીએ પાયોધારીને વલતા કર ક્ષાલણ જલપાન ।। બીડું આરોગે બેઠક આવી દીધું દર્શન દાન ૧૬૩। ગાદી તકીએ બિરાજે વલ્લભ દુર્લભ દાનને હેત ।। પ્રાગટય સમયનું દર્શન દેવા કરી કૃપાનો સંકેત ૧૬૪। રાત્ર ઘડી એક ને પલ છપને પ્રાગટય કૃપાને સાથ ।। ગોપ્ય મંદીરથી પોતે પધાર્યા પ્રગટ શ્રી ગોકુલનાથ ૧૬૫। વિપ્રયોગી ભકતને ભાગ્યે કૃપા જુત પધાર્યા વલ્લભલાલ ।।

રૂક્ષ્મણી કુખેથી પ્રગટ કરવા ભકત સંયોગ રસાલ ।૬૬। તેહ સમય તદસ્વરૂપનું દર્શન દે છે તેણી રીતે ॥ ન્યોછાવરી કરી સર્વસ વારે છે આરતી કરે ભકત પ્રીતે ।૬૭ જયજયકાર કરી ગાન ને દાન તે વિપ્રને આપે ॥ નૃત્ય કરે નિજ વલ્લભ જોઇને દુર્લભતા મન થાપે ।૬૮। આપે પ્રસાદ અહેલાદ ભરીયા વલ્લભ વરને પામ્યા ॥ સહસ્ત્રાવિધી અવસરને વિયોગ ટલે થકી દુઃખ સહુ વામ્યા ।૬૯। તન મન ધન સમર્પણ કરીયા પ્રાણ ઈન્દ્રી સમેત ॥ ગ્રહ સુત દારા આદિદેઈને થાતાજ દરસ સંકેત ।૭૦। તેહ સમયની પ્રાપ્ત થાતા કીધું તેણી રીત ॥ સંજોગ સમય જેમ કોઈ હોએ છે જેહને મારગની પ્રિત ।૭૧। પ્રતિ વરસે પ્રાગટય સમય તે ભકત ઉછાહા ન માએ ॥ સવંત સોલને આઠમાં પ્રગટયા તે દિનથી નિત થાય ।૭૨। શ્રી ગુંસાંઇજીએ આદર કરીને કીધો ઉત્સવ એહ ॥ સંભ્રમ સહિત ઉછાહ ભરસું તેમ પ્રતિ વરસે હોએ તેહ ।૭૩। પ્રથમ અડેલ કરી કર્યો ગઢે પછે શ્રી ગોકુલ વાસ ॥ તે હવડાં કારણ જુત કરે શ્રી ગોવર્ધનમાં પ્રકાશ ।૭૪। પ્રાગટ પ્રગટ કર્યું છે અડેલમાં ત્યારે શ્રી ગુંસાંઇજી અહીંઅ ॥ આવી વધાઇ તેહ સમય જાણ્યું પછે પધાર્યા તહીંઅ ।૭૫। પ્રાગટચ સમય તણા ઉછાહનો જોવા મનોરથ ઘણો ॥ શ્રી નાથજીના મનમાં રહી છે તે ઓલ્યા'તે તણો ।૭૬। તે કારણે કારણ ઉપજાવી કર્યો ઉછવ પ્રભુ અહીંઅ ॥ મહાઉછવના સમય તણું સુખ દેખાડયું આંહાં રહીઅ ।૭૭। ઉછવના અભિલાખનો મનોરથ પુરણ કર્યો શ્રીનાથ ॥ તે સમયનો ઉછાહ પ્રગટાવી દર્શાવ્યો અહીં જે સાથ ।૭૮। એણીપેરે મહાઉછવ કરીને મેટયો મન અભિલાખ ॥ કોઇ એક દિન અહીં લીલા રહીને કરી છે સતસાખ ।૭૯। શ્રી ગોવર્ધન રહયાની લીલા કાંઈ કહું આગલ વલી ॥ પછે વલી શ્રી ગોકુલ તણી કહેસું જે મનોરથ બહુ ફલી ।૮૦। પછે શ્રી ગુંસાંઈજીનો ઉછવ કરીયને પાયોધારસે લેઈ સાથ ॥ શ્રી ગોવર્ધન રહી લીલા કરીને શ્રી ગોકુલ કેરો નાથ ।૮૧। નિજપુત્રને પરણાવી આવ્યા તે ઉછાહનો નહીં પાર ॥ ને વલી મહાઉછવ આવ્યો અહીં તેહ તણો વિસ્તાર ।૮૨। કહી આવ્યા આ માંગલ્ય માંહે તેહ તણું કાંઇ રૂપ ॥ શ્રી ગોવર્ધન લીલા વલી કરે છે કહું આગલ તે અનુપ ।૮૩। મહેદને દાને પુરણ થાસે જે ઉરમાંહાં પ્રકાસ ॥ એહજ આશાનું છે અવિલંબન અહાર્નિસે નાગરદાસ ।૮૪। શ્રી ગોવર્ધન રહી કો દિન ને પધારસે ગોકુલ તેહ ॥ આગલે પ્રસંગે તે હવે કહેસું વલ્લભ ચરિત્ર છે જેહ ।૧૮૫।

ઇતીશ્રી ગોકુલેસ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ
તૃતીય તરંગનું માંગલ્ય નવમું સમાપ્ત
વિઠલરાયજીના વિવાહને રણથંભોર પધારી ત્યાંહાંથી વિજય કરીને ઠાકુર દ્વારા
પધાર્યા ત્યાં શ્રી મહાઓછવ કીધાનું માંગલ્ય નવમું સંપુર્ણ

# માંગલ્ય ૧૦ દશમું

રાગ : બાહેર બીજી વાર પધાર્યાનો સમય થયો ભગવદી સહુ જાએ - એમ ગવાસે

મહેદ મનોરથ પુરણ કરતા ઈચ્છીત જે નીજદાસ ॥ શ્રી ગોકુલપતિના અનુભવ કેરા ઉરમાં જે પ્રકાશ ।૧। લીલા વર્ણનના ભાવનું દાન તે કરે છે કરૂણા આણી ॥ આગલ અનુભવ દાનને અર્થે દાસને દીન જાણી ।૨। ગોપ્ય સ્વરૂપ જે ગોકુલભુપે રાખ્યું મહેદ ભકત પાસ ॥ જેહ સ્વરૂપનું દાન તેહોથી બીજે નહીં અવિનાસ ।૩। એહોને ચરણે શીષ નમાવી આગલ કરૂં ઉચ્ચાર ॥ વિઠલરાયજીનો વિવાહ કરીને પધાર્યા પ્રાણ આધાર ।૪। શ્રી ગોકુલપતિના ઉછાહા સહીત તે કહું કાંઇ એક સ્વરૂપ ॥ નિજપુત્રને પરણાવ્યા પછીનું દર્શન દે છે તે રૂપ ।૫। ને વલી મહાશ્રી ઓછવ આવ્યો ઉછાહામાં ઉછાહ ॥ તે કર્યો શ્રી ગોવર્ધન રહી અતિસય અતિ પરમ ઉછાહા ।૬। અગણિતાનંદ સ્વરૂપનો ઉછાહા કહેવો કાંઈ ન શકય ॥ અનુભવીના મન અનુભવ લહે તે તેહ સમય જે સમક્ય ।૭। મહેદ ભકત મહાબડભાગી અનુભવ કરે નિત એહ ॥ શ્રી ગોકુલપતિને નયણે નીરખી રહી સનમુખ છે જેહ ।૮। પ્રથમ તે મહેદનું સ્વરૂપ કહું છું નમન કરૂં છું એહને ॥ અષ્ટ પ્રહર આલોચું છું મનમાં ઈચ્છી પ્રસન્નતા તેહને ।૯। સનમુખ રહી દીનત્વસું એણી પેરે ધરી ઉર ચાવતે સાચે ॥ મનોરથ પુરણ થાએ તેથી સાંપ્રતે ભાવતે રાચે ।૧૦। એહોતણી પ્રસન્નતા ઇચ્છુ બીજું પ્રીછુ ન અન્ય ॥ એહોના ભાવની પાછળ ચાવને રાખી મારૂ મન ।૧૧। શ્રી ગોકુલભુપ સ્વરૂપના રસીયા એહ મહેદ નિજ ભકત ॥ વાત્સલ્યતાના એ અધિકારી એહોના સ્વરૂપ અવ્યકત ।૧૨। સર્વ સ્વકીયમાં એહ મુગટમણી ને નિર્દોષતા એહોમાં ॥ એવા બીજા કહીં ન મલે એ પ્રભુ તણી સૃષ્ટિ છે તેહોમાં ।૧૩। એહો તણા કૃત્ય તે જગત શિક્ષક છે જે કો ચેતન ભકત ॥ એહો તણા આચરણ આલોચે થાવાને અનુરકત ।૧૪। એહોના વચન શિક્ષાવત માને હોવા પ્રભુસું સબંધ ॥ એહો તણી કૃપા હોએ જેહો પર તેહને નહીં અન્ય ગંધ ।૧૫। એહો તણી પીઠીકા લેઇ ચાલે તે અતિ ઉતમ ભાવી ॥ તેહો તણી સેવા ઉપયોગે મન વચ કર્મ કરી આવી ।૧૬। અન્ય ભાવની છોતે અસ્તુ રહે છે એહનું મન ॥ અન્ય વિનિયોગ ન તેહ તણું તન મન ને જે ધન ।૧૭। એહવા મહેદ મુગટ મણી સ્વકીય મહા વલ્લભી વલ્લભ કેરા ॥ બીજો કોઇ એ સમ કરવાને નિજજન માંહે તે હેરયા ।૧૮। મહાપ્રભુના પ્રાગટ સમ એહોનું પ્રાગટ્ય છે પરમ નિધાન ॥ લીલા મધ્યે એ મુખ્ય ભકત છે કરવા રસના દાન ।૧૯। જેહોની પ્રસન્નતા પ્રભુ ઇચ્છે અધીર રહે દિનરાત ॥ આઠ પ્રહર રસને અભિલાખે પ્રભુ ઉર એહો નિજવાત ।૨૦। એહો થકી નહીં ઉતમ બીજું એહ સ્વકીય સમાજે ॥ એહ તણા દ્રષ્ટાંતને કહુ છું ઉરમાં આણવા કાજે ।૨૧।

સહુ ધાતુમાં સોવર્ણ ઉતમ એ છે જગત વિખ્યાત ॥ તેમ સ્વકીય સમાજમાં મહિદ ભકત છે સમજી લ્યો એ વાત ।૨૧। પણ કંચન જડવત છવન નીરસ નહીં તે મધ્યે સુવાસ ॥ લૌકીક માયાની સામગ્રી કરે હુદ ઉદાસી હુલ્લાસ ।૨૨। મહિદ ભકત સરસ રસે ચેતન અલોકીક આનંદ રૂપ ॥ જેહો તણી કૃપાની પ્રાપ્તે પ્રાપ્ત શ્રી ગોકુલભુપ ।૨૩। અષ્ટ પ્રહર એ સરખી સુવાસ છે વલ્લભ સંગની તેહ ॥ મોદ ભર્યા આમોદે અહર્નિસ વલ્લભ દર્શન જેહ ।૨૪। કૃપા કટાક્ષ તણો રસ પુરણ હાસ્યામૃતનો રંગ ॥ વચનામૃતથી પોષણ નીસદિન ફુલ્યા રહે અંગ અંગ ।૨૬। વલી કહું છું મહિદ ભકત તે સ્વકીયમાં શ્રેષ્ઠ છે એહ ॥ તેહનું કારણ ઉપપત્ય સહિત તે જાણુવા મહિદને જેહ ।૨૭। મલીયાચલમાં બાવના ચંદન જેમ છે સર્વમાં વૃક્ષ ॥ તેહની વિચારે બીજા વૃક્ષ સહુ થાએ છે ચંદન વૃક્ષ ।૨૮। તેમ એ મહિદ ભકતને સંગે થાએ સ્વકીય સમાજ ॥ મહિદવત થઇ મનોરથ પુરણ થાએ રસને કાજ ।૨૯। તપ્ત કહાઇ તેહની શિતલ ચંદન બુંદથી થાય ॥ મહિદ ભકતના સંગમથી તે વલ્લભને સુખદાય ।૩૦। એ મહિદ ભકત સ્વરૂપને દુલ્લભ વલ્લભ સમ કરી જાણે ॥ તેહજ નિશ્ચય વલ્લભ વરને નિજ ઉરમાં આણે ।૩૧। એ મહિદ ભકતનું ચરણામૃત સ્વકીય જે લે નિજભાવે ॥ ને એહોની પાતલનો પ્રસાદ લે છે એણે ચાવે ।૩૨। એહોનું સ્મરણ કરે પ્રભુ સ્મરણસું પણ દર્શન તે રીતે ॥ એહોસું સનમુખ રહે અહર્નિસ દૈન્ય થકો ધરી પ્રીતે ।૩૩। એહોની સેવા કરે પ્રભુ થીપલહી એહોને સહુ અર્પે ॥ એહોની પ્રસન્નતા પ્રતિક્ષણ ઇચ્છે તન મન ધન તે સમર્પે ।૩૪। સાનુકુલ થકી પ્રતિકુલતા મહિદસું હોએ છે જેહને ॥ અર્થ ધર્મ કામ ને મોક્ષ એ સનેહ સંયુકત ન તેહને ।૩૫। આયુષ જસ અને વિર્યથી એ જ્ઞાન વૈરાગ્યથી ટલે ॥ એતન સારગી સર્વ સમાજથી સર્વથા કરી તે ચલે ।૩૬। તેહને ગોકુલપતિ સ્વરૂપનું હોએ નિશ્ચય અજ્ઞાન ॥ ને તેહને મરજાદી સંગથી શાસ્ત્ર લિખનનું ધ્યાન ।૩૭। જે મહિદને પક્ષે ચાલે મહિદનો પક્ષ પ્રમાણે ॥ મહિદ તણા સિદ્ધાંત થકી તે અવર નહીં ઉર આણે ।૩૮। અને જે મહિદ તણો સનમુખ તે થઇ રહે જેમ દાસ ॥ તેહની શ્રી ગોકુલપતિ દુર્લભ પુરણ કરસે આસ ।૩૯। તેહને અવશિષ્ટ રહ્યું નહીં કાંઇ વલ્લભવરનું દાન ॥ એતદ ભકત સમાજની સંગત ને પામે તે બહુ માન ।૪૦। સાનુકુલ પ્રતિકુલતા કાંઇ કહું છું તે દ્રષ્ટાંત ॥ શ્રીમુખ વચન પ્રમાણે કરીને ટાલવા મનની ભ્રાંત ।૪૧। સાકરા સુલટું વાંચેથી ઉલટે સકસા થાય ॥ એહ સિદ્ધાંત છે એણી રીતે સમજજો સમુદાય ।૪૨। એહથી આગલ કહું ક્યાંહાં લગી ને વિસદ કરીયને ગુહ ॥ દાનપાત્ર સમજસે એટલેથી નહીં સમજે તે મુહ ।૪૩। તેહ તણો અંગીકાર તે પ્રભુને નથી કર્યો નિરધાર ॥ તેહને ચિત ઉલટું સહુ આવે મહિદ તણો તે વિચાર ।૪૪। મહિદ પ્રસન્ને પ્રસન્ન શ્રી વલ્લભજી તે ઉપર અષ્ટ જામ ॥ મનોરથ અંત કરે છે તેહને રાખી લીધા મહાધામ ।૪૫।

મહેદ તણી પ્રસન્નતા પાખે એકડા વિના જેમ મીંડા ।। સનમુખતા વિના ભાવ પાલવે
કછપ તણા જેમ ઇંડા ।૪૬। કપટ ને રહે જે સાચે ધર્મે રહે સનમુખ અહીં ।। તેહને પ્રાપ્ત
વલ્લભ વરની તેમાં સંદેહ નહીં ।૪૭। એ મહેદ બડભાગી મહા સોહાગી રસે ભરીયાં ।।
વલ્લભ લીલામાં એહ અહર્નિસ વલ્લભસું પરવરીયા ।૪૮। મહા મહેદને ચરણે મુકું દીન
થકો હું માથ ।। કર જોડી વિજ્ઞપ્તી કરૂં છું ઇચ્છુ અનુભવ સાથ ।૪૯। તે થકી શ્રી
વલ્લભ વરનું દર્શન વેગે પામું ।। વિપ્રયોગ ભોગથી છુટી દુઃખ તે મનનું વામું ।૫૦।
સ્વરૂપ દરસ હું કરૂં હવે નયણે શ્રી વલ્લભ કેરૂં જેહ ।। મહેદ મનોરથ પુરણ કરસે મારા
મનના એહ ।૫૧। શ્રી વલ્લભ સ્વરૂપ ઉછાહે પુરણ કહું જે દર્શન કરીયું ।। પ્રિય પુત્ર
પરણાવ્યા ને વલી એ છબી ઉછાહે ભર્યું ।૫૨। શ્રી ગોકુલપતિને ઉછાહે ઉછાહા ચૌદ તે
લોક ।। નરનારી વૃદ્ધ તરૂણ ત્રીલોકે જેકો વલી થોકે થોક ।૫૩। જલ સ્થલ ને વલી
કાનન સ્થલ ને પશુ પક્ષી ઉછાહે ।। શુક શનકાદિક નારદ બ્રહમા વૈકુંઠ આદિ ત્યાંહાં ।૫૪।
એહવે ઉછાહે ભર્યા શ્રી વલ્લભવર એ વિવાહને પર્વ ।। એણે ઉછાહે ઉછાહ મઇ થયું છે જે
ઉત્પન્ન તે સર્વ ।૫૫। જેહવે ઉછાહે ભર્યા શ્રી વલ્લભ વર કહું તે વલ્લભ રૂપ ।।
ભકત તણું ધન જીવન આત્મા જે છે શ્રી ગોકુલભુપ ।૫૬। સ્વરૂપ વર્ણન વલ્લભ વરનું
કરૂં જે રસિક રસાલ ।। ભકતનું સર્વસ્વ ભકતનું પોષક એ ભકત નેત્ર અન્નુઆલ ।૫૭।
શ્રી અંગ અંગ અવ્યકત મનોહર વીરલ શ્રી વલ્લભ સ્વરૂપ ।। ભકત સમાજે નિત પરિ-
વેષ્ટિત લીલાનું રસીક સ્વરૂપ ।૫૮। પ્રહસિત વદને અતિ સુખ સદને મદન ઓવારૂં
કોટે ।। પ્રિતે નિરખું મન અતિ હરખું પરખું અનુભવી જોટે ।૫૯। નખ થકી તે શીખ લખી
શીખ થકી નખ પર્યંત ।। મહેદ તણે દાનેથી પ્રાપ્ત શ્રી ગોકુલેશ રસવંત ।૬૦। શ્રી વલ્લભ
સ્વરૂપને અતિ ઉછાહે સમગ્ર છે આનંદ રૂપ ।। આનંદદાએક નિજ ભકતને પ્રતિક્ષણ નવલ
અનુપ ।૬૧। કેસ સચીકણ સરલ પાતલા શ્વેત શ્યામ ને પિત ।। શ્યામ સૃંગાર ને શ્વેત
હાસ્ય છે પિત પ્રકાશક પ્રિત ।૬૨। પીત કેસ કરૂણા રસ રૂપે દાતા રમણુના ચાવ ।।
રસ ચરિત્ર રમણને અર્થે ઉપજાવી ત્રીય ભાવ ।૬૩। નિરખત મન તે વિહવલ કરે છે લટકે
અંબોડા જે શીવ ।। એક ટકે રસીક એ નિહાલે ફરી ફરી એણે દીસ ।૬૪। ભાલ વિસાલ
રસાલ તે બાલ નિહાલે રૂપ સોહાગ ।। તિલક તણી તિલક રેખા ને અરૂણ રંગે અનુરાગ ।૬૫।
ભ્રકુટી કુટીલ નિપટ ન ઢીલી ચિત ચટકિલી ચિતે ।। વરૂણી વિચિત્ર ત્રિય વસ કરણી વિચિક્ષણ
લક્ષણ પ્રીતે ।૬૬। પ્રીત પ્રકાશ કરવા નિરંતર નયણ મહા રસ માતા ।। હાસ્ય ઉલ્લાસ
ઉછાહે ભરીયા એ સંકુચે ન પ્રેમ રસમાતા ।૬૭। નાસિકા રૂપ અનુપને નિરખતા વામા
મનને કોડ ।। નિરખે હરખે પરખીને એ રહસ્યમાં કરવા જોડ ।૬૮। કર્ણ ઉભયનું
અનુકર્ણ જોઇને મલી કરે સહુ વાત ।। આપણી વિનંતી ઉચારવા દેશ દ્વાર દીન ને રાત ।૬૯।

ગાલ રસાલ વિસાલ ચુંબનને બાલને હરખ ન માએ ॥ ઉછાહે ભરીયા પ્રફુલ્લિત જોઇ વનિતા આતુર થાએ ૧૭૦। શ્રીમુખ સુખ સહુ ભકત તણા એ અવ્યકત અધર આરકત ॥ લચી રહ્યા છે ઘણી મનોરથ દાનને જો આશકત ૧૭૧। દંત પંકિત સંગ તે મલી સોહે પીક રંગે તે રંગી ॥ અરૂણ સ્યામ આભાએ છાહી ત્રીય અધરને ઉમંગી ૧૭૨। રસના રસનો પુંજ પ્રગટ એ પ્રગટાવા રસ ભકત ॥ વચન રચન રૂચીને ઉપજાવે છે સ્વરૂપાશકત ૧૭૩। વાણી વશીકરણ વનિતાની રાખે ન દેહ સંભાલ ॥ સંદેહ દુર કરસે સંદેહીના એક વચને તત્કાલ ૧૭૪। સધર અધર મલતી તે પાણે કરે છે મલી વિચાર ॥ વચન ઉચ્ચાર ને વલી રસ રમણે રમતા એક પ્રકાર ૧૭૫। ચિબુક ચતુરવર તણા જોઇને ચતુરા મન વિશ્રામ ॥ શ્રીમુખ પુરણ ચંદ્ર વિલોકતા અહીં એ નૈન વિરામ ૧૭૬। મુછ તણો ઘણો રસ રસીઆ શ્રીમુખ નિરખતા નિરખે ॥ ઠોડી સુક્ષ્મ કેસ વિલોકતા અંગ અંગ આનંદ વરખે ૧૭૭। પુરૂષાર્થ જુત પાકૃત ધર્મે એ પ્રગટ સહુ હરસે ॥ નેત્ર દ્વારા જઇ જઇને પ્રફુલ્લિત થઈ થઇ વરસે ૧૭૮। ગ્રીવા ગુણને ક્યાંહાં લગી કહું હું રહું નિહાલી સ્વરૂપ ॥ તુલસી ગુંજા મુકતા મણી તે વિલસે માલા સ્વરૂપ ૧૭૯। રસ રીતે પ્રીતે કરી પહેરી ગહેરી છબી રસાલ ॥ અનિર વચની એ હાવભાવનો ધરીય છે કંઠ કૃપાલ ૧૮૦। હૃદય વિસાલ રસાલને જોઈ બાલ તે મનમાં હરખે ॥ કુચ ઉંચતા લીધે ઉર ઉપર કામીની આતુર નિરખે ૧૮૧। દીસે વિલક્ષણ હાવભાવથી ચાવ ઉપજે ત્રીય કરણે ॥ ઉર ઉરોજને મલવા ઇચ્છે ભરવા અંક એ વરને ૧૮૨। ઉભય ઉરોજ મધ્યે છે ઝીલ તે ત્રીય જાણુ મન ત્યાં ઝીલે ॥ આલિંગનને મન અકુલાએ મનમથ અંગઅંગ પીલે ૧૮૩। કુક્ષ મનોહર રૂપે નિરખું ભર્યું છે તે રસાલ ॥ સોહાએ ત્યાંહાં છબી લીધે સુંદર સુક્ષ્મ બાલ ૧૮૪। ઉદર સુંદર રસ શોભા ભર્યું સુંદરી ઉદરને કાજ ॥ રતિ રણ રમતા ગમતા થાએ મન ઇચ્છીત એક સમાજ ૧૮૫। નાભિ તણી તે છબી ઘણી છે જોઇજોઇ રીઝે વામ ॥ રમણે રમતા પરસ્પર એકઠા હોએ છે તે એ ઠામ ૧૮૬। કટિલંક નિરખે છે કામીની થઇને એક નિશંક ॥ ભુજ દંડસું ભામીની તે ઇચ્છે ભરવા ભુજ નિજ અંક ૧૮૭। કોહોણી પોંચો હસ્ત કમલ ને અંગુલી નખમણી રેખ ॥ ખંભા નિરખતા અનંગના અંગને મનમથ પીડે વિશેખ ૧૮૮। પીઠ દીઠ થઇ થઇ નિરખે વનિતા વારંવાર ॥ પ્રણાલિકા પરમ સોહામણી સોહે ચકિત થઇ ત્યાંહાં નાર ૧૮૯। ધોતી સોહતી સુંદર આછી આછદયા રસ અંગ ॥ નાભિ નિતંબ ને પેડુ મનોહર જંઘા ને રસ રંગ ૧૯૦। ઉપરેણો મન હરણે પરસી રહયો છે અંગને અંગ ॥ કામ તણો અવતાર વિચારે ત્રીય સેવાને પ્રસંગ ૧૯૧। જાનુ પિંડુરી એડી એ એડુ પાટલી તણું એ ચિત્ર ॥ અંગુલી નખમણી સોહે મોહે સ્વરૂપ સકલ વિચિત્ર ૧૯૨। જનોઇ તણી તે જુગત નિહાલી ઉગત વિચારે મન ॥ રસરીતે પ્રીતે પ્રીય અંગે નૃત્ય કરી રહયું તન ૧૯૩। એહ વલ્લભવરનું સ્વરૂપ નિરખવા રહે મન આસ ॥

મહેદ ચરણે લાગી વિનંતી કરૂં છું ભાવ પ્રકાસ ।૯૪। એહવે સ્વરૂપે બિરાજે શ્રી ગોકુલ શ્રીગોકુલ કેશ નાથ ।। ને શ્રી ગોવર્ધન મધ્યે લીલા નિસદિન ભકતને સાથ ।૯૫। અનુભવે ભકત સમાજ એ કુટુંબ વલ્લભના નિત્ય ચરિત્ર ।। વાત્સલ્ય સેવાએ રહે તત્પર નિહૂં તુકં ભાવ વિચિત્ર ।૯૬। મહાતમનું લેખું નથી તે કહેતા ન આવે પાર ।। શારદા શેષ કહેવા અશકય છે એ મહાતમનો જે વિસ્તાર ।૯૭। વેદ પુરાણે પ્રમાણ કહ્યું છે તે થકી અધિક છે અહીં ।। એહ સર્વનું મુલ સ્વરૂપ છે એહો થકી છે જાહીં તહીં ।૯૮। કોઇ છે અંશ કલાથી કોઇ છે તેજ થકીઅ ।। વિવિધ પ્રકારે ઇચ્છાને સમ વર્ણન કરે કોણ શકી ।૯૯। કોટીગણે મહાતમ વિચારતા આવે સ્વરૂપ ન હાથ ।। સ્નેહ પંથ માંહેંજ સુગમ છે વાત્સલ્યે શ્રી ગોકુલનાથ ।૧૦૦। મહાતમ અક્ષરા અર્થ એ નિકસે તેહ વિચારો મન ।। નામ પ્રમાણે સ્વરૂપ છે વસ્તુનું સુણજો તેહ વચન ।૧। તેમ છે નામ અંધા એ કેરૂં ને વલી મહા પદે બહુઅ ।। મહાઅંધા એ મારગમાં દ્રષ્ટ પડે નહીં લહુંઅ ।૨। જ્ઞાન મારગી મહાતમ પંથે છે ને સહુ કોઈ ચાલે ।। મોટા કરી પ્રભુને વખાણે શાસ્ત્ર મતે મન ઘાલે ।૩। દ્રષ્ટ પડે નહીં હાથમાં નવ આવે અંધારૂં જહાં હોય ।। માટે મહાતમ મારગે પામે નહીં વલ્લભ સ્વરૂપને કોઇ ।૪। મહેદ મારગ સ્નેહ તણો તે તેણે ચાલે તેહ ।। મનોરથ પુરણ થાએ સર્વથા વલ્લભ દાનને એહ ।૫। સ્નેહ તણા મારગમાં તે પુરણ છે તેહ પ્રકાશ ।। ગોકુલેશજી પ્રાપ્ત કેરી પુરણ થાએ આસ ।૬। સ્વરૂપ દેખ પડે છે સ્નેહથી સ્નેહે સ્વરૂપ આધીન ।। સ્નેહ થકી વસ થાએ વલ્લભ વરજી પરમ પ્રવીણ ।૭। મહેદ વચને મેં કરીને કર્યું છે તેહનો એહ વિચાર ।। પુષ્ટ પુષ્ટ ને પુષ્ટ જેહ છે તેહને એ નિરધાર ।૮। મરજાદી વાદી પ્રમાણે છે જે છે શાસ્ત્ર નીયુકત ।। આ કેવલ અનુભવીનો અનુભવ પ્રમાણની નહીં અહીં જુકત ।। પ્રત્યક્ષ જ્યાંહાં અનુભવ કર્યા નયણે ત્યાં પ્રમાણનું કારણ કહેવું ।। અનુભગ નિગમ કહ્યું વલ્લભાષ્ટકે વલ્લભ વરજીએ એહવું ।૧૦। અનુગ્રહ ન્યામિક છે પુષ્ટિમાર્ગે અનુગ્રહે અનુભવ થાએ ।। અનુભવ તે સાક્ષાત સ્વરૂપનો સ્વરૂપે અનુગ્રહ થાય ।૧૧। પુષ્ટિમાર્ગીને દાન સ્વરૂપનું અનુભવ હોએ સાક્ષાત ।। વિના અનુભવ નહીં પુષ્ટ પુષ્ટે એહ સિદ્ધાંત ।૧૨। પુષ્ટીના અનુગ્રહી જે છે પુષ્ટ તે અનુભવ શ્રી વલ્લભ વરના ।। કૃપાપાત્ર રસ સ્વરૂપ સમાનના દાન કર્યા રસભરના ।૧૩। શ્રી વલ્લભ સ્વરૂપનું કાજ જે એહોથી થાએ જે કો જાણે ।। મનોરથે જે સમર્પે તેહોને પ્રભુ વિનિયોગે આણે ।૧૪। સ્નેહ માર્ગે અનુગ્રહ પ્રભુનો અનુગ્રહ પુષ્ટ જે થાય ।। પુષ્ટી તે વલીયો સર્વ પ્રકારે સહજ વચને કહેવાય ।૧૫। પુષ્ટીને પ્રાપ્ત સ્વરૂપસું ફલ તણી લીલા રસની શાક્ષાત ।। મરજાદી ફરતોજ ફરે છે ડાલડાલ વલી પાત ।૧૬। કૃપાપાત્ર પુષ્ટી અનુભવી ભકતને શાસ્ત્રનું ન્યામિક નહીં ।। શાસ્ત્રનું ન્યામિક ત્યાં લગી વચને જ્યાં લગી કૃપા નવ થઇ ।૧૭। શ્રીમુખે અજ્ઞા કરી છે પોતે તેહજ છે નિરધાર ।।

શાસ્ત્ર ન્યામક તાવદ જાવદ કૃપા નથી એ પ્રકાર ૧૧૮। કૃપા તે પુરણ થઈ છે જેહને શાસ્ત્ર ન્યામીક નહીં તારે ॥ શ્રી વલ્લભ સ્વરૂપની પ્રાપ્તનું ફલ પામ્યા ભકત જે ત્યારે ૧૧૯। શ્રીમુખે વચન પ્રગટ કર્યું તે કહું જેમાં છે સિધ્ધાંત માત્ર ॥ સકટની પાછલ ઝાંખરૂં વલગ્યું તેમ છે કૃપાનું શાસ્ત્ર ૧૨૦। લેખન માત્રમાં ભાગવત મહાતમે વલી કહ્યું ધર્મ આચાર ॥ પણ શ્રી ગોકુલપતિના સ્વરૂપની પ્રાપ્ત થાએ તે કોણ પ્રકાર ૧૨૧। શાસ્ત્રમાં કહ્યું નિત્ય મર્યાદા ને પાપ પુન્યનું સહુ ॥ પણ ગોકુલપતીની કૃપા કટાક્ષનું શાસ્ત્રમાં કાંઈ ન લહુંઅ ૧૨૨। લેખન માંહે લખ્યું સહુ મહાતમ મહાતમે આ ફલ દુર ॥ શાસ્ત્રને સાધને વલ્લભ પ્રાપ્ત એહવો નહીં અંકુર ૧૨૩। સાધનની સૃષ્ટિ નહીં પુષ્ટીમાર્ગ જે પ્રગટાવી શ્રીઅંગે ॥ શ્રી અંગથી પ્રગટાવી છે સૃષ્ટિ જે તેહને અનુભવ શ્રી અંગ સંગે ૧૨૪। એહ રીતે અહીં સૃષ્ટ દુર્લભ વલ્લભ વરને સમાને ॥ એહ સતકાર છે તેહને જેહને વલ્લભ દાને ૧૨૫। કેવલ એહ વિહંગમ મારગ ફલ પામે તતખેવ ॥ મારગનું તેહને જ્ઞાન છે નહીં ફલ પામ્યો જેથી પ્રમેવ ૧૨૬। એહ નહીં પપીલકા મારગ માટે વિહંગમ પંથ ॥ પપીલકા માર્ગ સાધન રૂપ છે વિહંગમે વલ્લભ કંથ ૧૨૭। એહની જેમ સંપ્રદા ચાર છે મારગ એણે સ્નેહ ॥ જે શ્રીમુખથી આજ્ઞા કરી છે કહું સુણો હવે તેહ ૧૨૮। પ્રાણ વલ્લભજી ગાદી તકીએ બેઠા દર્શન આપે ॥ જે નિજભકત દાનના પાત્ર છે તેહો ઉર સ્વરૂપ સ્થાપે ૧૨૯। હાસ્ય વદને અંગોડો લલકે અધર રસાલ આરકત ॥ માલા તિલક બિરાજે સુંદર નિરખે તે સનમુખ ભકત ૧૩૦। ધોતી ઉપરેણો અંગે ધર્યા નયણ વિશાલ કટાક્ષ ॥ મધુર વચન ઉચ્ચાર કરે છે મેટે મન અભિલાષ ૧૩૧। બીડી શ્રીમુખમાં અતિ સોહે ઘુંટી ઘુંટી રસ લે છે ॥ પ્રશ્ન કરતા ઉતર આપે હંસી હંસી વચન કહે છે ૧૩૨। સનમુખ બેઠા ભટ કલ્યાણ તે કડી ઉકયા એ જ્યારે ॥ રાજ એ મારગ અદભુત છે એવું કહ્યું તે ત્યારે ૧૩૩। શ્રીમુખથી મલકાઈ કહ્યું જે ભટજી એ મારગ નાહીં ॥ એ તો કેવલ ફલકો સમય હે સમજો એ તુમ મન માંહી ૧૩૪। મારગ તાસું કહીયત હૈ ફલ આગે જાતે પાવે ॥ એ તો ફલકો સમય નિદાન હૈ જો કોઉ એ ચિતમાં લાવે ૧૩૫। એ સુની ભટજી દંડવત કીધા ને કહ્યું જી મહારાજ ॥ ચુંચર્લી આંખે દેખતા કીધા હમને રાજે આજ ૧૩૬। રાજશ્રીના કહ્યા પાખી સું જાણે કહે થકી જાણું તેહ ॥ આંખ ઉઘાડયા પાખે સું જાણે કો ગુણ પ્રકાર છે જેહ ૧૩૭। એ સ્વરૂપની પ્રાપ્ત પ્રગટ થઇ છે જેણું જાણે છે તેહને ॥ અનુભવ તે ભગવદી દ્વારા છે તે કહે કેહને ૧૩૮। એ ભગવદીને વાત્સલ્ય સ્નેહ છે મહાતમનો નહીં લેશ ॥ કેવલ સ્નેહ સુધી પુષ્ટી માર્ગી મરજાદાનો ન પ્રવેશ ૧૩૯। પુષ્ટી પ્રવાહ મર્યાદાની સૃષ્ટિના છે તે ભિન્ન ભિન્ન રૂપ ॥ કૃપા થકી જાણયા એ પડે છે કૃપા સમાન સ્વરૂપ ૧૪૦। પ્રવાહીક મન દોષ ઉપજે પુષ્ટી માર્ગી તણો ॥ અષ્ટ પ્રહર મન દ્વેશ ઉદેસ છે આ સુખ તમને ઘણો ૧૪૧।

ગુણને દોષ કરી સ્થાપે ને પોતા તણો ઉત્કર્ષ ॥ સભા તે સરખો થઇને બોલે અધર્મ પછે હર્ષ ૧૪૨। મિથ્યા વાદ કરે સહુ સાથે નિર્મુલ જેહની વાત ॥ ધર્મ ગત્યાનની ગત્યાન નહીં મન નિજ સ્વાર્થે પક્ષપાત ૧૪૩। એહવા અનેક છે ધર્મ તેહના જે કો પ્રવાહીક લોક ॥ કયાંહાં લગી વિસદ કરીને કહીએ અધર્મ તણા થોક ૧૪૪। મર્યાદી મન સાચન નિશદિન પાપ પુન્યની ભીત ॥ મહાતમ માંહાં અવગાહન તેહને સમજે ન રચની રીત ૧૪૫। શાસ્ત્ર સિધ્ધાંતમાં ગોથા ખાએ હાથ કાંઇ ન લાધે ॥ સ્વરૂપસું સબંધ નહીં ને મન વાંછિત ફલને સાધે ૧૪૬। સુખ અપેક્ષા સેવા પર્યંત ને સ્વાર્થ હિત સહુ ધર્મ ॥ પોતાના સુખને સહુ સાધે દેહ તણા ઘણા કર્મ ૧૪૭। મનનો મર્મ મીટે નહીં ને ફરી ફરીને કર્મ વિચારે ॥ વાત્સલ્ય ધર્મની ગંધ ન જાણે પ્રભુના સુખને ન ધારે ૧૪૮। જેહ કરે તે ફલને ઇચ્છે પ્રભુ પ્રાપ્ત પર્યંત ॥ પોતા તણા સુખને તે ધાએ મરજાદી જ્ઞાનવંત ૧૪૯। પુષ્ટી મારગીના ભાવ અતિ પુષ્ટ છે સ્વરૂપ થકી ડીગે નહીં ॥ આ વસ્તુ બુધ્ધ ન આવે મનમાં આન તણી ગંધ નહીં ૧૫૦। સ્વરૂપ વિના સર્વ વ્યર્થ મનોરથ સ્વર્ગ ને નર્ક સમાન ॥ સ્વરૂપ વિના સહુ નર્કને લેખે સ્વરૂપ સુખે સુખ પ્રાન ૧૫૧। પોતાનું સુખ સમજે નહીં એહવા ફલ પ્રાપ્તનું જ્ઞાન ॥ વાત્સલ્ય સેવા પ્રભુના સુખને એહજ એહોને ધ્યાન ૧૫૨। સ્નેહતણા અધીકારી અહર્નિસ નિરહેતુક જે સ્નેહ ॥ અનન્ય દિશા એક સરખી જેહની પુષ્ટી માર્ગી તેહ ૧૫૩। પુષ્ટી માર્ગી ધર્મ ભકતના ધર્મ તે છે સહુ સ્વરૂપ સમાને ॥ શ્રી ગોકુલેશજીની લીલામાં તે પુષ્ટી માર્ગીને દાને ૧૫૪। પુષ્ટી પ્રવાહ મર્યાદાનું તારતમ્ય જાણે ગોકુલભુપ ॥ વૈષ્ણવ નામ કહાવે સહુપણ ભિન્ન છે તેહના રૂપ ૧૫૫। પ્રશ્ન કર્યું પંચોલીજીએ મહાપ્રભુજીને એક વાર ॥ વૈશ્નવ સર્વે સરખાજ ત્યારે કર્યો ઉચ્ચાર ૧૫૬। હાંહાં જેસે તુમારે કહેત હે નાણા સબ ગુજરાત ॥ સોનૈયા રૂપૈયા બદામ લે તેસે વૈશ્નવ વાત ૧૫૭। વૈશ્નવ નામ ધર્યા છે તેહ સબ માલા તિલક અધિકારી ॥ પે તારતમ્ય બોહોત હે દેખો મન વિચારી ૧૫૮। અંગીકારનો કરનાર સમ છે કરતાનું જેહવું સ્વરૂપ ॥ અંગીકાર છે પાત્ર સમાને વૈશ્નવ કેરૂં રૂપ ૧૫૯। દોષવંત છે નિરદોષ તે કાંઇ કૃપા તણો પેંડો ન્યારો ॥ વૈશ્નવનું તારતમ્ય તે મનમાં એણીપેરે ભલી વિચારો ૧૬૦। પુષ્ટી માર્ગીને સ્નેહ પ્રભુસું ને વલી પરસ્પર ભકત ॥ રસ રીતે અતિ પ્રીત વાત્સલ્યની રહેત તાં અવ્યકત ૧૬૧। તે સ્નેહનું રૂપ કહયું શ્રીમુખથી શ્લોક ભણીને એહવું ॥ પુષ્ટી મારગને વિષે જે સ્નેહ છે તેહનું યથારથ તેહવું ૧૬૨। સ્નેહનું રૂપ ન જાણ્યું જાએ ને સ્નેહનું ન્યામિક નાંહી ॥ કેમ આવ્યો કેહવે રૂપ છે કયાંહાંથી કારણ નવ લહીએ ૧૬૩। કલેશ આદર થકી ઘટે ન વધે એ વધે તે દિગુણો નિત્ય ॥ પીયુષ તણો પ્રતિનીધી એહ છે પણ લહેવો મુખ નિશ્ચિત ૧૬૪। વિહંગમ મારગનું એ રૂપ છે ફલને જ પ્રાપ્ત થાએ ॥ એહવા એ ભાગ્યવાન ભગવદી કયાંહાં લગી રસના રટાએ ૧૬૫

એહવા ભગવદી પ્રભુના સ્વરૂપને જાણે અનુભવે કરીઆ ॥ શ્રી ગોકુલેશજી સ્વરૂપને રાખ્યું ઉર નયણે તે ધરીઆ ।૬૬। લીલામાં સમીપ સદા છે વાત્સલ્ય સેવા કાજે ॥ શ્રી વલ્લભ વરના સુખને અર્થે એતદ ભક્ત સમાજ ।૬૭। એહાની સંગતિ સદા ઉપયોગી દુરથી નિકટ લાવે ॥ દર્શન સ્પષ્ટ કરાવે સ્વરૂપનું દુરણીનને પ્રભાવે ।૬૮। આસ્યાથી એ સ્વરૂપની પ્રાપ્તિ એહવા ભગવદી સંગે ॥ જો હોએ શુધ્ધ પાત્ર તને મને પરસ કરે શ્રી અંગે ।૬૯। અંસ માત્ર અશુધ્ધ હોય તો કાંઇ કાજ ન આવે ॥ દર્શન કરી સનમુખ રહી ભલે પણ પરસવા તેહ ન પામે ।૭૦। તારતમ્ય જણાએ કૃપાથી પુષ્ટી પ્રવાહ મરજાદી ॥

।૭૧। પુષ્ટીના જીવ થયો ઉત્પન્ન છે પ્રવાહ કે મર્યાદ ॥

ભોગને ભોગેથી તે સમાજે પણ પામે નહીં ત્યાંહાં સ્વાદ ।૭૨। પ્રવાહીક તો કહે છે મર્યાદા આવે પુષ્ટને ઘેર ॥ પુષ્ટી થકી પ્રફુલ્લિત રહે તે ચાલે મર્યાદી પેર ।૭૩। પ્રવાહીકને પ્રવાહીક જેવો પુષ્ટીસું નહીં સબંધ ॥ સંગત સમ તે જીવને પ્રાપ્તે બીજી ન લાગે ગંધ ।૭૪। સંગતને સમ દ્રષ્ટિ પડે છે કહું છું તેહનું રૂપ ॥ જલહલતું શ્રી ગોકુલપતી કેરૂં રૂપ તેહને અંધારૂ કુપ ।૭૫। સંગતને સમ દ્રષ્ટિ પડયાનું કહયું છે દ્રષ્ટાંત ॥ રંગ વિરંગી ઉપને જે હોએ તે આણે દ્રષ્ટીને ભ્રાંત ।૭૬। એહવો વિચાર સંગમ તણો પ્રીછવો સંગત સમ થાએ ભાવ ॥ ભાવ ઉપજાવીને ચાવ વધારે તેહને તેહવો ચાવ ।૭૭। પુષ્ટી સંગથી ઉતમ પ્રાપ્તી શ્રી વલ્લભ સમીપની થાય ॥ મરજાદીના સંગથી સાધનાદિક પ્રવાહી વહેતો જાય ।૭૮। અન્યાશ્રમ મુકાવીને વલ્લભ દાન કર્યું છે સ્વરૂપ ॥ મર્યાદાથી મુકાવીને અર્પ્યું ભગવદીત્વનું રૂપ ।૭૯। ગોપ્ય ભાવ ઉર સ્થાપિત કીધાં શ્રીમુખે કહયું સમજાવી ॥ અણુ સમર્પિતથી એહ રૂકયો સમર્પ્યું તે આરોગાવી ।૧૮૦। શ્રીમુખથી એમ આજ્ઞાનું દાન કર્યું નિજ વલ્લભ પ્રીતે ॥ આજ્ઞા ઉલઘન કરીયને ચાલે જે અવલી રીતે ।૮૧। શ્રી મુખથી એહ સુણ્યું નિજભકતે થકી જાણ્યું તેહોને ॥ તે તે આજ્ઞાની કરે છે તે સધર્યો નહી કેહોને ।૮૨। શ્રીમુખ વચને આજ્ઞાં આપી તેહવે સિધ્ધાંત રસાલ ॥ નિજભકતને તે છે સર્વોપર બીજું આળપંપાલ ।૮૩। વિજાતીને સંગેથી ભાવે ચાલીને કરે ઉલટો સિધ્ધાંત ॥ શિક્ષ દે છે તેહને કહે છે મનને થઈ છે ભ્રાંત ।૮૪। એહ સૃષ્ટીનો પ્રકાર કહયો તે જે ભિન્ન ભિન્ન કેરી રીતે ॥ સૃષ્ટી તણું તારતમ્ય તે જાણુવા સંક્ષેપમાં લહી હીતે ।૮૫। વલ્લભ દાન તે ભાવ સમાન છે પીતા પુત્ર લગી નહીંઅ ॥ પરંપરા એક ધારા ચાલ્યું આવે ન એ નિશ્ચય કહીંએ ।૮૬। પાત્ર સમાન તે ઉર સ્થાપે આજ્ઞા કરી તેહને એહવી ॥ તેહને તેહવે સિદ્ધાંતે રાખી વાટ દેખાડે તેહવી ।૮૭। સુચી અણુસુચીને દ્રષ્ટાંતે કહું છું વાત કરી સમુદાય ॥ એહ સિધ્ધાંતે સમજી લેજો જે કોઇએ સમુદાય ।૮૮। સુચી ન જાએ અણુસુચી ઘેર તે પેર તે એહવી કહીય ॥

ગુણને દોષ કરી સ્થાપે ને પોતા તણા ઉત્કર્ષ ॥ સભા ને સરખો થઈને ઓળે અધર્મ એ હર્ષ ।૪૨। મિથ્યા વાદ કરે સહુ સાથે નિર્મુળ જેહની વાત ॥ ધર્મ અજ્ઞાનની અજ્ઞાન નહીં મન નિજ સ્વાર્થે પક્ષપાત ।૪૩। એહવા અનેક છે ધર્મ તેહના જે કે પ્રવાહીક લોક ॥ ક્યાંહાં લગી વિસ્તાર કરીને કહીએ અધર્મ તણા થોક ।૪૪। મર્યાદી મન ચોખ્ખન નિશદિન પાપ પુન્યની બીત ॥ મહાતમ માંહાં અવગાહન તેહને સમજે ન સ્વની દીન ।૪૫। શાસ્ત્ર સિધ્ધાંતમાં ગોથા ખાએ હાથ કાંઇ ન આવે ॥ સ્વરૂપનું સબંધ નહીં ને મન વાંછિત ફલને સાધે ।૪૬। સુખ અપેક્ષા સેવા પર્યંત ને સ્વાર્થ હિત સહુ ધર્મ ॥ પોતાના સુખને સહુ સાધે દેહ તણા ઘણા કર્મ ।૪૭। મનનો મર્મ મીટે નહીં ને ફરી ફરીને કર્મ વિચારે ॥ વાત્સલ્ય ધર્મની ગંધ ન જાણે પ્રભુના સુખને ન ધારે ।૪૮। જેહ કરે તે ફલને ઇચ્છે પ્રભુ પ્રાપ્ત પર્યંત ॥ પોતા તણા સુખને તે ધાએ મરજાદી જ્ઞાનવંત ।૪૯। પુષ્ટી માર્ગીના ભાવ અતિ પુષ્ટ છે સ્વરૂપ થકી ડીગે નહીં ॥ આ વસ્તુ બુધ્ધ ન આવે મનમાં આન તણી ગંધ નહીં ।૫૦। સ્વરૂપ વિના સર્વ વ્યર્થ મનોરથ સ્વર્ગ ને નર્ક સમાન ॥ સ્વરૂપ વિના સહુ નર્કને લેખે સ્વરૂપ સુખે સુખ પ્રાન ।૫૧। પોતાનું સુખ સમજે નહીં એહવા ફલ પ્રાપ્તનું જ્ઞાન ॥ વાત્સલ્ય સેવા પ્રભુના સુખને એહજ એહાને ધ્યાન ।૫૨। સ્નેહ તણા અધીકારી અહર્નિંસ નિરહેતુક જે સ્નેહ ॥ અનન્ય દિશા એક સરખી જેહની પુષ્ટી માર્ગી તેહ ।૫૩। પુષ્ટી માર્ગી ધર્મ ભક્તના ધર્મ તે છે સહુ સ્વરૂપ સમાને ॥ શ્રી ગોકુલેશજીની લીલામાં તે પુષ્ટી માર્ગીને હાને ।૫૪। પુષ્ટી પ્રવાહ મર્યાદાનું તારતમ્ય જાણે ગોકુલભુપ ॥ વૈષ્ણવ નામ કહાવે સહુપણ ભિન્ન છે તેહના રૂપ ।૫૫। પ્રશ્ન કર્યું પંચોલીજીએ મહાપ્રભુજીને એક વાર ॥ વૈશ્નવ સર્વે સરખા જ ત્યારે કર્યો ઉચ્ચાર ।૫૬। હાંહાં જેસે તુમારે કહેત હે નાણા સબ ગુજરાત ॥ સોનૈયા રૂપૈયા બદામ લે તેસે વૈશ્નવ વાત ।૫૭। વૈશ્નવ નામ ધર્યા છે તેહ સબ માલા તિલક અધિકારી ॥ પે તારતમ્ય ઓહોત હે દેખો મન વિચારી ।૫૮। અંગીકારનો કરનાર સમ છે કરતાનું જેહવું સ્વરૂપ ॥ અંગીકાર છે પાત્ર સમાને વૈશ્નવ કેરૂં રૂપ ।૫૯। દોષવંત છે નિરદોષ તે કાંઇ કૃપા તણા પેંડા ન્યારા ॥ વૈશ્નવનું તારતમ્ય તે મનમાં એણીપેરે ભલી વિચારો ।૬૦। પુષ્ટી માર્ગીને સ્નેહ પ્રભુશું ને વલી પરસ્પર ભક્ત ॥ રસ રીતે અતિ પ્રીત વાત્સલ્યની સંતત તાં અવ્યક્ત ।૬૧। તે સ્નેહનું રૂપ કહ્યું શ્રીમુખથી શ્લોક ભાળીને એહવું ॥ પુષ્ટી મારગને વિષે જે સ્નેહ છે તેહનું યથારથ તેહવું ।૬૨। સ્નેહનું રૂપ ન જાણ્યું જાએ ને સ્નેહનું ન્યાયિક નાંહી ॥ કેમ આવ્યો કેહવે રૂપ છે ક્યાંહાંથી કારણ નવ લહીએ ।૬૩। ક્લેશ આદર થકી ઘટે ન વધે એ વધે તે દ્વિગુણો નિત્ય ॥ પીયુષ તણો પ્રતિનીધી એહ છે પણ લહેવો સુખ નિશ્ચિત ।૬૪। વિહંગમ મારગનું એ રૂપ છે ફલને જ પ્રાપ્ત થાએ ॥ એહવા એ બાવ્યવાન બજવડી ક્યાંહાં લગી રસના રટાએ ।૬૫।

એહવા ભગવદી પ્રભુના સ્વરૂપને જાણું અનુભવે કરીઅ ॥ શ્રી ગોકુલેશજી સ્વરૂપને રાખ્યું ઉર નયણે તે ધરીઅ ।૬૬। લીલામાં સંગીપ સદા છે વાત્સલ્ય સેવા કાજે ॥ શ્રી વલ્લભ વરના સુખને અર્થે એતદ ભક્ત સમાજ ।૬૭। એહોની સંગતિ સદા ઉપયોગી દુરથી નિકટ લાવે ॥ દર્શન સ્પષ્ટ કરાવે સ્વરૂપનું કુશળીનને ભવાવે ।૬૮। આવ્યાથી એ સ્વરૂપની પ્રાપ્તિ એહવા ભગવદી સંગે ॥ જો હોએ શુધ્ધ પાત્ર તેને મને પરસ કરે શ્રી અંગે ।૬૯। અંસ માત્ર અશુધ્ધ હોય તો કાંઈ કાજ ન આવે ॥ દર્શન કરી સનમુખ રહી ભલે પણ પરસવા તેહ ન પામે ।૭૦। તારતમ્ય જણાએ કૃપાથી પુષ્ટી પ્રવાહ મરજાદી ॥

।૭૧। પુષ્ટીનો જીવ થયો ઉત્પન્ન છે પ્રવાહ કે મર્યાદ ॥

ભોગને ભોગેથી તે સમાજે પણ પામે નહીં ત્યાંહાં સ્વાદ ।૭૨। પ્રવાહીક તો કહે છે મર્યાદા આવે પુષ્ટને ઘેર ॥ પુષ્ટી થકી પ્રફુલ્લિત રહે તે ચાલે મર્યાદી પેર ।૭૩। પ્રવાહીકને પ્રવાહીક જેવો પુષ્ટીસું નહીં સબંધ ॥ સંગત સમ તે જીવને પ્રાપ્તે બીજો ન લાગે ગંધ ।૭૪। સંગતને સમ દ્રષ્ટિ પડે છે કહું છું તેહનું રૂપ ॥ જલહલતું શ્રી ગોકુલપતી કેરૂં રૂપ તેહને અંધારૂ કુપ ।૭૫। સંગતને સમ દ્રષ્ટિ પડયાનું કહયું છે દ્રષ્ટાંત ॥ રંગ વિરંગી ઉપને જે હોએ તે આણે દ્રષ્ટીને ભ્રાંત ।૭૬। એહવો વિચાર સંગમ તણો પ્રીછવો સંગત સમ થાએ ભાવ ॥ ભાવ ઉપજાવીને ચાવ વધારે તેહને તેહવો ચાવ ।૭૭। પુષ્ટી સંગથી ઉતમ પ્રાપ્તી શ્રી વલ્લભ સમીપની થાય ॥ મરજાદીના સંગથી સાધનાદિક પ્રવાહી વહેલો જાય ।૭૮। અન્યાશ્રમ મુકાવીને વલ્લભ દાન કર્યું છે સ્વરૂપ ॥ મર્યાદાથી મુકાવીને અર્પ્યું ભગવદીત્વનું રૂપ ।૭૯। ગોપ્ય ભાવ ઉર સ્થાપિત કીધાં શ્રીમુખે કહયું સમજાવી ॥ અણ સમર્પિતથી એહ રૂડયો સમર્પ્યું તે આરોગાવી ।૮૦। શ્રીમુખથી એમ આજ્ઞાનું દાન કર્યું નિજ વલ્લભ પ્રીતે ॥ આજ્ઞા ઉલઘન કરીયને ચાલે જે અવલી રીતે ।૮૧। શ્રી મુખથી એહ સુણ્યું નિજભકતે થકી જાણ્યું તેહાને ॥ તે તે આજ્ઞાની કરે છે તે સધર્યો નહીં કેહાને ।૮૨। શ્રીમુખ વચને આજ્ઞાં આપી તેહવે સિધ્ધાંત રસાલ ॥ નિજભકતને તે છે સર્વોપર બીજું આળપંપાલ ।૮૩। વિનતીને અંગેથી ભાવે ચાહીને કરે ઉલટો સિધ્ધાંત ॥ શિક્ષા દે છે તેહને કહે છે મનને થઈ છે ભ્રાંત ।૮૪। એહ સૃષ્ટીનો પ્રકાર કહયો તે જે ભિન્ન ભિન્ન કેરી રીતે ॥ સૃષ્ટી તણું તારતમ્ય તે જાણવા સંક્ષેપમાં લહી હીતે ।૮૫। વલ્લભ દાન તે ભાવ સમાન છે બીતા પુત્ર લગી નહીંઅ ॥ પરંપરા એક ધારા ચાલ્યું આવે ન એ નિશ્ચય કહીંએ ।૮૬। પાત્ર સમાન તે ઉર સ્થાપે આજ્ઞા કરી તેહને એહવી ॥ તેહને તેહવે સિદ્ધાંતે રાખી વાટ દેખાડે તેહવી ।૮૭। સુચી અણસુચીને દ્રષ્ટાંતે કહું છું વાત કરી સમુદાય ॥ એહ સિધ્ધાંતે સમજી લેજો જે કોઈ એ સમુદાય ।૮૮। સુચી ન જાણે અણસુચી ઘેર તે પેર તે એહવી કહીય ॥

પુષ્ટી મરજાદાના તારતમ્યની રીત તે એહવી લહી ।૮૯। ખાન પાનની પુષ્ટિ મરજાદામાં રીત તે એણીપેરે લહેવી ॥ પુષ્ટી સુચી અણુસુચી મરજાદી વાત સિદ્ધાંતની એહવી ।૯૦। બ્રાહ્મણનો લરીકો કોઇ શુદ્રને ઘેર જો જઈને ખાય ॥ બ્રહ્મત્વ તે તણું જે હોએ તે ક્ષણું તેમાંથી જાય ।૯૧। ફરીય તે ઉપવિતનો સંસ્કાર તે હોએથી બ્રહ્મત્વ આવે ॥ પુષ્ટી માર્ગીની રીત ડાલ હે જયોં સુચી અણુસુચીને પ્રભાવે ।૯૨। મરજાદી ઘેર ભોજન કરે જો પુષ્ટી માર્ગી થઇઅ ॥ તેહને નિવેદન ફરી કરાવે ત્યારે તે આભા ગઈ ।૯૩। તેહ તણા દ્રષ્ટાંતને કહું છું જે થયું છે સાક્ષાત ॥ વહુજી પધારે પીઅરકે કાંઇ ભેટને ઘેર તે વાત ।૯૪। ભોજનને અર્થે ત્યારે તે હોએ સંગ ખવાસણી તે તેહને ॥ ભટ ઘેર ભોજન મતી કર્યો પ્રભુ એમ વરજે છે એહને ।૯૫। જ્ઞાત સબંધે કો ભટ ઘેર તે પ્રભુજી પધાર્યા જ્યારે ॥ ભોજન કરવાને સિધારે સંગ ખવાસ છે ત્યારે ।૯૬। શ્રીજી ભોજન કરી ઉઠયા થાલમાં રહયો જે શેષ ॥ તેહના મહાતમનો મન ધરીને તેણે વિચાર્યો વિશેષ ।૯૭। શ્રીજીના થાલનું મહાતમ જાણી તેણે પ્રસાદ તે લીધો ॥ શ્રીજીએ વાત એ જાણી ત્યારે કૃપાએ રોષઓ કીધો ।૯૮। ફરી નિવેદન તેને કરાવ્યું ત્યારે તે દોષથી ટલીઓ ॥ સેવાની ફરી યોગ્યતા આપી વૈષ્ણવ સંગમાં મલીયો ।૯૯। અણુસુચી થકી સુચી હે જેમ તેણી ભાંતે રહેવું ॥ મર્યાદાથી પુષ્ટી માર્ગીએ એણી ભાંતે લહેવું ।૨૦૦। પુષ્ટી માર્ગીને પુષ્ટી ભાવે થકી ધણી છે શ્રી ગોકુલેશ ॥ પતીવૃત અનન્યતા ટેક બીજો નહીં લવલેશ ।૨૦૧। પ્રતિવૃત તે એહ અનન્યતા બીજો ભાવ ન સ્પર્શ ॥ ઉતમ મનોરથ પ્રભુ વિષે સહુ પ્રભુ સુખથી મન હર્ષ ।૨। મરજાદી મન સ્થિરતા નહીં તે પ્રતક્ષ્ય સ્વરૂપ ન નિહાલે ॥ શાસ્ત્ર પ્રમાણના મહાતમ જોઈ જોઇ મન તેમાં ઘાલે ।૩। શ્રી વલ્લભ પદ અંબુજ તલે આવીને અહીંનો તે કહાવી ॥ વસ્તુ બુદ્ધે બીજી મન આણે છે વ્યભિચાર પ્રભાવી ।૪। જેહ સ્વરૂપ શ્રી ગોકુલ પતિનું શ્રી ગોકુલ મધ્ય ॥ ભકત સમાજસું લીલા નિશદિન કરે છે રસ તણી નિધ ।૫। તેહને પ્રત્યક્ષ વિલોકે છે નયણે તેહને તેમ જાણે ॥ મરજાદી તે શાસ્ત્ર પ્રમાણે હોએ તે ઉરમાં આણે ।૬। શ્રીજીએ આજ્ઞા દીધી છે તેહ કહું છું સુણજો થઇ સાવધાન ॥ પ્રત્યક્ષનુ મુકી પ્રમાણને ધાએ છે તેહ મોટા અજ્ઞાન ।૭। તેહ દ્રષ્ટાંતને અર્થે કહ્યું છે શ્રીજીએ શ્રીમુખે કરી ॥ મોંહો અગલી પતલી જે પરોસી તે મુકીને અન્ય ચીત ધરી ।૮। મોંહો અગલી મુકીને બીજે કો લેવા ધાએ ॥ તેહને હાથ થકી તે બેઉ સર્વથા કરીને જાએ ।૯। વલી કહું છું એહને સમાધાન તે સાંભલજો સમુદાઇ ॥ એકાંતે બેસી ચર્ચા કરી મોહનભાઇ વીરબાઈ ।૧૦। માધવદાસજી સુલતાનપુરી વલી વીરા દામોદરદાસ ॥ ચર્ચા કરીને પ્રશ્ન કરાવે કલ્યાણ ભટને પાસ ।૧૧। કો સમય મહાપ્રભુજી દયા કરી કહે છે ઇચ્છા વસથી ॥ મહેદ ભકતને દાન કરે છે શ્રી ગોકુલેશજી રસથી ।૨૧૨। એક સમય મહાપ્રભુજી દયા કરી પોતાની ઇચ્છાએ કહ્યું ॥

શ્રીમુખ વાણી એકાંત પ્રગટ કરી તે સમય ભક્તે લહ્યું ।૧૩। જેહવારે પ્રભુ કૃપા કરી પોતે પોતા તણું સ્વરૂપ ॥ જીવના મંગલાર્થ પ્રગટ કર્યું છે તે યથારથ રૂપ ।૧૪। જે વારે જીવે જો એ સર્વાત્મના પ્રગટ સ્વરૂપને ત્યારે ॥ નહીં ભજે તો જીવનું મોટું અભાગ્ય છે તે વારે ।૧૫। પ્રભુ કૃપા કરીને જે સ્વરૂપને પ્રગટ કરે છે જે વારે ॥ તે વારે જીવના તેટલા હીત તે તેટલા પ્રગટ પ્રકારે ।૧૬। પોતાનું જે પ્રગટ સ્વરૂપ તે કીધું છે જીવના હિતને ॥ પોતાને હાથે તે રાખ્યું છે તે સ્વરૂપ ધરી ચિતને ।૧૭। જે જીવને જેટલું હિત કરવા ઇચ્છે ગોકુલનાથ ॥ તે જીવને તેટલું હિત કરે છે કહે તે સુણો સહુ સાથ ।૧૮। તે માટે બીજું સર્વ મહેલીને સર્વથા પ્રગટ જે રૂપ ॥ વિષે પ્રપન્ન જીવ થાએ તે જીવ ઉપર પ્રગટ સ્વરૂપ ।૧૯। પ્રસન્ન થાએ તે વારે તે જીવનું તે પ્રગટ સ્વરૂપથી સર્વ ॥ કાર્ય સિધ્ધ થાએ તે જીવના મનોરથ જુત અર્વ ખર્વ ।૨૦। સર્વ મનોરથ તેથી જ સિદ્ધ થાએ એહવું નિશ્ચય કહયું ॥ તથા મનોરથ થકી તે અધિક જે સહું પ્રકારના લહુ ।૨૧। જેટલા હિત છે તેહ પણ સિધ્ધ તે પ્રગટ સ્વરૂપથી થાએ ॥ ને વલી સર્વ પ્રકારના અરિષ્ટ તે સહુરા દુર પલાએ ।૨૨। તે પ્રગટ સ્વરૂપને મહેલી ને અપ્રગટને ધાએ ॥ છે તેણે તો પ્રગટ સ્વરૂપને પોતે જ મહેલ્યું કહેવાય ।૨૩। વલી પ્રગટ સ્વરૂપ તણા છે અણઆદર તે થકી ॥ અપ્રગટ સ્વરૂપ પણ હાથ ન આવે એમ કહ્યું તેહથી ।૨૪। પરોસી અણપરોસી થાલી તણું જે દીધું છે દ્રષ્ટાંત ॥ શ્રીમુખ વચને કહી આવ્યો છે ભાંગવા મનની પ્રાંત ।૨૫। માટે જ્યારે પ્રભુ પોતાનું સ્વરૂપ કૃપા કરીઅ ॥ પ્રગટ કર્યું તે વારે સર્વથા સર્વાત્મના ભાવ ધરી ।૨૬। તે પ્રગટ સ્વરૂપમાં જીવ પ્રપન્ન થાએ તેથી સારૂં ॥ તેહ દ્રષ્ટાંતને શ્રીમુખે કહ્યું છે તે સુણો હોએ વારૂં ।૨૭। રાવણ પુલસ્ત તે સરખા મોટા રૂષેશ્વરના કુલમાંહાં ॥ ઉપન્યો વેદ વેદાર્થ સર્વ જાણે એમ પ્રમાણ માર્ગે ત્યાંહાં ।૨૮। ઇશ્વરના તે ગુપ્ત સ્વરૂપને ભજે વિમુખ તે નહીંઅ ॥ પરંતું રામનું પ્રગટ સ્વરૂપ તે તે થકી વિમુખ છે તહીં ।૨૯। એટલા માટે નિંદિત થયો જે ને વિભીષણ રાવણનો ભાઈ ॥ રામના પ્રગટ સ્વરૂપમાં પ્રપન્ન હતો અધિકાઈ ।૩૦। તે માટે ભકતરાજ કહીએ છે વિભીષણને તેહ ॥ પ્રગટ સ્વરૂપનું એણીપેરે કહે છે શ્રી ગોકુલના પતિ જેહ ।૩૧। દ્વિવિધ વાનર પ્રગટ શ્રી કૃષ્ણનું સ્વરૂપ તેથી તે વિમુખ ॥ હતો યદ્યપિ ગુપ્ત જે કૃષ્ણના સ્વરૂપમાં પ્રપન્ન સનમુખ ।૩૨। તથાપિ બલભદ્રે તે માર્યો શ્રીમુખથી કહયું એહ ॥ શિશુપાલ જરાસંઘ અને વલી દંતવક્ર આદિ તેહ ।૩૩। એ સર્વ વેદ માર્ગી હતા ભજતા ઇશ્વરને ॥ તથાપિ પ્રગટ સ્વરૂપ કૃષ્ણનું તે થકી વિમુખ અને ।૩૪। હતા તે માટે નિંદીત ને દંડ પામ્યા સહુ કોઇ ॥ કૌરવ દુર્યોધનાદી સર્વ એ ઇશ્વરને ભજતા સોઇ ।૩૫। સર્વે જેમ પાંડવજ હતા તેમ કરણ ધર્માત્મા જ્ઞાની ॥ ત્યારે ગાંધારી મોટી પતીવૃતા ધૃતરાષ્ટ્ર શકુની જાની ।૩૬। સર્વ ધર્માત્મા હતા ભલા પણ તથાપિ તેજે વારે ॥

જે કૃષ્ણ પ્રગટ સ્વરૂપ તેથી વિમુખ નિંદિત થયા તે માટે ૧૩૭ ને સહુકો દંડ પામ્યા વિમુખને અપરાધે ॥ ને પાંડવા દ્રૌપદી ને કુંતા કૃષ્ણ સ્વરૂપસું સાથે ૧૩૮ એ સમાજના એ ધણી તે પ્રગટ શ્રી કૃષ્ણ સ્વરૂપ ॥ માંહે પ્રપન્ન હતા તે માટે સહરાઇએ છે અનુપ ૧૩૯ ગોવાલ સર્વ તથા ગોપી સર્વ તથા પશુપક્ષી જે કોઈ ॥ કેવલ શ્રી કૃષ્ણ સ્વરૂપ તેમાં પ્રપન્ન હતા સહુ સોએ ૧૪૦ બીજા પ્રભુના ગોપ્ય સ્વરૂપ ને તેહાનું નામ ન જાણે ॥ તે માટે તે સર્વથા તેહાને સહરાઇ ગાઇએ છે પ્રમાણે ૧૪૧ એ રીતે પ્રીતેથી પ્રસંગ એ કહયો પ્રસન્નતા સાથે ॥ સનમુખ થઇ સુણયો બડભાગી કહયો જે ગોકુલનાથે ૧૪૨ પ્રગટ સ્વરૂપ શ્રી ગોકુલભુપનું ભુતલ મધ્ય બિરાજે ॥ શુધ્ધ પુષ્ટી માર્ગી હોએ તે જાણે પ્રાગટ જેહને કાજે ૧૪૩ મહેદ કૃપા પુરણથી પ્રાપ્તી એ સ્વરૂપની હોએ ॥ શુધ્ધ પુષ્ટી માર્ગી હોએ વિરલા જે તે દર્શન પામે ૧૪૪ પાંચ પ્રકારે દર્શન આપે છે ગોકુલ કેરા ભુપ ॥ ચાર પ્રગટ ને એક છે ગોપ્ય તે ભકત હરદયમાં સ્વરૂપ ૧૪૫ શ્રીમુખથી એ પ્રકાર કહયો છે વચનામૃતે રસરાસ ॥ નિજ સ્વરૂપનો ગુઢ જે આસય કરી કહયો પ્રગટ પ્રકાશ ૧૪૬ મહેદાક્ષરથી મહેદ લખ્યો ત્યાંહાં થકી લખું છું એહ ॥ યથામતે એહ લખું છું સુણજો સહુકો તેહ ૧૪૭ એક પ્રસંગ શ્રી પ્રાણનાથજીએ જલઘરમાં કહયો એહવો ॥ મહેદ ભકત સનમુખ રહીને ઉરમાં ગ્રહયો તેહવો ૧૪૮ મરજાદા માર્ગે કહયું છે ને વલી વેદ ને શાસ્ત્ર ॥ કહયું છે જે નિર્લોભી નિષ્કામ હોએ તો તે પાત્ર ૧૪૯ તો પુરૂષોતમને પામે નિર્લોભ હોએ નિરધાર ॥ શ્રી પુરૂષોતમના ચર્ણાર્વિંદ લગી લોભ ન કરે લગાર ૧૫૦ એહવું મરજાદાએ કહયું છે તેહ ને અહીંયા તો છે એમ ॥ અતિ લોભી હોએ તો તે પુરૂષોતમને પામે તેમ ૧૫૧ સ્વરૂપનો તે લોભી કહેવો શ્રીમુખે બોલ્યા એહ ॥ તે લોભી કેરૂં રૂપ તે કહે છે સુણજો તેહ ૧૫૨ સાત કોટડી માંહે વસ્તુ જે ગાઢી ગોપ્ય કરીઅ ॥ તે કોઠડી ફોડીને ઉપાય તે કરે છે સાહસ ધરીઅ ૧૫૩ પ્રાણ તણે ઉદ્યમ કરે અને અનેક પ્રકારે વિચારી ॥ અનેક પ્રકારના ઉદ્યમ કરી અને તે માંહેની વસ્તુ સુરી ૧૫૪ એહવો લોભી જોઇએ એહવું શ્રીમુખે કહયું સોહતે ॥ અહીંયા ઠાકુર પાંચ પ્રકારે દર્શન આપે છે પોતે ૧૫૫ તે પાંચ પ્રકારે લોક તે દર્શન પામે તેહની વિગતે ॥ એક તો લૌકીક રીતે દર્શન પામે તેહવી ઉગતે ૧૫૬ તેહનો અંગીકાર લૌકીક રીતે બીજો મરજાદી રીતે ॥ દર્શન પામે છે તે મરજાદી સ્વરૂપ છે નીતે ૧૫૭ તેહનો અંગીકાર મહાતમમાં અને ત્રીજો પ્રસંગ ॥ મહાતમ સ્વરૂપ જાણે છે તે જગદીશ છે જે અંગ ૧૫૮ તેહનો અંગીકાર મહાતમ રીતે ચોથો પુષ્ટ સ્વરૂપ ॥ જે પુરૂષોતમ કરીને જાણે છે અંગીકાર પુષ્ટને રૂપ ૧૫૯ ચાર સ્વરૂપ એ વિગતે કહયા ને પાંચમાં સ્વરૂપનો કહુંઅ ॥ શ્રીમુખ વચનામૃતે કહયું છે તેહ પ્રકારે લહુંઅ ૧૬૦

તે પાંચમું સ્વરૂપ રસાત્મિક જાણે છે તેહોને તે અંગીકાર ॥ રસાત્મિક માંહાં કીધો તે રસાત્મિકને એ વાર ।૬૧। રસાત્મિક જાણે છે એ સ્વરૂપને રસાત્મિક જે છે ભકતા ॥ એક સ્વરૂપને વિષે છે પાંચ પ્રકાર ભાંસે છે અવ્યકત ।૬૨। અંગીકારના ભેદ યથા યોગ્ય કહે છે ગોકુલધણી ॥ રસાત્મિક સ્વરૂપ ઠાકોરજીએ દુરાવ્યું છે ભક્ત ઉર ભણીઅ ।૬૩। તે સ્વરૂપ શ્રી ઠાકોરજીએ પાસે નથી રાખ્યું તે પોતે ॥ તો તે કયાંહાં છેજી કહીએ કહયું ભકત હદયમાં સોહતે ।૬૪। હદયમાં સકલ સામગ્રી સહિત તે લીલાનુ જે સાજ ॥ શામાટે જે ત્યાં રહેતા કોઇ જાણે નહીં સમાજ ।૬૫। તે કાજે ભકત તો લૌકીક સરખા દીસે છે તે માટે ॥ ત્યાં રહી કોઇ જાણે નહીં તે રસાત્મિક સ્વરૂપને ઓટે ।૬૬। અહીંયા ચોર ઘણા છે તે પાસે રહે તે રખે જાણે ॥ તો રસાત્મિક સ્વરૂપ તે કેમ જાણીએ કેમ પામીએ દાણે ।૬૭। તે ભકત સર્વ સરખા દીસે છે વો ગુપ્ત દીસતો નથી ॥ તો કેમ જાણીએ જુદા કરીને કૃપાપાત્ર સર્વથી ।૬૮। કૃપાપાત્ર ભકત એ પ્રભુના છે વિગત તો એહ જણાએ ॥ પ્રભુ કૃપા કરે તો તેહના મનમાં આવે એહ ઉપાએ ।૬૯। મનમાંહાં એમ આવે એહો પાસે રહેથી ઉતમ સહુ ॥ સેવા એહોની કરતા એહોથી ઠાકુરને લહુંઅ ।૭૦। કાંઇ મારૂં સારૂં થાસે રહુંઅ તો તેહની પાસે ॥ એહો તણી સેવા કરી એહોને પ્રસન્ન કરૂં એ આશે ।૭૧। પાસે રહી સેવા ફલ ઇચ્છે મારૂં સારૂં થાએ ॥ એ રીતે સેવા કરતા કરતા ફલિત મનોરથ થાએ ।૭૨। સેવા કરતા શુદ્ધ ભાવ તે ઉપજે છે તે વારે ॥ તે ભગવદીને ઠાકુર જાણવા લાગે છે એણે પ્રકારે ।૭૩। પછે રસાત્મિક સ્વરૂપનો અનુભવ થાએ પાંચ પ્રકારે ॥ અનુભવ એક સ્વરૂપ વિષે તે ભકત પ્રશ્ન વિચારે ।૭૪। યદ્યપિ પાસે રહી સેવા કરે છે અનેક પ્રકારે કોઇ ॥ પણ તે રસાત્મિક સ્વરૂપની પ્રાપ્તી તેહને રંચ ન હોઇ ।૭૫। તે શા માટે એહ રસાત્મિક સ્વરૂપ છે ભગવદી પાસે ॥ તે ભગવદીયની સેવા પ્રસન્નતા પાખે ન પ્રાપ્ત આશે ।૭૬। તો તેહવા ભગવદી વિરલા છે પ્રભુ પ્રાપ્તને અર્થ ॥ ભગવદીયની પ્રસન્નતા ઇચ્છે તે પણ વિરલા તદર્થ ।૭૭। એ રીતે વચનામૃત વ્હાલે પ્રગટ કર્યા હિત કાજે ॥ તેહને સ્વરૂપ જણાવ્યાની ઇચ્છા જાણ્યું તે મહેદ સમાજે ।૭૮। એક હવે સ્વરૂપે એ દર્શન આપે પાંચ પ્રકારે સાથ ॥ સમાજ સહીત શ્રી ગોકુલમાં લીલા કરે શ્રી ગોકુલનાથ ।૭૯। સૃષ્ટિ અનેક પ્રકારની છે સહુ ભિન્ન ભિન્ન તે રૂપ ॥ જેહને જેહવું દાન કર્યું છે તેણે લહ્યું છે તેહવું સ્વરૂવ ।૮૦। હું કહું છું મહાપ્રભુજી તણા તે અંગથી પ્રગટી સૃષ્ટિ ॥ જેહને કારણ પ્રાગટ કરીને કરી છે રસની વૃષ્ટિ ।૮૧। વલી નિજસંગે લેઇ અને પ્રગટયા લીલા કરતા પોતે ॥ કલીયુગમાં કલીજીવના સરખું રૂપ જણાવી ઓટે ।૮૨। પ્રકૃતિ ધર્માશ્રય મીતી પણ અપાકૃત એ સ્વરૂપ ॥ શ્રી વિઠલ ગ્રહે રૂક્ષ્મણી કુંખે પ્રગટયા ગોકુલ ભુપ ।૮૩। લીલા મંડલથી પ્રગટયા છે લીલાને નિત કાજ ॥

ઇચ્છા સમાન કરે નીત્ય લીલા લેઇ નિજ ભકત સમાજ ।૨૮૪। શ્રી ગોવર્ધન માંહે લીલાની રચના ગ્રહસ્થા ધર્મ સચી ॥ જીવ સરીખા થઇને પોતે કારજ તેહવા રચી ।૮૫। જે આસુરી જીવને દ્રષ્ટે પડે છે કૃપાત્મિક એહ સ્વરૂપ ॥ શ્રી ગોકુલપતિનું નિત્ય રમણીક જે લીલાત્મક રસિક અનુપ ।૮૬। આનંદ માત્ર કરપાદ મુખોદર ને વલી છે સર્વાંગ ॥ સૃષ્ટી સંપુર્ણ તેહજ રીતે જે છે નિજ અંતરંગ ।૮૭। તેહસું લીલા કરે છે નિત નૌતન શ્રી ગોકુલેશજી રસાલ ॥ એહવું રસાત્મિક વલ્લભ દુર્લભ પરમ કૃપાલ ।૮૮। વિઠલરાયજીનો વિવાહ કરીને રણથંભોરથી પધારી ॥ શ્રી ગોવર્ધન રહી એક માસ મહાઉછવ કરી રૂચીકારી ।૮૯। પરમ પ્રિય સ્થલ રહી મારો વ્હાલોજી કરે ચરિત્ર અનેક ॥ પ્રગટ ગોપ્યના એકત્ર કરીને દેખાડે ભિન્ન વિવેક ।૯૦। સેવા ચરિત્ર વિચિત્ર તે રીતે દેખાડી કરી નીતે ॥ અંતરંગ સંગ લીલા ભિન્ન તે કરે છે રસની રીતે ।૯૧। એહ સ્થલે એકાંત સદ્યાથી રહસ્ય લીલાનો અર્થ ॥ તેહ મનોરથ પુરણ કરવા રહયા તે સકલ સામર્થ ।૯૨। પરકીયા લીલા પ્રમુદીત થઇને કરે છે નાથ ॥ પ્રેમના પાત્રસું પરમ પ્રસન્ને થઇને એક સાથ ।૯૩। પાછલી રાતે ઉઠી વ્હાલો સેજથી ઉભા થઇ ॥ નિત્યના કૃત્યની રીતે ત્યાંહાં દંત ધાવન કરી રહીઅ ।૯૪। એકાંત પધારી આવી પીઢ બેસી મારો નાથ ॥ કરપદ ક્ષાલી કોગલા કરીને શ્રીમુખ ફેરે હાથ ।૯૫। મુખવસ્ત્રે મુખ પુછી વલ્લભ ચરણામૃત તે લે છે ॥ પછે જલપાન તે કરીને ઉઠી ત્યાંહાંથી પલે છે ।૯૬। તેલ ગાદીએ પધારી વ્હાલો તેલાભ્યંગ તે કરાવી ॥ જલઘરે આવી સ્નાન કરીને અંગવસ્ત્ર કર્યા મનભાવી ।૯૭। ધોતી ઉપરેણો ઓઢયો પીઢ બેઠા સોહે ॥ તિલક ધરી મુદ્રીકા પહેરી ભકત સહુ મન મોહે ।૯૮। સંધ્યા તર્પણ કરી દેખાડે મરજાદાને મરજાદ ॥ પુષ્ટી માર્ગી ભકતને સ્વરૂપ એ દીઠેથીજ અહેલાદ ।૯૯। પીઢેથી ઉઠી પધારે શ્રીનાથજી મંદીર વેગ ॥ ત્યાં જઇ મનોરથ પુરણ મનના સેવા મિસ થઇ નેગ ।૩૦૦। સેનોથીત સૃંગાર ધરાવી પાયોધાર્યા ફરી બહાર ॥ પરવત પર ગોવર્ધન પધારીને કરે છે વિવિધ પ્રકાર ।૧। ત્યાંના વાત્સલ્ય કરી મહા પ્રભુજી પાયોધારે નિજઘેર ॥ અહીં પણ આવી નિત્યની રીતે કૃત્ય કરી બહુ પેર ।૨। દેહ નૃત્ય કરી સ્નાનાદિક કરીને શ્રીનાથજી મંદીર જાય ।૨। રાજભોગ આરતી કરીને અણઅવસર ત્યાંહાં થાય ।૩। નિજબેઠક પાયોધારી ચટાઈએ બેસીને શ્રી ગોકુલનાથ ॥ દરશ દાન દે અતિ આનંદે જે નિરખે ભકતનો સાથ ।૪। ભોજનને પાયોધારી પોતે કરી ભોજન ફરી આવે ॥ ચોકીએ બેસી ધામ પ્રસંગે જલ આરોગે ભાવે ॥ બીડું આરોગી અતિ સુખ આપી હસતા હસતા ઉઠે ॥ સેજ પધારે વિસ્તારે અતિ આનંદે ત્રુઠે ।૬। પોઢી ઉઠી જલપાન કરીને બીડું આરોગે પ્રીતે ॥ ગાદી તકીએ આવી બેસે નિત્ય તણી તે રીતે ।૭। કો ક્ષણું બેસી દર્શન આપી હસિત વદને રસરૂપ ॥ ઉઠી એકાંત પધારી આવી ચરણ ક્ષાલણ કરી ભુપ ।૩૦૮।

તેલાભ્યંગ કરી શ્રીઅંગે કરે છે ગોકુલાધીસ ॥ ચોકી બેસી અભ્યંગ જલસું ભકત સહુ દે આશિષ ૧૦૯ કરી અંગવસ્ત્ર ને ધોતી ધરી અને ઉપરેણા ઓઢયો કૃપાલ ॥ પીઠે બેસી તિલક સોહે તિલક ને માલ ૧૧૦ મુદ્રીકા પહેરી ઉઠયા ત્યાંહાંથી પાયોધારે નાથજી ધામ ॥ ઉથાપનના કાજ કરીને હોએ સેન વિશ્રામં ૧૧૧ બાહેર આવી પધારે ઉપર શ્રીનાથજી મંદીર પોતે ॥ ત્યાં જઈ ત્યાંના કાજ કરીને પાયોધારે દિપક જોતે ૧૧૨ નિજ બેઠકે પાયોધારી વ્હાલો બેસે ગાદી તકીએ ॥ દર્શન દાન દે મન આનંદે શોભા તે કેમ કહીએ ૧૧૩ ત્યાંથી ઉઠી સેજ પધારી શ્રીમસ્તકે બાંધે પાગ ॥ છેલ છબીલા વલ્લભ વર તે પોઢે જુકત અનુરાગ ૧૧૪ લીલા નિત્ય પ્રકારે હોએ નવનવી અને ઉકતે ॥ શ્રી! વલ્લભ આનંદે ભરીયા ત્રીવીધ ભકત સંયુકતે ૧૧૫ નિંદ્રાને વશ કો ક્ષણં થઇને સમય વિચારી વેગ ॥ નિત્યની રિતે નિત્યક્રમ કરીને કાજ કરે નિત નેગ ૧૧૬ એણી રીતે અહર્નિશ વ્હાલો રહી ગોવર્ધન વાસ ॥ ગોવિંદ કુંડે નાવા પધારે વલી જ્યાંહાં ઇચ્છા પ્રકાશ ૧૧૭ ગાયને જલ પીવાતણું અસોકર્ય દીઠું તે પ્રભુ જ્યારે ॥ કુપ ખણાયો નામ ધરી ગોપાલ સાગર ત્યારે ૧૧૮ પરવતની પુછડી કહેવાયે ત્યાંહાં તે પશ્ચિમ ભાગ ॥ પાણી પીવાને ગૌને કાજે ધરીને મન અનુરાગ ૧૧૯ કુંડી કરાવી ચુરસ ભરાવી આવી પીએ ત્યાં નીર ॥ તૃણ ચરી આવી ગૌના વૃંદ તે પાણી પીએ થાએ ધીર ૧૨૦ અવકાસે પાયોધારે કયારે કદમખંડી જ્યાંહાં ॥ જલધરની પોખર હરજીની માનસી ગંગા ત્યાંહાં ૧૨૧ વિલક્ષ થઈ રમણ સ્થલ એણી પેરે અવલોકન કરે નાથ ॥ સેવાને અવકાશે બાગમાં ભકત સમાજ છે સાથ ૧૨૨ ગૌઅ તણા કૌતુક જુએ છે વૃંદ તે ચરવા જાય ॥ ફરી આવે ત્યારની શોભા તે જે કાંઇ તે સમય થાય ૧૩૩ પ્રથુક પ્રથુક છે ગૌ જેંગરા પોત પોતાને નિવાસ ॥ દોહોવાને સમય તે આવે નિજજન માને પાસ ૧૨૪ જેહનું નામ ગોવાલ તે લેઇને તેડે તે ધાઇ આવે ॥ એ દીજ તણું તે રૂપને જોઇ ગોકુલપતિ મન ભાવે ૧૨૫ એણી રીતે રહી ગોવર્ધન વલ્લભ વર એક માસ ॥ રણથંભોરથી આવીને લીલા કરી પ્રકાશ ૧૨૬ શ્રી ગોકુલની સુરતિ મન આણી ઇચ્છા કરી તે જ્યારે ॥ મંદીરનું સૌકર્ય કરીને પાયોધાર્યા છે ત્યરે ૧૨૭ લાડબાઇએ સમર્પ્યા હુતા જે ઘર તેણી વાર ॥ કોઈ એક દિન ત્યાંહાં રહેવા કેરો કરીને મન વિચાર ૧૨૮ શ્રી ગોવર્ધનથી મહેદ પદ પધારીને ઉતરીયા તે ઘેર ॥ તેહ પ્રસંગ આ લ કહું છું કરીને તેહવી પેર ૧૨૯ મહેદ પદ ... કરીને કરવા ઇચ્છું પ્રકાશ ૧૩૦

રજ કણીકા કેરી ધરી કૃપાની આશ ॥ આગલ વર્ણન નમન કરીને કરવા ઇચ્છું પ્રકાશ ૧૩૦ ... શ્રીમુખ વચને તેહ મહેદને સંગ્રહ કરવાને નિતપાઠ ॥ નિશદિન લીલા વલ્લભ કેરીના દર્શન દાન જે જે કાંઈ ઠાઠ ૧૩૧ મહેદ કૃપા દાને થકી હું રાખું મન માંહાં આશ ॥ નાગરને કરસે નિશ્ચય એ વિશ્વાસ ૧૩૨

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલનું ત્રીજા તરંગનું માંગલ્ય દસમું સમાપ્ત ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલનું ત્રીજા તરંગનું માંગલ્ય દસમું સમાપ્ત

શ્રી ગોવર્ધન રહી લીલા કરી તેહ ને મહેદ ભગવદીના સ્વરૂપ નિરૂપણનું

માંગલ્ય ૧૦ સંપુર્ણમ

# માંગલ્ય ૧૧ અગ્યારમું

રાગ : ઉથાપનને સમે વ્હાલો મારો સેજ બેઠા સોહે – એણી ભાંત ગવાશે.

શ્રી ગોકુલપતિ ગોકુલ ધણી શ્રી ગોકુલ પ્રાણ આધાર ॥ શ્રી ગોકુલેશજી નામ શ્રી ગોકુલ જીવન શ્રી ગોકુલેશ વર ।૧। શ્રી ગોકુલ મણી શ્રૃંગાર શ્રી ગોકુલનું ધન મહાત્મા ॥ છે લીલા ચરિત્ર વિચિત્ર રસભર વલ્લભ પુરણ કામ ।૨। મહેદ ચરણને નમન કરીને ધરૂં મનમાં આશ ॥ લીલા શ્રી ગોકુલપતીની પ્રેમે કરવા પ્રકાશ ।૩। વિવાહ શ્રી ગોપાલનો ને વિઠરાયજીના તેહ ॥ માંગલ્યને તે કહી આવ્યો શ્રી પાછલ પરમ સ્નેહ ।૪। રણુથંભોરથી પધારીને જે આવી ઠાકુરદ્વાર ॥ લીલા કરી મન ભાવતી શ્રી વિઠલ રાજકુમાર ।૫। તે પ્રસંગ હું કહી આવ્યો લીલા જે શ્રી ગોકુલેશ ॥ ઠાકુરદ્વાર રહીને કરે છે પરમ વરેસ ।૬। સેવા ફલ રૂપે તે દેખાડી દીધું દાન ॥ મહા ઉછાહે ઉછવ આવ્યો તે કર્યો પરમ નિધાન ।૭। માગસર સુદી સપ્તમી દિન પ્રગટયા શ્રી ગોકુલેશ ॥ નાથજીને મનોરથ ત્યાંહાં કર્યો પરમ વરેસ ।૮। વ્રજભુમી પરમ રસાલ રમણીક સ્વરૂપ અદભુત ઠામ ॥ પલાસ વૃક્ષ ત્યાંહાં અતિ ઘણા ને કુંજના આરામ ।૯। મોર બોલે પરમ સુંદર અનેક પક્ષી જાત ॥ કુંડ ઠામેઠામ ભર્યા પર્વતની વિક્ષાત ।૧૦। પર્વત મંદીર શ્રીનાથજીનું શોભાયમાન ॥ આસપાસ વૃક્ષ ઘવના સમીપ શ્રી પ્રભુ શાન ।૧૧। ધ્વજા ફરહરે ગીરીવર ઉપર સમૃદ્ધ મલે છે અનેક ॥ મહાન જુત દર્શન કરાવે તેહનો નહીં વિવેક ।૧૨। શ્રી વલ્લભ વર નિજ મંદીરમાં ભકત જુત પરીવાર ॥ શ્રીનાથજી સેવા સંગે ધરે ભોગ સૃંગાર ।૧૩। નિજ ઉછવ ત્યાં કરીને કરે લીલા નિજ રસાલ ॥ હેમંત રૂતુના ભોગ રાગ તે હોએ ભાંતિ વિશાલ ।૧૪। ભોગ સામગ્રી કરે જે પર્વત પર જે નેગ ॥ વિવિધ ભાંતી પ્રકારે થઇ ઉભય રસવસ ભેગ ।૧૫। એમ કરતાં આવ્યો છે પોષ વદીમાં જેહ ॥ ઉછવ શ્રી ગુસાંઇજીનો નવમી દિન તે તેહ ।૧૬। ઘણું ઉછાહ સહિત કીધો વાદ્ય ગાન સંયુકત ॥ ભકતને ત્યાં પ્રસાદ આવ્યો પકવાનની બહુ ઉકત ।૧૭। ભોજન કીધું કુટુંબ સહિત તહાં ભટ જે છે સંગ ॥ બીડા આપ્યા સર્વને ઉછાહા અંગોઅંગ ।૧૮। પોષ વદી ત્યાં વિતી એણીપેરે ફરી રહી એક માસ ॥ ભાંતિ ભાંતિના પુર્યા મનોરથ જેહને જેહવી આશ ।૧૯। એમ કરતાં આવ્યો ત્યાંહાં શુકલ પક્ષે પોષ ॥ શ્રી ગોકુલ પધાર્યાનું મુરત જે નિર્દોષ ।૨૦। પંચાગ શુદ્ધ લીધું મુહુર્ત ઇચ્છાને ઉદેશ ॥ શ્રી ગોવર્ધનથી વિજય કરે છે શ્રી ગોકુલનાથ નરેશ ।૨૧। હવે ફરી શ્રી ગોકુલ પધારે લીલા પરમ રસાલ ॥ ભકત સમાજસું ક્રીડા કલ્લોલ કરતા ગોકુલ પાલ ।૨૨। અતિ ઉછાહે પધારે છે શ્રી ગોકુલ ભણીય ॥ ભકત સહુ પરીવાર સંગે ફુલ મન અતિ ઘણી ।૨૩। શ્રીનાથજી સુખપાલમાં પધરાવ્યા છે સંગ ॥ પ્રથમ ત્યાંહાંથી પધરાવીયા તે રીતે ઉલટ અંગ ।૨૪।

ઘોડા રથ વાહેણી સાથે પોહોરૂઆ બહુ સાજ ॥ શ્રી ગોવર્ધનથી પાયોધારે શ્રી ગોકુલેશ મહારાજ ।૨૫। મારગમાં સુખ આપતા પાયોધારે વ્રજભુપ ॥ તુરંગ ઉપર સવાર પોતે શોભા પરમ અનુપ ।૨૬। પાગ વિચિત્ર સોહામણી તે કભાયની છે જોડ ॥ પટકો બાંધ્યો સુજની પહેરી છુટે બંધ સંઘોડ ।૨૭। ધુપખેડી શીષે કુંદણું મોજા પીંડુરી ચર્ણ ॥ શ્રીકરમાં મુદ્રીકા ને કુંડલ બેહુ કર્ણ ।૨૮। શ્રીમુખસું તંબોલ ચર્વિત અધર જો છતા લાલ ॥ ભાલ તિલક કેસર તણું ને કુમ કુમ દઇ રસાલ ।૨૯। નાસીકા અણીઆલી ને બેહુ નેગ પરમ રસાલ ॥ મુછ મનોહર દીસે ભ્રકુટી ને બેહુ ગાલ ।૩૦। ચિબુક ગ્રીવા માલ તુલસી ગુંજા મુકતા સંગ ॥ વૈજંતિ કભાય ભિતર આછાદયા સહુ અંગ ।૩૧। શ્રીમુખ ઉપર રજ તણી માર્ગમાં શેભા કોટ ॥ એક કરસું બાગ ગ્રહીને બીજે તે ચાબુક ચોટ ।૩૨। એડી ઈસાર તે તુરંગ તડકે ફરવા ઉંડાણુ ॥ ખુરીચ નૃત્ય રહેવાલ ચાલે પક્ષીગતિએ ઉડાણ ।૩૩। ઘાટી ગોધન યમુનાવતા ને અડીંગ વડ નીચે પાલ ॥ ઉતરી જલપાન બીડા આરોગી પરમ કૃપાલ ।૩૪। શ્રી ગોકુલની સુરતે વ્હાલો ચાલ્યા થઈ વેગ ॥ જુનસ્થી નગરાને મુકી રાજમાર્ગે નેગ ।૩૫। શ્રી યમુનાજી તીરે આવ્યા આરત જાણી નાથ ॥ સામા આવ્યા ભકત મલી શ્રી ગોકુલથી સહુ સાથ ।૩૬। ગાન મંગલ ધોલ કરે દરસ રસપાન ॥ વારતા સંગ હાસ્ય કટાક્ષે વલ્લભ સ્વરૂપનું દાન ।૩૭। દંડવત આવી કરે સહુ ચરણે નામે માથ ॥ સત્કાર કરે આવકાર દેઇને ગોકુલ કેરો નાથ ।૩૮। નાવ આણી સિદ્ધ કર્યા મલ્હાએ તેણીવાર ॥ અશ્વ ઉપરથી ઉતર્યા ને થયો જૈજૈકાર ।૩૯। નાથજીની પાલખી લેઇને બેઠા નાવ ॥ વહુજી ઔર વહુ બેટી મોદ મન અતિ ચાવ ।૪૦। શ્રી ગોપાલ ને વિઠલરાયજી એ લરિકા બેહુ સંગ ॥ ભકત સમાજ છે સર્વ કોઇ ને સેવક અંગ ।૪૧। નાવે બેસી પાર આવ્યા ગોકુલ કેરો ધણી ॥ પુલીનમાં ભીડ અતિ ઘણી થઇ શ્રી ગોકુલ ભણી ।૪૨। મંગલ ગાન નિશાન વાગે કદલી ખંભની હાર ॥ ગલી મધ્યે સાથીયા ને તોરણુ જયાં નિજદ્વાર ।૪૩। પાલા થઇ પાયોધારે પ્રભુ ભકત ભીડને સંગ ॥ સુખપાલ લેઈ શ્રી નાથજીની મોદ ભરીઆ અંગ ।૪૪। શ્રી ગોકુલ પ્રમુદિત થયું જેમ કુમુદ ચંદ્ર પ્રકાશ ॥ ભકત ભ્રમર ત્યાં આવ્યા બહુ લેવા ઉભય પ્રકાશ ।૪૫। ગલીમાં ભલી ભીડ સોહે મોહે ગોકુલભુપ ॥ સ્વરૂપ રસદાન દેતા પાયોધારે રસરૂપ ।૪૬। પગે પગે પરમ વલ્લભ દુર્લભી રૂપ અપાર ॥ પાયોધારતા જોઇને સહુ કરે જય જય કાર ।૪૭। મહાવનીયા કરે ગાન આગલ મૃંદગના થનકાર ॥ તાલ સંગે ગાએ છે પદ ભુષિત વસ્ત્ર શ્રૃંગાર ।૪૮। પાલખી સંગ પ્રાણ વલ્લભ પાછલ વહુજી સાથ ॥ વહુ બેટી સંગ તેહાને વૈશ્નવ નીરખે શ્રીનાથ ।૪૯। ધોલ માધવદાસનાસું આવે કરતા ગાન ॥ ભવ્ય ભુષણ વસ્ત્ર પહેર્યા ભર્યા મુખમાં પાન ।૫૦। શ્રી ગોકુલ ફુલી રહયું છે હરખે મોદ અપાર ॥

અગણીત આનંદ મંગલ ભાગ્ય તણો વિસ્તાર ।૫૧। ગલીમાં ભીડ તેટલી ને મુંડેરીએ હાર ।। દ્વારદ્વારે ઉભા સહુકો ને કરે જય ઉચાર ।૫૨। સ્વરૂપ દરસી વારણા લેઇ કરને ચટકે શીષ ।। ભલે આવ્યા ભાવ્યાસહુને કહી દે આશિષ ।૫૩। ચીરંજીવો બહુજીવો સતજીવો રાજ ।। ભાગ્ય ફલ્યા સહુ સૃષ્ટીના પાધાર્યા મહારાજ ।૫૪। કોટી વિધી સુખ આપીયા સંતોષીયા નિજદાસ ।। સ્વરૂપ દર્શન પ્રસન્ન કરીને પુર્ણ કીધી આસ ।૫૫। પુરણ કરીયને છે કરી આરત ચુર્ણ ।। વલ્લભ દર્શન દેઈને કર્યા સહુને પુર્ણ ।૫૬। ભુખ ભાંગી ભવ તણી રહી ન એક આધ્ય ।। નિરખ્યા ગોકુલપતિ ત્યારે થયું સુખ સહુ સાધ્ય ।૫૭। આનંદ સાગર લટયો ઉછાહનો નહીં પાર ।। હરખ આંસુ નયણે વરખે નિરખે પ્રાણ આધાર ।૫૮। શ્લોક અષ્ટક પઢે કોઇ કવિત દોહા છંદ ।। ગાહા ગાથા ઉચરે એ સમય કેરા પ્રબંધ ।૬૯। મંગલ કલસને લેઇ ઉભી સનમુખ ગોકુલ ભુપ ।। નગરના વાસી ને ભકત સહુ કો નિરખે વલ્લભ રૂપ ।૬૦। મોર કીગાર અપાર થાએ પારાવત રસ રીતે ।। નીલકંઠ ત્યાં શુકન આપે કરીને બહુ પ્રીતે ।૬૧। પક્ષી અનેક વિવેક બોલે આપ આપણે રંગ ।। શબ્દ ભર્યા સર્વ લાગે પક્ષી કેરા એક સંગ ।૬૨। ગાય સહુને હેત સબહુ વિધીન થન થકી પય ધાર ।। જેંગરા આનંદીયા તે કરે કલ્લોલ અપાર ।૬૩। ગલીયન મધ્યે પ્રવેશ કરી ને પાધાર્યા નિજદ્વાર ।। દર્શન દાન દેતા સહુને આનંદનો નહીં પાર ।૬૪। રતન ચોકની ગલીમાં યમુનાજી આવતા ત્યાંહાં ।। આગલ જે ઘર લાડબાઇના સમર્પ્યા પ્રભુને ત્યાંહાં ।૬૫। શ્રી ગુંસાંઈજીની બેઠક આવી હતી એહની વાટ ।। ગીરધરજીએ કરી લીધી તેહને તે માટે ।૬૬। લાડબાઇ ઘર એ સિદ્ધ કરી કર્યા મનોરથ પુર્ણ ।। કોઈ દિવલ લીલા અહીં કરીયને કરી આરત ચુર્ણ ।૬૭। એહ ઘરમાં પ્રવેશ કરીને વ્હાલો કરી આનંદ વૃષ્ટિ ।। નિત્ય ચરિત્ર નિત્યની રીતે સુખ આપ્યું સહુ સૃષ્ટિ ।૬૮। પ્રાત ઉઠી મંગલ દર્શન આપે ગોકુલભુપ ।। નિત્ય તણા સહુ કૃત્ય કરીને વલ્લભ રસિક સ્વરૂપ ।૭૯। નાહી ભીતર જઇને શ્રીનાથજીને સંકેત ।। વાત્સલ્યતાના વિચાર કરીને બાહેર ભકત તે હેત ।૭૦। પધારી દેહ કૃત્ય કરીને જયાંહાં જમુના તીર ।। જલ તણી તહાં કેલી કરે છે શોભાજીનો વીર ।૭૧। ભકત સમાજ તહાં ઉભા દરસે કેલી ચરિત્ર ।। બાહેર આવી અંગવસ્ત્ર કરી ધોતી પહેરી વિચિત્ર ।૭૨। તિલક કરી સંધ્યા કરીને પાધાર્યા ચંચલ ચાલ ।। આજાન બાહુ લટકતા ઉર સોહે તુલસી માલ ।૭૩। ચિતવની ચંચલ નેન કરતા હરતા ભકતના મન ।। પ્રફુલીત વદને સદને આવે ઉચારતા નેહ વચન ।૭૪। ઉપરણો ઓઢયો અંગોછો શીષે આવીયા નિજધામ ।। શ્રીનાથજીને રાજભોગ સરાવી પુરણ કામ ।૭૫। આરતી કરીને અનોસર કરી પધાર્યા બાહેર ।। ચટાઈ બેસી દાન આપે ભોજન તણો વિચાર ।૭૬। પોઢી પોઢી ઉથાપને બેસે તે બેઠક રાજ ।। સભા મંડિત મારો વ્હાલો શ્રી ગોકુલપતી મહારાજ ।૭૭।

દાન વિવિધ પ્રકારે આપે પરમ ઉદાર રાય ।। રાગ રંગ તહાં કરે ગુણીજન રીઝે આનંદ
આએ ।૭૮। રાગ પરાગની પેરે છાહી રહે પ્રકાસી સ્વરૂપ ।। રાગ તાન સહુ આવી ઉભા
દેખાડે નિજરૂપ ।૭૯। ગુણી દ્વારા ગુણ તે પોતા તણા કરે પ્રકાશ ।। રીઝે ગોકુલરાય તહાં
તે ગુણી મન હુલ્લાસ ।૮૦। શુદ્ધ તાલે રસાલ ધ્રુવપદ ગાએ ગુણી જે લોક ।। ચૌદ
બ્રહમાંડથી આવે જોવા સહુ થોકે થોક ।૮૧। વાદી વિવાદ કરવા આવે મરડે તેનું માન ।।
પંડિત આવે ગોષ્ટી અર્થે આપે તેઓને દાન ।૮૨। કથા કહે છે કો સમે કો સમે હાસ્ય
પ્રસંગ ।। કોઇ રીઝે હાસ્ય રસને કોઇ નિરખે શ્રી અંગ ।૮૩। પ્રશ્ન કરતાને ઉતર આપે
કો સમે જલપાન ।। બીડુ આરોગે તે સમે ને અધરામૃતનું દાન ।૮૪। ઉભા ભકત સમાજ
નિરખે આવે મલી મલી સંગ ।। પુરૂષ અંગે પ્રગટ નિરખે દુરી સ્ત્રીનો અંગ ।૮૫।
એહવે પ્રકારે નિત્ય બિરાજે શ્રી ગોકુલ કેરો ધણી ।। ભકત તણી વિભુતિ લેઈ અને રમણ
આરત તણી ।૮૬। કમલ પ્રફુલ્લીત સમે ભ્રંગી ભ્રંગાંગના તે સમેત ।। આવે છે ચહું દિસ
થકી સહુ તે સમે એ ભકત સંકેત ।૮૭। તે ત્યાંહાં એક સમે આવ્યો ત્રીપુરદાસ છે નામ ।।
રાએ રાયા અશ્રવતી દેશાધીપતીને ધામ ।૮૮। અકબરનો ઉમરાવ મોટો આવ્યો દર્શન
કાજ ।। દર્શન કરી સંતોષ પામ્યો વિનવ્યા મહારાજ ।૮૯। શ્રીજીએ સનમાન કરી દીધું
અલૌકીક દાન ।। જરકસી અતિ ચાદર ઓઢાડી પામ્યો તે માન ।૯૦। પ્રસન્ન થઇને બોલ્યો
ભાગ્ય માની ધન્ય ।। શરણે આવ્યો જીવ દૈવી વ્યાસંગ છુટયો અન્ય ।૯૧। પછે સવંત
સોલ અઠાવન વર્ષ તે ફાગુણ માસ ।। મંદીરનું તે મુહુર્ત લીધું એ વાત થઇ પ્રકાશ ।૯૨।
તે યાદવેંદ્ર દાસભાઇ વેહન વૈશ્નવ સાર ।। ભલે વૈશ્નવ શ્રીમુખે કરી કહ્યું છે કંઈ વાર ।૯૩।
રાત્ર માંહી નીંવ ખોદી તેહવોને કરી ચાવ ।। સેવા સરાહી એહોની પ્રભુ જોઈ મન ભાવ ।૯૪।
એ તનુજા સેવા કરીયને ભાગ્ય માન્યુ ધન્ય ।। નીંવ જોઇ પ્રભુ થયા ઘણું પ્રસન્ન ।૯૫।
નિજમંદીરનું મુહુર્ત લીધું કીધું તે નીવાર ।। સીરીયા રાજને પુછયું મંદિર તણો
વિચાર ।૯૬। કેટલેક દિનમાં સિદ્ધ કરેગો ઉઠાય મંદીર એહ ।। રાજ આજ્ઞા દેઓગે
તિતને દિનમે તેહ ।૯૯। કહયું રાજ કહો તિતને દિનમેં ઉઠાઉ મંદીર રાજ ।। શ્રીજીએ
કહ્યું એક મહીનામે સિદ્ધ કરો સબ કાજ ।૧૦૦। સિરિયા રાજે કહ્યું જે દિન વીસમે
કરૂં સિદ્ધ ।। એણી રીતે કહી મન વિચાર્યું સિરીયે પરમા વિદ્ધ ।૧। મંદિર સુંદર
રમણીક કરાવ્યો રમણ અર્થ પ્રકાશ ।। મોદે મન આરત ઘણી જન પુરવા બહુ આસ ।૨।
તે મંદીરને પછે સિદ્ધ કરતા તે થયા છે છમાસ ।। વિલંબ જોઇ આતુર થઈને કહી વાત
પ્રકાશ ।૩। ત્યારે તો સિરીયા રાજને શ્રીજીએ કહ્યું કરી હાસ્ય ।। વીસ દિન તબ કહે હતે
અબ લગાવત હે છે માસ ।૪। તે વારે સીરીયા રાજે વિનંતી પ્રભુને કરી ।। મેં તો રાજકો
મન બડાયા જબ કહોએ આકરી ।૫। રાજ મહીના એક કહયો તબ કહયો ચાહીએ દિન વીસ ।।

સેવકકો ધર્મ સહિત વે પ્રમાણ કરે કહો ઇસ ।૬। સેવકકો તબ ધરમ સહીત પ્રભુ આજ્ઞા જબહી પ્રમાન ।। આજ્ઞા ઉલંઘન કરે પ્રભુકી સો સેવક ધરમ ન એ જાન ।૮। તે તેહ તેમજ થયું શ્રી મંદીર તણું ચરિત્ર ।। છ વરસમાં ન થાએ તે થયા પરમ વિચિત્ર ।૮। છે માસમે ભએ સિદ્ધ એ કહયું છે શ્રીમુખે પોતે ।। પરમ રમણીક મણી મંદીર થયા તે ઉદ્યોતે ।૯। તે જુદા થયા પછી વિલંબ થયો તે કહયું શ્રીમુખે પોતે જેહ ।। ચાંપાભાઈ અધિકારી હતા તેહોને કહ્યું તેહ ।૧૦। મંદીરને અહીં ઉઠાવીયે ન દુર ।। એહોને નિકટતા અહીં રહી એહ મન અંકુર ।૧૧। તે સહન ધર્મ તે આધિદૈવીક રૂપે અહીં વાસ ।। સેવાએ છે સાવધાન તે રહે પ્રભુને પાસ ।૧૨। દોષ દ્વેષ મદ અહંકારના જે ધર્મ ।। તેહોને નહીં નિકટ પ્રભુને આવવા દે મર્મ ।૧૩। શ્રી ગોકુલપતિની સમીપ એહોનો નહીં રંચ પ્રવેશ ।। સહન ધર્મથી એહ સર્વે દુર કરે તે કલેશ ।૧૪। દ્રોહ દોષ ને દ્વેષ આદિ એ છે આસુર રૂપ ।। એના સંગી ઘણા છે જે મલે છે તે ચિદ્રુપ ।૧૫। એહવા ધર્મના આસુરભાવ જે છોત અસુર સમાન ।। એહની રક્ષા કરે પ્રભુ તેહને સહન ધર્મનું દાન ।૧૬। સુજાતિ તે જયાંહાં ધર્મ દેખે ઝીલે ભાવ સમાન ।। વિજાતીત્વે ગંધ ન દેખે તેસું મિલણે ગ્લાન ।૧૭। સહન ધર્મનું દાન કરે પ્રભુ તેહને સ્થાઇ ભાવ ।। વિવેક ધીરજ આસે જાતુ છે તેહને સનમુખ ચાવ ।૧૮। બડભ્રાત ને બડભ્રાત તનુજની દુષ્ટતા છે જેમ ।। શ્રીજીની સેવા માંહા છે સહન ધર્મ તે નેમ ।૧૯। માટે તે શ્રીજી સહુ તણે મન મોટા વિચારે હેત ।। માટે મંદીર અલગા કરવા તેણે નહીં સંકેત ।૨૦। ને ચાંપોભાઇ જાણે સહુ એ ભ્રાત કુલની રીત ।। માટે દુરાગ્રહ કરી કહે એ કરસે કાંઇ વિપરીત ।૨૧। એના દ્રોહનો ભય રહે તે વાત્સલ્ય ભાવે ભરીય ।। માટે મંદીર કરવા કેરી ઢીલ એણે કરીય ।૨૨। ચાંપાભાઇનું વચન પણ પ્રભુને કરવું પ્રમાણ ।। ચાંપાભાઈ અધિકારીની પ્રભુજીને મોટી કાણ ।૨૩। ચાંપાભાઈનું વચન પ્રભુજી કરે ઉલંઘન નહીં ।। તે ભ્રાત વાત્સલ્ય ગોકુલપતી ને ભ્રાત રક્ષા સહી ।૨૪। તે માટે વિલંબ થયો મંદીર તે કરવા ઘણો ।। પછે ઇચ્છા વસ થકી ચાંપાભાઇ તણો ।૨૫। અભાવ થયા પછી શ્રીજીનો સત્ય વિચાર ।। તેહજ રીતે મંદીર કરે થઇ આવ્યો પ્રકાર ।૨૬। ચાંપાભાઇ પરોક્ષ પછી મંદીર ઉઠાવા કરી ચાવ ।। મંદીર સુંદર સમાર્યા ને કર્યા જુત અનુભાવ ।૨૭। મંદીર ઉઠે ત્યાં પ્રભુ પોતે તે ઉભા રહેય ।। ભટ બાલક વૈશ્નવ સહુકો સમીપ શ્રીમુખ ચહેય ।૨૮। સાથ સહુકો કાજ મંદીર તહાં તે તેણીવાર ।। રાજ પણ ઉકતાઇ ઘણું તે રાત્ર દિન પ્રકાર ।૨૯। તે રાત્ર દિવસ એ કાજ માટે જાણે ઢીલ રખે થાય ।। નીમ ચણીને ઉંચી લાવ્યા ભરત હિત સમુદાય ।૩૦। ભરાવ સંપુર્ણ થયા વિના કામ ચાલે નહીં ।। માટે રાજ આવી પ્રભુ આગલ વીનતી કહીઅ ।૩૧। ભરાવ થાએ કોઇ દિન લાગે આસય લહીને એહ ।।

રાજે કહયું મથુરા તે તેટલે થઇ આવ્યું એહ ।૩૨। તેટલે તેવાર પ્રભુજી મહા ધીરજવાન ॥ બોલ્યા તેણીવાર તેહોસું કાલ કીજો પથીયાન ।૩૩। એમ કહયું મહા પ્રભુજીએ તે સાંભલી સહુ રાજ ॥ તે માસ છમાં થાય કાજ તે થયું રાતમાં કાજ ।૩૪। તે ભરાવ થયો એકજ રાતમાં ઇચ્છાને અનુસાર ॥ વૈશ્નવ સહુકો મલીયને કીધો તે તેણીવાર ।૩૫। ભરાવ થાતા વાર ન લાગી થઈ આવ્યો સઘ ॥ વૈશ્નવ સહુએ મલી કીધો સેવા લગી અણવધ ।૩૬। મંગાબાઇ કાલોલના તે મહા ભાગ્યવાન ॥ ૪૨ મનુષ્ય તેહની સંગે અનન્યતાનું દાન ।૩૭। મંદીર સુંદરની ચણાવટે કીધું તેવોને કાજ ॥ સામગ્રી પહોંચાડે સહુ એ જે સમે માગે રાજ ।૩૮। તનુજા સેવા જોઇ એહોની પ્રભુજી થયા પ્રસન્ન ॥ એ મંદીરની સેવા કરે ને ભાગ્ય માને ધન્ય ।૩૯। બીજા વૈશ્નવ એણીપેરે તેહ કરે છે સહુ કાજ ॥ મસાલો પહોંચાડે સહુ એ જયારે માગે રાજ ।૪૦। મંગાજીએ વિનતી પ્રભુને કરી જુત હાસ ॥ રાજે કલીંગડા દોષવંત વૈશ્નવને કીધા પ્રકાશ ।૪૧। ને મારે ઘેર તો કલીંગડા નિત જોઇએ મણ એક ॥ તેહનું શું કરવું તે કહો રાજ મને વિવેક ।૪૨। હાસ્ય વદને પ્રભુજી બોલ્યા તુમકું નાહીંન દોષ ॥ તુમકું નિર્દોષતા એમ બોલી વાર કોસ ।૪૩। મંગાજીનો ભાવ એ જે થાએ સામગ્રી જેહ ॥ ઉતમથી ઉતમ શ્રીજી આગલ રાખે તેહ ।૪૪। શેષ રહે તે અલગી રાખે વૈશ્નવ કાજ પ્રસાદ ॥ ને કુટુંબ છે તે બહુ એહોને એ મરજાદ ।૪૫। કલીંગડાનો ડખો કરે ને રોટલા તેહોને કાજ ॥ પરોસે બેસાડી તેહોને જે કો તે છે સમાજ ।૪૬। એહ હારદ્ર લઇને પ્રભુજીએ કર્યા નિર્દોષ ॥ વૈશ્નવને સામગ્રી સ્નેહે કુટુંબે એણે સંતોષ ।૪૭। હાસ્ય વિનોદ હોએ એણી પેરે પ્રભુ ને ભકત સંગ ॥ કાજ કર્તા રાજને વાધે મન ઉમંગ ।૪૮। એણીપેરે ઉતાવલું તે હોએ રમણનું ધામ ॥ ભકત સહુ કો આતુર થઇ આરતે કરે તે કામ ।૪૯। મંદીર તણી રચના વિચિત્ર તે રમણને સંકેત ॥ ગોપ્યથી એ પ્રગટ થાએ છે ભકત ભાગ્યને હેત ।૫૦। પ્રાગટય વલ્લભ વર એ મંદીર દુર્લભ થાએ છે સિદ્ધ ॥ ભકત ભાગ્યના ઉદય અર્થ રમણ હિત ગ્રહ નિધ ।૫૧। મંદીર મનોરથ ભરીયું પ્રગટે વલ્લભ રમણ વિચાર ॥ ભકત ભાવના નંગ જડિત જે જગમગે તે અપાર ।૫૨। સંયોગ રૂપ એ સદન ઉત્પન્ન હોએ છે રસરૂપ ॥ ભકત ભાગ્ય અવ્યકતનું એ મંદીર પરમ અનુપ ।૫૩। એ ધામ પુરણ કામ છે આરંભ નિત્ય સંયોગ ॥ એ ગ્રહ છે નવ નેહ રૂપે ટાલવા તે વિયોગ ।૫૪। એ સદન જોઇ મન મારૂં થાએ છે જે પ્રકાશ ॥ વલ્લભ લીલા રમણી રમવા નિત્ય છે જ્યાંહાં આશ ।૫૫। આનંદ ભર છે ઘર થાએ આનંદ દાનને અર્થ ॥ લીલા નૌતન જ્યાંહાં કરે ભકતને નિજ અર્થ ।૫૬। મહેદ સંજોગે સકલ અર્થે થયા છે ઉત્પન્ન ॥ ભકત વલ્લભસું રમણને હિત થાએ છે સંપન્ન ।૫૭। ધામ એ હરણ દુઃખનું કરણ ભકતને દાન ॥ વલ્લભ વર સંયોગ રસનું કરે અહીં પાન ।૫૮। એહ જુકત નાના વિધી ઉકતે થાએ છે શ્રીગોકુલમાં॥

નિત્ય રમણુના અર્થના એ ત્રિલોક માંહાં આંહાં ।૫૯। કોઈને સંયોગ સુલ્લભ દુર્લભ કોઇને એહ ॥ મંદીર સુંદર પરમ રમણીય થાએ છે સિધ્ધ જેહ ।૬૦। રાત્ર દિવસ એ રહસ્ય લીલા તણું વલ્લભ ગ્રેહ ॥ નિત્ય ચરીત્ર નિત્ય નવલી રીતે પ્રીતે રમણુનું જેહ ।૬૧। શ્રી ગોકુલપતિ અતિ પ્રગટ કરે તે રમણુનું ધામ ॥ જ્યાંહાં જુથે જુથ આવે રમવા વલ્લભ વરસું વામ ।૬૨। સ્નેહનું ઉદ્યોત કારક કૃપા સાગર રૂપ ॥ અષ્ટ પ્રહર જયાંહાં ભકત સહીત તે લીલા ગોકુલ ભુપ ।૬૩। એ મંદીરની પરમિત ના આવે જયાંહાં વિલસે આઠો જામ ॥ શ્રી ગોકુલેશ ભકત સમુહના જયાંહાં પુરે પુરણુ કામ ।૬૪। આનંદ નિત્ય વૃષ્ટિ હોએ મોદનો વિસ્તાર ॥ જગત મંગલ એહવું સદન ભકત આધાર ।૬૫। દાનની પરમિત નહીં જયાં નિત્ય ચરિત્ર છે નિત્ય ॥ શ્રી વલ્લભ વરનો નિવાસ અહર્નિસ ભકત સમુહના ચિત ।૬૬। વૈકુંઠ ન આવે તોલ એહની એહ ॥ પરમ વિચિત્ર ચરિત્ર ભર્યું શ્રી ગોકુલપતિનું જેહ ।૬૭। સૌકર્ય વિવિધ પ્રકારે જયાંહાં છે રમણુ રસને કાજ ॥ વ્દિદલાત્મક છે મંદીર સુંદર વિરહ સંગમ રાજ ।૬૮। સેવા મંદીર સુંદર જયાંહાં બેસે શ્રીનાથજી નિત ॥ સેન મંદીર ને રસોઈ જલધરા આદે દેઇ ચિત ।૬૯। શ્રીનાથજીની મંદીર તિબારી સેન મંદીર ધામ ॥ ડોલ તિબારી ને ચોક મોટું ગલી પુરણુ કામ ।૭૦। ભોજન સ્થલની તિબારી તહાં ચોક તે વલી હોય ॥ બીજી તિબારી કરી સૌકર્યની જ્યાંહાં છે ખાસી રસોઇ ।૭૧। ભોગ સામગ્રી કરવાના તે વલી સ્થલ પાસ ॥ સૌકર્યના કીધા ત્યાં જ્યાંહાં રસોઈના વાસ ।૭૨। વહુજીમંદીર સુંદર અટાલીયો ચહું પાસ ॥ છજાવટી મુંડેરી સીઢી અલૌકીક એ પ્રકાશ ।૭૩। પાનઘર મીઠાઇ કેરૂં શાકઘરની અટાલી ॥ ગલી આવ્યા ગમનને રીતી સહુ એ સુખાલી ।૭૪। જગમોહન માંહાં થઇને તે પધારે છે નિજધામ ॥ જગમોહન માંહાં ભંડાર દ્રવ્યનો કરી પુરણુ કામ ।૭૫। રચી બેઠક નિજ તહાં તે વસે છે વલ્લભ રૂપ ॥ કોઠા કારણુ કાજનો તે કર્યો બેઠકે ભુપ ।૭૬। હોમ ઘરની કોઠડીનું કર્યું દક્ષિણુ ભાગ ॥ બારી તહાં સુખકારી ભકતની વહુજી વાહાં સોહાગ ।૭૭। એકાંત ઘરની કોટડીને ચરણુ ક્ષાલણુ ઠામ ॥ વેદીની છે એક ચોતરી તહાં ચોક પુરણુ કામ ।૭૮। બેઠક તણી તિબારી સોહે ત્રીય જે લોક ॥ પુર્વ મુખ તે સદન સુંદર વારૂં ત્રણે લોક ।૭૯। બેઠકમાં ગાદી તકીએ બેસે ગોકુલ ધણી ॥ વિભુતી ભકતની લેઇને નિજ શ્રી વલ્લભ વર અતિ ઘણી ।૮૦। સેન લીલા નિમિત હિત નિસાયને જેમ ધ્યાન ॥ સુખસેજે રાચે તે ભોજન કરીને ભુતલ પેં દાન ।૮૧। બેઠક સનમુખ જલધરૂં ડોઢી દક્ષીણુ દ્વાર ॥ સીડી નિકટ છે ડોઢી તે પછી ઉપરનો વિસ્તાર ।૮૨। કોઠા ઉપર નિજ અટાલી શ્રી ગોપાલ બેસવા ધામ ॥ તે ઉપર ત્યાંહા ત્રીજે ખંડ છે રાયજી સયનનું ઠામ ।૮૩। જલઘર ઉપર સનમુખે ત્યાંહાં ફુલઘરની અટાલી ॥ ત્યાંહાંની મુંડેરીએ ભકત બેસી વલ્લભ રૂપ નિહાલી ।૮૪।

બેઠક તણી તિબારીના છે દેહ સ્થંભ રસાલ ॥ ટોડા છજાવટી ટાલું સુંદર મંદીર પરમ રસાલ ।૮૫। પ્રસાદી ભંડારની ઓરડી જલઘરથીય ॥ નિસરતાં બીજે દ્વાર ગલી તહાં છે સચીય ।૮૬। દ્વારપાલને બેસવા સ્થલ સીઢી નવ ભકતનું રૂપ ॥ લદાવ મારગ મંદીર કેરો નિરખવા ગોકુલ ભુપ ।૮૭। દ્વાર મનવૃતી ભકતની ઓણીપેરે મંદીર એહ ॥ પ્રગટ કીધું પ્રાણ વલ્લભ ગોપ્ય થકી રાજે જેહ ।૮૮। મંદીર કીધાં પ્રભુજી તે નિજ રમણને છે અર્થ ॥ ભકત સંગ રહસ્ય રંગે કરવા સકલ સામર્થ ।૮૯। શીતલતા સંયોગનીનું એ દુર્લભ ધામ ॥ મનોરથ નિજ ભકતનાનું છે તે પુરણ કામ ।૯૦। શ્રી વલ્લભનું જે વલ્લભ સદન છે મદન મનોહર રૂપ ॥ લીલા તણું સંકર્ય ત્યાંહાં ભકત ભાગ્યે સ્વરૂપ ।૯૧। ભકત મનોરથનું પુરક ચુરક આરત દાસ ॥ અભિલાખનું સતસાખ વર્ધે પુરણ ભકતની આશ ।૯૨। ભકત સહુના ચિતનું હિત એ નિત રમણીક એહ ॥ ભકતને ઉદબોધ કરતા વલ્લભ વાંછિત તેહ ।૯૩। પ્રતિક્ષણું દાન દે એ વલ્લભ દરસ સ્વરૂપ ॥ ગોકુલેક જન જીવન મુર્તી વિલસે લીલા અનુપ ।૯૪। આનંદનું આનંદ દાતા મંગલનું જીવન રૂપ ॥ જહાં અહરનીશ વિલસે છે ભકતસું ગોકુલ કેરો ભુપ ॥ પ્રતિ ક્ષણું ક્ષણું નવલી લીલા નવલ ભકતસું પ્રીત ॥ સંગમ વિરહની હોય છે જહાં આનંદ રસરીત ।૯૬। આરાધની ભજનીય ભકતનું જે મંદીરમાં સ્વરૂપ ॥ તે મંદીર સીધ એ છે પરમ વિચિત્ર અનુપ ।૯૭। મૃતિકા મધ્યેપાતી થઇ રાખે છે રસ રીતે ॥ ઉકંઠા ઉપજે ભકત મન જોઇ હિત પરસ્પર પ્રીતે ।૯૮। લીલાધામ છાયાવત થઇ નિરખે લીલા રસાલ ॥ નિત્ય નૌતન કરે ભકતસું જેહ ગોકુલ પાલ ।૯૯। સર્વે સેવા મનોરથે આવે છે તે થઇને સિદ્ધ ॥ પાષાણ આવે દ્રઢતા ભાવે ચાવ કરી ચિત મધ્ય ।૨૦૦। ઘાટ સુઘાટ થઇ થઇને કરી સનમુખ મન ॥ સત્ય મૃતિકા દારૂણ પાષાણ વિનિયોગે છે તન ।૧। વરી ચુનો લોહ આદિ વલી મસાલો જે સંગે ॥ નીર આવે નિપટ સ્વચ્છ જે કરવા સેવા શ્રી અંગે ।૨। રાજ મજુર ને સુતાર વલી લુહાર છે એ સલાટ ॥ બાંધણીયો ને ઓડ આવે સહુ એ સેવા માટ ।૩। ગર્થ આવે અર્થ સાધક અન્નાદિક તહાં કાજે ॥ ટોકડા ટોકડી અને વલી જેવડા તે સમાજે ।૪। ચેતન્ય સામગ્રી છે સહુ બહુ ગુણે તે ભરીય ॥ સેવા અર્થે સાવધાન એ આવી અહીં કરીય ।૫। ને સહાયક થઇ આવે કરે જે અંગ ઉપયોગ ॥ ભાગ્યવાન છે સર્વ ઉપર થાય તે વિનિયોગ ।૬। શકટ સારથીએ તે વિનંતી આવી કીધી એહ ॥ આરસપાષ તેહ તે કડેડામાં ઘણો ।૭। પાથર ના આવી શકે હમણા એ વીનતી મહારાજ ॥ બળદ રેતમાં નીહવે નહીં તેણે થાયે કેમ કાજ ।૮। ચોમાસે જમુનાજી જ્યારે ઈચ્છાને અનુભાવે ॥ જલને જોડે ઘાટ જસોદા બંગાલી ઘાટે આવે ।૯। હમણા તો પારના ખરીક નીચે સરસ ને આગલ નીર ॥ અને રેતી માંહાં તો બળદે પુરૂં પડતું નથી આ તીર ।૧૦। માટે પાથરતો નહીં આવે હમણાં શ્રી મહારાજ ॥ ચાતુર માસે પુરથી શ્રીયમુનાજીએ થાશે કાજ ।૨૧૧।

ત્યારે શ્રીજીએ શ્રીમુખે કહ્યું સુનો રે સખકોઉ ।। ઠાકુર ભલી કરેંગે તાતે ચિંતા મતી કરો કોઉ ।૧૨। પછે રાગમાં યમુનાજી આવ્યા જસોદા ઘાટ ભણીય ।। સેવા પરાયણ સર્વદાથી કાલિંદ્રી પ્રભુ તણી ।૧૩। તેણે આવીયા છે મન ભાવીયા છે સર્વને તે વાર ।। સેવા એ ઉપયોગની તે કરી મન વિચાર ।૧૪। તે લાડબાઇના બાલ તલે બંગાલી ઘાટને તીર ।। તે પાષણ લેઇને નાવ આવે છે જેમ મેઘ સંગ સમીર ।૧૫। આસય પહોંચે નહીં કોઇને થયો તે તણો તે બચાવ ।। પ્રગટ કીધો પ્રતાપ પોતે તે ઇચ્છાનો અનુભાવ ।૧૬। યમુનાજીએ સેવા કીધી ધરી ભાવ રસાલ ।। મધ્ય સ્થલ થઈ વિનિયોગ આણ્યું વાત્સલ્યતાઇ વિશાલ ।૧૭। એણે પ્રકારે સિદ્ધ કીધું નિધ ભકતની ગ્રેહ ।। વલ્લભ વર નિત વિલસવાને ભકત સંગે એહ ।૧૮। સિધ્ધ કરી સૌકર્ય સાથે કરી મુહુર્ત વિચાર ।। શુદ્ધ કરી સમરાવીયા આંનંદ ભરી અપાર ।૧૯। જોતસી તેડીને મુહુર્ત પુછ્યું શુદ્ધ ।। કહયું તેણે પંચાગ જોઇને ઇચ્છા વસ જેમ બુદ્ધ ।૨૦। વાર ઘટિકા પલ લગન ને ગ્રહ નક્ષત્ર અનુપ ।। યોગ સહુ સાધીને તે કહ્યું યથારથ રૂપ ।૨૧। કાજ આવે તે વસ્તુ શુદ્ધ છે વલ્લભ વરને હેત ।। શુધ્ધ વિના કાંઈ કાજ ન આવે એહવો પણ સંકેત ।૨૨। દોષ જેમાં રંચ હોએ તેનો નહીં ઉપયોગ ।। સદોષ વસ્તુને શુદ્ધ કરી સંગ બલે કરી વિનિયોગ ।૨૩। માટે દિન શુધ્ધ કરીને તે કર્યા મુહુરત પ્રકાર ।। ઉછાહા અતિ આનંદસું તે ગ્રહ પ્રવેસ વિચાર ।૨૪। સવંત સોલ અઠાવને વરસે અસાડ માસ ।। શુકલ પક્ષ સપ્તમી દિન કર્યો કુંભ નિવાસ ।૨૫। જે સામગ્રી ઉપયોગની તે પ્રથમ રાખી ત્યાંહાં ।। ઉલટ ઉછાહા હરખે ચોક ચોકમાંહાં ।૨૬। પુરીયા પરમ પવિત્રતાસું કરીયા ચિત્ર અનુપ ।। ચુન મધ્યે ગુલાલ રેખા મંગલના નિજરૂપ ।૨૭। હાથા દ્વારે તોરણ કદલી થંભ મંગલ કલસ ધરીયા ।। છાત પિછાઇ જરકસી ને આસનની રચના કરીય ।૨૮। જાજમ દુલીચા ગાદી તકીયા ને નૌતન છે સહુ સાજ ।। જલપાન ગડુઓ ચોકી ઉપર મુખવસ્ત્રનું લેઇ કાજ ।૨૯। અગર ધુપ ઉખેવીયા ને સોંઘા સાખ જવાદ ।। શોભા લેઈને ફુલસું સંગ હરખ ને એહલાદ ।૩૦। જલધરા અતિ શુધ્ધતાસું ભર્યા નિર્મલ નીર ।। પાત્ર મથના મૃણમય તણા ને ત્રાંબા પીતલ તીર ।૩૧। રજત ને વલી હેમના કોઈ ભર્યા ધર્યા છે પાત્ર ।। ભોગ સામગ્રી કરીય છે વિવિધ વાનગી માત્ર ।૩૨। રસોઈમાં વલી સિધ્ધ કરીયને ધરીયા છે ત્યાંહાં સાજ ।। હલદી આદિ વેગ રસ ને સીધાના જે જે સાજ ।૩૩। ચોખા મુંગ ને વલી ધૃત સારૂં અને તેલ ।। પાત્ર મુકયા કાજના સહુ કાંસા પિતલ મેલ ।૩૪। હાંડા કસેડી થાલ થાલી કઠછી કટોરા સંગ ।। કટોરી છે અને બહુ ગુણાવલી કરૂઓ રાજે રંગ ।૩૫। લોઢાના લોઢીયા ને કડછી આદિનો સાજ ।। શાક વાની બહુ તણા કરવાને ઉતમ કાજ ।૩૬। હાંડી ઢાંકણી આણી મુકી પાતલ સહુ એ નવીન ।। સર્પણ સુકો આણી મુકયા પ્રચારક છે પ્રવીણ ।૩૭।

અપરસ કરી નેમસું ત્યાં મુક્યાં આંધણુ હાંડે ભરીય ।। દુધને સંગ ખાંડ આવસે કાજ સમેત તે કરીય ।૩૮। એણીપેરે સહુ તત્પર કરી ધર્યા રસોઇના સહુ સાજ ।। વહુ બેટી આવ્યા વહુજી સંગે રસોઇના કરવા કાજ ।૩૯। નાહી અપરસ થઇને વસ્ત્ર ભુષણુ સ્વચ્છ ।। આવસે સહુ શૃંગાર જુત લીધે ને મારગ પછ ।૨૪૦। ભંડારમાં સહુ સામગ્રી આણી ભરી છે તેહ ।। સમય ઉપર કાજ આવે જોઇએ કાંઈ જેહ ।૪૧। પકવ પાનના બીડા સુંદર સીદ્ધ સંજોગ જુત જે સમર્પ્યા ।। પુષ્પ કેરા હાર વિચિત્ર તે થાક સહિત સુધાર્યા ।૪૨। સેન મંદીર પરમ રમણીય કામીની સુંદર મોહે ।। વાલ ભુષણે સેજ રચી ત્યાંહાં વસ્ત્ર ભુષિત સોહે ।૪૩। સુપેદી કોમલ ઉપર ઉજ્જવલ ચાદર સ્વચ્છ બિછાવી ।। બાલિસ્ત મખમલી ને લપેટણું ગિદું રાખ્યો લાવી ।૪૪। પગણે પર પાઇયા રાખ્યા શિરહાણેની ઓર ।। સેજ બંધ તે બાંધીયા ચાર પાઇએ ચહું ઓર ।૪૫। ચહું ઓર વાડે પલંગપોષ તે કુંદણ સહિત વિચિત્ર ।। તે સેજ બંધને કુંદણે તે ઝાવા માંહે ચિત્ર ।૪૬। તનસુખ ચાદર ઓઢવાને મુકી છે કરી ખાંત ।। પરિમલ સોંધે અતરે વાસી રાખી છે બહુ ભાંત ।૪૭। આછાદી રાખીયા તે સેન મંદીર સેજ ।। ચરણ-વસ્ત્ર બિછાવ્યું નીચે સમીપ ચોકી તેજ ।૪૮। ચોકી એક સિરાહાણા પાસે ગડુઓ મુકવા કાજ ।। ભોગ ને વલી પુષ્પ માલા બીડા પરીમલ સાજ ।૪૯। તષ્ટી ગડુઓ પાસ રહે તે હસ્ત ક્ષાલણુ કાજ ।। એણીપેરે સેન મંદીર રચ્યું સહિત એ સાજ ।૫૦। એ સહુ શ્રી વલ્લભ વરને આવસે વિનિયોગ ।। મંદીરનું મુહુરત કરીને કરસે જયારે સંજોગ ।૫૧। એણીપેરે સિદ્ધ કરી સહુ મંદીર ધરી આનંદ મન ।। પછે અસાડ સુદી નવમી આ દિને તે કીધો પ્રવેસ પ્રસન્ન ।૫૨। પધારીને પધરાવ્યા શ્રીનાથજીને સમુહુર્ત ।। આસને બેસાડીને તે કીધી હિતની પુર્ત ।૫૩। આરતી કરી ન્યોછાવરી ને ભોગ સમર્પ્યા આપ ।। વાત્સલ્યતા સહુ કાજ કરીને ટાલીયો પરિતાપ ।૫૪। દેખાડયું નિજભકતને એ વાત્સલ્યતાનું ચરિત્ર ।। પોતા તણું દુરાવી સ્વરૂપ ને દેખાડયું એ વિચિત્ર ।૫૫। પંચશબ્દા નગારા વાજીંત્રનો બહુ સાજ ।। ગાજી રહયું ત્રિલોક માંહાં તે ગ્રહ પ્રવેસને કાજ ।૫૬। દાન માન અનેક દીધાં જાચક આવ્યા બહુઅ ।। વલાવ્યા સંતુષ્ટ કરીને આશિષ દેઇ વલ્યા સહુઅ ।૫૭। ગૌઅ આપી બ્રાહ્મણુને તે સહિત સઘલા સાજ ।। વછ સહિત ને પય પુરીના દાન દીધાં આજ ।૫૮। બ્રાહ્મણુ સહુ સંતુષ્ઠ કીધા દ્રવ્ય આપ્યો સંગ ।। દાન પાત્રને જોઇ જોઇ વિદ્યોગતને અંગ ।૫૯। હેમ દક્ષિણા ઉપર તેહને દાનની જેમ યુકત ।૬૦। વરણુ વરણુની ગાય આપી અનુકરણુ સંયુકત ।। વેદ મંત્રે કરીયને તેમાં ઉકત વચન સંતુષ્ઠ થઇ અને સહુ વલ્યા આશિષ દીધી ઘણીય ।। સંપદા એ એણીપેરે આપો સહુ તણીય ।૬૧। ચીરંજીવો સતજીવો ધન સંતાનની વૃદ્ધિ ।। હોએ પુરો મનોરથ મન ।। ને ભકતની નિદ્ધ ।૨૬૨। ભકત જનની વૃદ્ધિ

લીલા નિરંતર નિત કરી રહો ચિતે પ્રસન્ન ।૬૩। નિત્ય નિરંતર નિર્વ્યાધી રહો તે શરીર બહુ સુખ ।। અષ્ટ પ્રહરએણીપેરે જોઉં શ્રી વલ્લભ મુખ ।૬૪। શ્રી ગોકુલેશજી ચિરંજીવો કહે વારંવાર ।। અષ્ટક ભણે આશિર્વાદ દે તે વેદ મંત્રે ઉચ્ચાર ।૬૫। આશિષ દે સહુ ઘણીપેરે ને વલે સંતુષ્ઠ થઇ ।। દંડવત કરી કરી પલાય તે ભામણા લેઇ લેઇ ।૬૬। પહેરામણી કરી સ્વજન સહુને કુટુંબ જ્યુત પરીવાર ।। બાલક બેટી વહુને વલી આપ્યા અલંકાર ।૬૭। વિવિધ ભુષણ ભાવતા ને વસ્ત્ર જે બહુ મોલ ।। કરાવ્યા નૌતન સહુને નહીં કો જેને તોલ ।૬૮। બ્રહ્મ ભોજન કરાવીયા ને સંતોષ્યા કરી પ્રિત ।। બીડા આપ્યા દક્ષિણા જેમ શાસ્ત્રની છે તે નીત ।૬૯। સીરીયારાજને હાથે ચુંડા કાને વીર વલી ।। વાગો આપ્યો ભવ્ય તેને પુર્વ આશા ફલી ।૭૦। પાગ પામરી ને જામો જરકસી ને પટુકો દર્વ ।। એહના સાથી સર્વને આપ્યું એણે પર્વ ।૭૧। બીજા રાજ સુતાર ને લુહાર ને સલાટ ।। ઓડ મજુર ને ચિતારા સંગ મોહોસલ છે જે માટ ।૭૨। ચાંપાભાઈ પરોક્ષ જે સમે અધિકારી શ્યામદાસ ।। ગોરા તે કહેવાય છે ને મોંઘોભાઈ વલી ખાસ ।૭૩। ગ્રહ પ્રવેશનો ઉછવ એણીપેરે હવો શ્રી ગોકુલ માંહાં ।। શ્રી ગોકુલ ધણીએ પ્રગટ કીધા કરી વાસ તે આંહાં ।૭૪। કરી ન્યોછાવરી સર્વને તે સંતુષ્ઠ થયા હરખી ।। કિર્તનીયા ને પખાવજી આદે વલી વાજીંત્રીય ।૭૫। આશ્રીત નેગી સહુકો વલી ઘર તણા જે દાસ ।। ચુનપ જે પહેરાવી ને ઇંટ વાલા પાસ ।૭૬। વલી વૈશ્નવે બહુ મનોરથ ધરી કરી ભેટ અપાર ।। પહેરામણી કરી પ્રભુજીને આરતી જે વાર ।૭૭। ન્યોછાવરી પ્રભુ પર કરી અને આપી તેણી વાર ।। મન મનોરથ બહુ બહુ વિધિના કર્યા સહુ પ્રકાર ।૭૮। વિવાહ કરીને પુત્ર કેરા વહુ વર લાવીયા ઘેર ।। મંદીર સુંદર નૌતન કીધાં કરી તે કાંઈ પેર ।૭૯। મનોરથ પુરણ કીધા સહુના પામીયા તે સુખ ।। અષ્ટ પ્રહર અવિલોકી તે વલ્લભ વર મુખ ।૮૦। શ્રી વલ્લભ લીલા નિરંતર કરે ભકત સંથુક્ત ।। સ્નેહ કૃપા ત્યાં સમીપ રાજે વાત્સલ્ય રીત અનુરકત ।૮૧। વિચે વિચે વ્હાલો પધારે છે ઠાકુરદ્વાર ।। મન ઇચ્છીત લીલા કરી ને ફરી પધારે આધાર ।૮૨। એક સમે ચરિત્ર વિચિત્ર કીધું તે દેખાડયું સહુ સાથ ।। શ્રી ગોવર્ધન પાગોધારીને શ્રી ગોકુલ કેરા નાથ ।૮૩। ઇચ્છા કરી પ્રભુ રાસ જોવા કોટી રસની રાસ કૃષ્ણચંદ્રનો આવેશ આવી ગોપી કરી તહાં પાસ ।૮૪। મોર મુકુટ તે શિષ ધરીને કછની કાછી જંઘા ।। વૈજંતિ પહેરી પુષ્પની પીતાંબર અંગ સંગ ।૮૫। મુરલી કરમાં કીંકીંણી કટી નુપુર પદ જુગ સોહે ।। શુધ્ધ રૂપ શ્રી કૃષ્ણચંદ્રનું દેખી સહુકો મોહે ।૮૬। નૃત્ય કરે સહુ તાલ પખાજ ને ગાએણ ગાએ ગાન ।। રાસલીલા તણા પદ તે સઘ સમે અનુમાન ।૮૭। મૃદંગના થંકાર સંગ છે તાલના ટંકાર ।। મુરલી મધ્ય મધ્ય બાજે છે મુખચંગના ઉચ્ચાર ।૮૮। હાથ જોડી મંડલી કરી નાચે ગોપી સંગ ।। કીંકીંણી કટી નુપુર પદ બાજેથી ઉઠે તરંગ ।૮૯।

થેઈ થેઈ થેઈ થેઇ કરીયને ઉઠે છે સુર લેઇ ।। સંગીત શબ્દે ઉઘટી ઉઘટી ઉચરે તાતા થેઈ ।૯૦। પદ ગાએ ને ભાવ દેખાડે હસ્તક ભેદ ઉચારે ।। ચલાવે પદ હસ્ત કમલ નૃત્ય કરે પ્રકારે ।૯૧। પ્રહસિત વદને નેત્ર હાસ્યે શ્રય હોય જેમ નૃત્ય ।। સુરતવંતા ભાવ લાવે સરસ કરે મનવૃત ।૯૨। થેઇ કરીને ગાન પાડે ફીરતા મંડલાકાર ।। હાથ જોડી એ રાસ રચના માન ગાન ઉચ્ચાર ।૯૩। થેઇ કરીને શીષ લટકો ચરણનો ઠમકાર ।। અનુકર્ણું જોઇ રસ ઉપજે મન રહસ્યનો જે વિસ્તાર ।૯૪। ગાન તાન બંધાન સુર મૃદંગ સંગ ચંગ તાલ ।। નૃત્ય નવનવે લેઇ ઉઠે રૂપસું તે રસાલ ।૯૫। સુલ્પ સંગીત ઉચ્ચરે મુખ અને કર પદ ચાલે ।। તાંડવે નૃત્ય કરીને તે ફીરે અંગ સંભાલે ।૯૬। રાસ મંડલે કરી ફીરે વલી છુટી નૃત્ય ગાન ।। થેઇના ઉચ્ચાર કરીને પાડે મધ્ય માન ।૯૭। એણીરીતે રાસ મંડલ કીર્તન ઠાકુરદ્વાર ।। શ્રીજીએ સનમુખ રહીને જોયું છે તે વાર ।૯૮। ભાવ એહનો ગુઢ છે તે કરૂં કાંઇ પ્રકાશ ।। ઈચ્છાથી મન સુચવ્યું જે કારણે એ રાસ ।૯૯। શ્રીનાથજીને જોયા કેરો હુતો મન અભિલાષ ।। શ્રીજીના મહાઉત્સવ તણો તેહ મનમાં હુલ્લાસ ।૩૦૦। તેહ મનોરથ પુરણ કીધો શ્રીજીએ ત્યાં રહી ।। કારણ ભિન્ન ઉપજાવીને તે આધ્ય રાખી નહીં ।૧। મહાઉછવનો ઉછાહ જોયો શ્રીનાથ ।। હરખી મનમાં પ્રમુદિત થઇને આણી ઉર એ ગાથ ।૨। નૃત્યનો મનોરથ તે ઉપજયો તે વાર ।। રાસ દ્વારા કરી દેખાડયો નૃત્યનો જે પ્રકાર ।૩। આવેશ આપી બહાર ને કરી ગોપ્ય પ્રવેશ ।। નૃત્ય કરી મન રીઝી ને તે ઉછાહા દર્શ ઉદ્દેશ ।૪। એણે કારણે રાસ કીર્તન થયું ઠાકુરદ્વાર ।। ભાવ તેનો જોઇ અંગી કીધો તેણીવાર ।૫। તે સત્કાર કીધો રાસનો આદિનો છે આજ ।। ઉભા રહયા ઘુર લગી પોતે શ્રી ગોકુલેશ મહારાજ ।૬। પ્રગટ એ લીલાનું કારણ ગોપ્ય વિષય અનેક ।। પુર્ણ મનોરથ કીધો પ્રભુજીએ કારણ કોટી વિવેક ।૭। મર્યાદીને મર્યાદે પોષ્યા એ રાસને સંકેત ।। પુષ્ટને સંતુષ્ટ રાખ્યા સ્વરૂપ દાન નીકેત ।૮। એહ રાસલીલા તણું છે કારણ જાણે તે નાથ ।। મર્યાદીને મર્યાદે સંતુષ્ઠ પુષ્ટ સ્વરૂપને સાથ ।૯। એહવા ચરિત્ર દેખાડે પ્રભુ પાતલો પ્રાકૃત કેરી રીતે ।। વર્ણ સમ દેઈ દાન સહુને ભાવની પ્રતીતે ।૧૦। અહર્નિસ એમ ઉભય સ્થલે લીલા કરે છે નિત્ય ।। ત્રિવીધ ભકતના ભાવ સમ દેઇ દાન રંજે ચિત ।૧૧। ગોપદેવી વહુને ગોણુ કર્યું શ્રી ગોકુલ માંહાં ।। પ્રાણમતી વહુ તણે ગોણે પધાર્યા પ્રભુ, ત્યાંહાં ।૧૨। શ્રી વિઠલરાયજીને સંગ લેઇને રણથંભોર છે જ્યાંહાં ।। માર્ગમાં સુરોઠ ગામ ઉતર્યા છે પ્રભુ ત્યાંહાં ।૧૩। રાત્રે શ્રીજી બેઠા હતા પાસે વૈશ્નવ સાથ ।। વારતા સ્નેહ તણી કરે છે શ્રી ગોકુલ કેરો નાથ ।૧૪। સ્નેહ તણો જે પ્રસંગ ચાલ્યો એણીવાર ।। સ્નેહ તણા ખોટ પારખુ પ્રભુ કર્યા મુખ ઉચાર ।૧૫। તહાં તે પોતે કહ્યું એણીપેરે એસો કોઉ નાંહીં ।। જાસું કરીયે સ્નેહ કહું આવે નાહીં મન માંહીં ।૧૬। ઔર જો કહું હોય તો દેખનકું જઇએ ત્યાંહાં ।। આ વસ્તુકી સો ખોટ હૈ વિચારો મનમાંહાં ।૧૭। સ્નેહનો નિર્વાહ કરે ને ચાલે મારગ સ્નેહ ।। દોષ રંચ ન આણે મનમાં એ વાત્સલ્યતાને ગ્રેહ ।૧૮। સ્નેહસું મન દીન રાખે ભાખે મૃદુલ વચન ।। સ્નેહીને જે સુખે સુખી અને એહજ સર્વથા મન ।૩૧૯।

એણી રીતે સ્નેહ પ્રસંગ તે કરે છે મારો નાથ ॥ સમય સમયને રહી સનમુખ સુણે ભક્ત જે સાથ ।૨૦।
પધાર્યા સમુદ્રબોર વ્હાલો કરી ગોણાની રીત ॥ શ્રી વિઠ્ઠલરાયજી પ્રાણમતી વહુજી શાસ્ત્રની જેમ નિત ।૨૧। ગોણું કરીને આવીયા ઘેર પ્રાણમતી વહુ સાથ ॥ શ્રી વિઠ્ઠલરાયજીને સંગે રંગે પોતે શ્રી ગોકુલનાથ ।૨૨। પાયેધાર્યા આનંદ ભર્યા શ્રી ગોકુલ કેરા ભુપ ॥ દર્શન દાન તે સૃષ્ટીને વૃષ્ટે અલૌક સ્વરૂપ ।૨૩। લીલા અહર્નિસ એણીપેરે કરે છે આનંદ કંદ ॥ ભક્ત ઉરમાંણે રંગ વરષ્યાં શ્રી ગોકુલ કેરા ચંદ ।૨૪। રૂપ અમૃત વૃષ્ટિ કરે છે સૃષ્ટી પર અષ્ટ જામ ॥ નવ પલ્લવને સંયોગેથી સૃષ્ટિને કરે છે પુરણ કામ ।૨૬। શ્રી વિઠ્ઠલ-રાયજીને ઘેર બાલક કારણે ઉત્પન્ન ॥ નામ તેહોનું ધર્યું વ્હાલે તે છે વ્રજરત્ન ।૨૭। ઉત્તરોત્તર સવેલો ચાલ્યો સૃષ્ટિ ॥ કૃત્ય થઈ અહીં અતિ ઘણી પ્રભુ કરી કંચન વૃષ્ટિ ।૨૮। એ પુત્ર વિઠ્ઠલરાયજીને ઘેર થયા છે જે વાર ॥ દ્રવ્ય અનેક ખરચ્યો પ્રભુ પુત્ર છે ઉદાર ।૨૯। શ્રીજીએ આણી કબાય એક તે પોતા કેરે પાસ ॥ નિહાલચંદ ભાઈ જલોટા હતા શ્રીજીના દાસ ।૩૦। તેહોને આપવા માંડી ત્યારે થયા તે ઉદાસ ॥ સંકુચાઈને ના કહી ત્યારે શ્રીમુખે વચન પ્રકાશ ।૩૧। હવે બોહોત દ્રવ્ય બિગાડ્યો છે ભંડારકો લે જો એ ॥ કબાય તુમકું દીજીયે તો બિગડ્યો સમરે સોએ ।૩૨। વિનંતી કરીને કહ્યું હું નહીં લેહું મહારાજ ॥ ત્યારે શ્રીજી બોલીયા તે શિક્ષા સુણાવા કાજ ।૩૩। વૈષ્ણવને ઉપયોગ આવે બિગડ્યું સમરે તેહ ॥ ભગવદી વિનિયોગ ન આવે સમર્યું બીગડે એહ ।૩૪। એ સિદ્ધાંત સુણાવ્યું પ્રભુજીએ ભક્ત શિક્ષા અર્થ ॥ ભગવદીના સબંધ વિના સામગ્રી સહુ વ્યર્થ ।૩૫। મહાપ્રભુ તણો આશ્રય લેઈને રાખી ત્યારે કબાય ॥ નિહાલચંદભાઈ જલોટા કૃપાપાત્ર લહેવાય ।૩૬। જેહોની રત પ્રભુ વિષે પ્રભુ વિના કાંઈ ન જાણે ॥ અનન્ય સ્વરૂપ છે એહોના ભગવદીત્વે પ્રમાણે ।૩૭। શ્રી વિઠ્ઠલરાયજીને ઘેર જનમ્યા વલી ભાગ્ય સુદેશ ॥ પ્રાણમતી વહુજીએ જાયા છે શ્રી ગોવર્ધનેશ ।૩૮। ઉછાહે શ્રીમહા પ્રભુજીએ તેહજ રીતે વિસ્તાર ॥ દાન માન તે દીધા વિપ્રને વાજીંત્ર વિવિધ પ્રકાર ।૩૯। ભક્ત સહુ કો હરખીયા દેખીયા દેખીને પ્રભુ પૌત્ર ॥ ભક્ત વત્સલ ગોકુલપતિ છે પરસ્પર એમ સુત્ર ।૩૪૦। ભક્ત ધર્મ છે પ્રીય પ્રભુને પ્રભુ સ્વરૂપ પ્રિય ભક્ત ॥ પરસ્પરના રસ તણું છે રૂપ અતિ અવ્યક્ત ।૪૧। ભક્ત કેરા ધર્મ ઉત્તમ પ્રભુને જે ઉપયોગ ॥ વાનગી બેચાર કહું છું સુણજો તે પ્રયોગ ।૪૨। અનન્ય આદિ ધર્મ જે છે પ્રભુના પ્રિય તે લહુંઅ ॥ અનન્યતા વલી સહનદાન વિવેક ધૈર્ય કહુંઅ ।૪૩। સ્વામી કારજે સુર ને વલી ટેક ને ઉદાર ॥ નિષ્કપટ આચારી સ્નેહી એ અંગે જે પ્રકાર ।૪૪। વાનગીને કહયા વલી સત્ય વકતા જેહ ॥ એ ધર્મ સમીપ પ્રભુ છે ને જે દાન સાધ્ય છે એહ ।૪૫। એ ધર્મમાનો એક જો હોએ વૈષ્ણવ પાસ ॥ તો સ્વરૂપમાં શ્રી પ્રભુ સમ તુલ્ય કહીએ તેહને પ્રકાશ ।૪૬। એ ધર્મના પાત્ર તે જેહને મહાપ્રભુ કરે દાન ॥ ધર્મ પ્રમાણે દાન તેહને ને કરે તે રસપાન ।૪૭। એક ધર્મ એક રસ એમ ધર્મ પ્રમાણે કહુંઅ ॥ ચંદ્ર કલા વત તેજની વૃધ્ધ વત રત લહુંઅ ।૩૪૮।

એક ધર્મ મુખ્યત્વે જયાંહાં સાંપ્રત્ય પ્રભુ એ પાસ ॥ તેહ ધર્મે ધર્મવાનથી લીલા માંહાં નિવાસ ।૪૯। પણ જે ધર્મ છે મુખ્ય તેમાં તે ધર્મની કાણે એહ ॥ ભગવદીને શ્રી વલ્લભ સર્વમાંથી જેહ ।૫૦। જેમ પુત્ર તે છે પિતાના તે નામ અટકની રીત ॥ તેમ પ્રભુને છે એ ધર્મ પક્ષની ધર્મ સમાને પ્રીત ।૫૧। મહાપ્રભુજીના દાન પાખે ધર્મ ન હોએ સંપન્ન ॥ એ ધર્મ રાખે જે દ્રઢ કરી તે પર પ્રભુજી પ્રસન્ન ।૫૨। ધર્મ થકી વૃધ્ધિ પામે ધર્મથી ધર્મ સંપન્ન થાએ ॥ શ્રી વલ્લભ ધર્મી સ્વરૂપના એ ધર્મ સહુ લહેવાય ।૫૩। એ ધર્મની વૃધ્ધિથી હોએ પ્રાપ્તી રસની તેહ ॥ શ્રી વલ્લભ સ્વરૂપ રસાત્મિકની હોએ પ્રાપ્તી એહ ।૫૪। એ ધર્મ નિર્દોષ સહુ હોએ નિર્દોષ તેહ ॥ નિર્દોષ પાત્રનું ગાત્ર જે છે એહ દાન તેને તેહ ।૫૫। દાન સામર્થ પ્રથુક ધર્મ પ્રથુક પાત્ર કહુંઅ ॥ એક વાનગી કારણ તે કહી સ્વરૂપ લહુંઅ ।૫૬। સંધાજી ત્યાંહાં સાહસ ને મંધાજી ત્યાંહાં અનન્ય ॥ દૈન્ય મોહનભાઈ ત્યાંહાં તે વીરબાઇ સહન્ય ।૫૭। સ્વામ્ય કારજ દામોદર જે જીવીબાઇનો પુત્ર ॥ મથુરા પધાર્યા મહાપ્રભુજી માલાને મામલે સુત્ર ।૫૮। માર એ ઉપર પડયો પણ મુકયો નહીં પ્રભુનો સાથ ॥ તે જલપાનનો ગડુઓ તે રાખ્યો પોતા કેરે હાથ ।૫૯। રૂપાબાઇનું શુરાપણું ને ધીરજ નારંગદેહ ॥ ટેક જવાજી માનાજી ગોકુલભાઇ સ્નેહ ।૬૦। ત્રીકમભાઇ ઉદારતા ને આચારી માધવદાસ ॥ વિવેક દામોદરદાસ વીરા સંગી જે ભાગ્યરાસ ।૬૧। શ્રેષ્ઠ વકતા દાદા નારાયણજી એ મહેદ ભકત ॥ અંતઃકરણના શુધ્ધ છે તે સુંદરભાઈ ઉકત ।૬૨। નિર્દોષતા શ્યામદાસ વિષ્ણુજી છે તે ભાગ્યવાન ॥ રતનબાઇની કાને એહોને કર્યું, છે એ દાન ।૬૩। વાત્સલ્યતાનું અંગ છે તે ભાઈ વિઠલદાસ ॥ એહ રીતે મહેદ ભકતને કહી કરી પ્રકાશ ।૬૪। એ ધર્મ છે ધર્મી સ્વરૂપના રાખ્યા છે એહો પાસ ॥ રસાત્મક સ્વરૂપ છે પ્રભુનું જેમ તે ભકત હરદય નિવાસ ।૬૫। ન્યારો ન્યારો રંગ વાનો તે ધ્વજા કેરો જેમ ॥ દેશાધીપતી ઉમરાવના વાના તે હોએ છે તેમ ।૬૬। વાને કરી ઓલખ્યું તે તેહનું કટક માંહે નામ ॥ તેમ ધર્મ વાનો એ મહેદ ભકતના જાણવ સુખધામ ।૬૭। એહ ધર્મના અનેક ભકત છે તારતમ્યે કરીય ॥ નિઃકેવલ ધર્મના તે એહ છે એહ ધનીય ।૬૮। વલી એ છે એ ધર્મ સબંધી નિઃકેવલ રસપાત્ર ॥ નિર્દોષતા લીધે હશે તેને જાણજો એ ગાત્ર ।૬૯। ને તે બીજા જે ધર્મ છે ઉપયોગ રહીત સંસારી ॥ કોઇ કોઇ તે ધર્મે ગ્રસિત છે તેહ ધર્મે વહેવારી ।૭૦। પ્રભુના ઉપયોગ રહીતના ધર્મ રાખે પાસ ॥ ઉપયોગ કેરા ધર્મ ત્યાંહાં નહીં પાલવે તે પ્રકાશ ।૭૧। ઉપયોગ પ્રભુના ધર્મ પુષ્ટ છે તે વિરલા ભાગ્યવાન ॥ કૃપા શકિતના સંગી એહોના દાન પાત્ર સમાન ।૭૨। વિરલા ભકત અવ્યકત છે તે ધર્મ વિરલા એ પણ ॥ કૃપાશકિતની સાથનાએ સુજાતીત્વે અગણ ।૭૩। એક એકથી સંવલિત થયેથી ઉપજે રસના સ્વાદ ॥ પયમાં મીશ્રી મલે જેમ સ્વાદથી અહેલાદ ।૭૪। સહનતા ત્યાંહાં દીન છે દીન છે ત્યાંહાં સ્નેહ ॥ સ્નેહ ત્યાંહાં વાત્સલ્યતાઈ વાત્સલ્યે સાહસ તેહ ।૭૫। સાહસ ત્યાંહાં ધીરજ હોએ ધીરજ છે ત્યાંહાં ટેક ॥ ટેક છે ત્યાંહાં સુરતના તે સ્કુરે સ્પષ્ટ વિવેક ।૭૬। સ્પષ્ટ અંતઃકરણ શુધ્ધતા શુધ્ધતા ત્યાં આચાર ॥ ધર્મનો આચાર ત્યાંહાં છે અનન્યતાના પ્રકાર ।૩૭૭।

અનન્ય છે ત્યાંહાં ઉદારતા ઉદારતા ત્યાંહાં નિર્દોષ ।। નિર્દોષ તહાં સાત્વિકતા છે સાત્વિક છે ત્યાંહાં સંતોષ ।૭૮। સંતોષ ત્યાંહાં આરત મીલણની આરત ત્યાંહાં પરિતાપ ।। પરીતાપ છે ત્યાંહાં કૃપા દુર્લભ કૃપા ત્યાંહાં વલ્લભ આપ ।૭૯। વલ્લભ ભકત સંજોગે છે ત્યાંહાં લીલાનો વિસ્તાર ।। જયાંહાં લીલા ત્યાંહાં પુર્ણ મનોરથ ઇચ્છીત ઉભય પ્રકાર ।૮૦। મનોરથ પુરણ થયેથી થાએ ફરી વિયોગ ।। વિપ્રયોગે થાયે જે તે તન્મયતાના પ્રયોગ ।૮૧। તનમયતાના પ્રયોગથી ફરી સંગમ હોએ પ્રકાશ ।। સંગમથી તે હોએ ફરીય લીલા રસિક વિલાસ ।૮૨। સમાન શીલના ધર્મ મીલણથી એમ હોએ રસની રીત ।। સંગમ વલ્લભ વરસું ફરી ફરી અધિક અતિ રતિ પ્રીત ।૮૩। અણઉપયોગી ધર્મ છે તે માયા શકિતના સંગી।। દોર્પ સ્ફુર્તિ અહંકાર નીંદા લોભી વિષય પ્રત્યંગી ।૮૪। અવિશ્વાસ ને અનાદર અવજ્ઞા જે મહેદ તણીય ।। એહવી સંપ્રદાય તે છે બહુ ગિણના ન થાએ તે તણીય ।૮૫। અણઉપયોગી ધર્મના છે માયાના જે સ્વરૂપ ।। હાવ ભાવે મલી જાએ થઇયે ને તે તદરૂપ ।૮૬। ઉપયોગી ધર્મને છોત લગાડી પ્રભુથી રાખે દુર ।। અણઉપયોગી ધર્મ પ્રવેશથી આવે અધર્મના પુર ।૮૭। અણઉપયોગી ધર્મની છાયા થકી છોત લાગે ।। ઉપયોગ કેરા ધર્મ ત્યાંહાંથી ભય પામીને ભાગે ।૮૮। અણઉપયોગી ધર્મના રૂપ માયાવી કરી છલે જે બુધ્ધ ।। હાવભાવે વસ કરી ને કરે તેને અશુદ્ધ ।૮૯। અશુદ્ધ થઇને જેમ મધપાની ગડથલીયા રહયો ખાય ।। એહવા પ્રકાર અનંત છે તે કયાંહાં લગી લખાય ।૯૦। અણઉપયોગી ધર્મનું તે કારણ લખવું વ્યર્થ ।। જે ધર્મ ઉચ્ચારથી તે હોએ કાંઇ અનર્થ ।૯૧। માયાશકિતના સંગી ધર્મ તે આસુરી સૃષ્ટિમાં મુખ્ય ।। હરદયમાં પ્રવેસીને તે કરે આસુર પક્ષ ।૯૨। માટે એહનું કારણ જો કો સાંભલસે નહીં તેહ ।। મહેદ તણી કૃપા તણુ છે પાત્ર જાણવું જેહ ।૯૩। ભાવ જેહોના હોએ અદ્ભુત ધર્મની છોતે ।। મહેદ દાનની કાનથી કૃપા કરે વલ્લભ પોતે ।૯૪। ન્યાલચંદ ભાઈ જલોટા પોતે પુષ્ટી સૃષ્ટિમાં શ્રેષ્ટ ।। કભાય આપી ગોકુલપતીએ કરી કૃપાની દ્રષ્ટિ ।૯૫। મહા પ્રભુએ ભગવદીનું એમ જણાવ્યું સ્વરૂપ ।। સ્નેહની અધીકતાએ પોતે ગોકુલ ભુપ ।૯૬। ભગવદીઓના સ્વરૂપ શુદ્ધને જાણવા એક નાથ ।। ને ગોકુલેશજીના સ્વરૂપને ઉર આણવા વિરલો સાથ ।૯૭। નિરંતર નિત્ય લીલા કરે છે ગોકુલકેરો નાથ ।। ભકત કેરી ભીડ મંદીર સહીત સહુ સાથ ।૯૮। અહીં લગી એ પ્રસંગ કહયો છે આગલ વલી વિસ્તાર ।। નિત્ય નિરંતર વાધતી લીલા તણો જે પ્રકાર ।૯૯। આગલે માંગલ્યે કહેસું મહેદને ચરણે લાગી ।। અનુભવ દાનની વિનતી કરી કહેવા નિમિત માગી ।૪૦૦। અષ્ટ પ્રહર મનમાં રહે છે મહેદ પદરજ આશ ।। દાસ નાગરને તે કરસે રાખે નહીં નીરાસ ।૧। ચરણે તેડી દરસ દેશે સ્વરૂપ વલ્લભ રૂપ ।। શ્રી ગોકુલેશજી તણું સ્વરૂપ જે નખશીખ પરમ અનુપ ।૪૦૨।

**ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ મહા અદભુત વિચિત્ર રસ તૃતીય તરંગનું**
**શ્રી ગોવર્ધનથી વિજય કરી શ્રી ગોકુલ પધાર્યાનું**
**માંગલ્ય ૧૧ સંપુર્ણ**

# માંગલ્ય ૧૨ બારમું

રાગ : રથ આગલ ભીડ ભકતની માચી-એણી જાતે ગવાસે.

મહેદ ભકત અનુરકત અચલ સોહાગી ।। એહ લીલા લખી તેહોને ચરણે લાગી ।૧। નહીં નયણે અનુભવ મુજ બુધ્ધિ પ્રકાસ ।। કવિ ધર્મ ચાતુરી નહીં અનુભવીય પાસ ।૨। ને લખવી શ્રી ગોકુલપતિની લીલા જેહ ।। કરે શ્રી ગોકુલમાં નિત્ય નૌતન તેહ ।૩। માટે મહેદ ચરણે લાગી માગી સહાય ।। લીલા પ્રાગટય જે ભુતલ તેહ લખાય ।૪। માહારે મહેદે જે અનુભવ નીરખી દીધો ।। શ્રી ગોકુલપતી સ્વરૂપથી રસપાન પીધો ।૫। શ્રી વલ્લભ સ્વરૂપને નયણે નિહાલી ।। લીલા ભકત સંયુકત અંગ અંગ ભાલી ।૬। કર્યું સ્વરૂપનું દાન વ્હાલે કૃપા સંયુકત ।। તે અનુરકત થઇ અનુભવે સ્વરૂપ આશકત ।૭। પુરે મનોરથ એ ભકત કેરા સહુઅ ।। ને પુરણ એહો થકી નિજ મનના બહુઅ ।૮। મોહનવર શ્રી વલ્લભજી ગોકુલ ધણી ।। ભકત સંગ લીલા નિત્ય નવલી ઘણી ।૯। એ મહેદ ભકત કૃપા થકી વલ્લભ સ્વરૂપ ।। પ્રાપ્ત થાતા તે વાર નહીં ગોકુલ ભુપ ।૧૦। શ્રી વલ્લભ લીલાના પાત્ર એ મહેદ ભકત ।। એ મહેદ ભકત વિના લીલા નહીં વ્યકત ।૧૧। એ વલ્લભ વરની લીલા રસાલી ।। મહેદ ભકત કૃપા વિના નહી જાય નિહાલી ।૧૨। લીલા લખી છે પ્રથમની જે સમુલ ।। પ્રાગટય આરંભથી તે સર્વ આમુલ ।૧૩। તે વિસ્તારે કાંઇ એક લખ્યું છે સર્વ ।। મુલકુલ પ્રાગટય કુરૂક્ષેત્ર પર્વ ।૧૪। પ્રથમ માંગલ્યે સુચવ્યું છે એ સહુઅ ।। નિત્ય ચરિત્રથી પ્રાગટય કર્યા જે બહુઅ ।૧૫। એહ લીલા ચરિત્ર છે અતિ અગાધ ।। મહેદ કૃપા વિના નહીં બીજે એ સાધ્ય ।૧૬। વલ્લભ લીલા ચરિત્ર વિચિત્ર છે જેહ ।। મહેદ ભકત વિસ્તારે કહ્યું છે બહુ તેહ ।૧૭। તેહ પ્રસંગ લખતામાં એ રહી ગયું ત્યારે ।। મહેદ અંગીકૃત તેહ રહે કેમ ન્યારે ।૧૮। માટે મહેદની રૂચી તે રહે ન વ્યર્થ ।। શ્રી ગોકુલ પ્રભુ ઉછવ તે સકલ સામર્થ ।૧૯। માટે ઇચ્છા અનુસારે હમણા લિખાય ।। પ્રભુ ઇચ્છા થકી એ રસ પ્રગટ થાએ ।૨૦। મારૂં ગાત્ર નહીં તે એક લગાર ।। ગાત્ર હિણને બલ આવ્યું એહ વિચાર ।૨૧। તેથી એ મેં ગ્રંથ લખવાનું ધૈર્ય ધર્યું ।। મહેદ ચરણ રજ માથે ધરી સાહસ કર્યું ।૨૨। એ મહેદ સ્વરૂપ મેં કાંઇ એક કહયા ।। એણે માંગલ્યે સૃષ્ટી અનેક જેહવા લહયા ।૨૩। એ મહેદ ભકતનું કાંઇ કહયું એક રૂપ ।। કહયું આસરા માત્ર અનુભવી સ્વરૂપ ।૨૪। પ્રભુ તણી સૃષ્ટિનો કોઇ પામે ન પાર ।। જાણે પ્રભુજી પ્રથુક એ સૃષ્ટિ તણો વિચાર ।૨૫। શ્રી ગોકુલ પ્રભુ એ સૃષ્ટિનું પ્રથુક કરી ।। યથારથ લહે પોતાની સર્વ વરી ।૨૬। પ્રતિ એક જે સૃષ્ટિના એ ભિન્ન રૂપ ।। બહુ વરણે છે તે એહોના સ્વરૂપ ।૨૭। સહુ કહેવાયે જે શ્રી વલ્લભજીની વરી ।। પણ તારતમ્યે વરણ સહુના ભિન્ન કરી ।૨૮।

તારતમ્ય તે કેમ કરી જાણ્યો જાએ ॥ સહુ શ્રી ગોકુલેશજીની સૃષ્ટિ કહેવાય ।૨૯। જાણવાનો પ્રકાર કહ્યો તેહ લહયું ॥ શ્રીજીએ શ્રીમુખ થકી છે જેમ કહયું ।૩૦। પંચોલીજીએ પુછયું છે પ્રશ્ન વિવેક ॥ રાજ વૈશ્નવ સર્વજ્ઞ છે એ એક ।૩૧। મુસકાઇને કહયું શ્રીજીએ કરી ઉખાણા ॥ જેસે તુમારે કહેત હે ગુજરાતે નાણા ।૩૨। ભિન્ન ભિન્ન સ્વરૂપ છે જેણે પ્રકાર ॥ કહું વાનગી માત્ર સુણી વિચાર ।૩૩। પુષ્ટી પ્રવાહ મર્યાદાની ટીકા માંહાં ॥ રૂપ જણાવ્યું છે મહાપ્રભુજીએ જયાંહા ।૩૪। તેહના રૂપ તેહની નેષ્ટા થકી જણાય ॥ ક્રીયા આચરણ જોઇ ઉરમાં આણાય ।૩૫। કહી આવ્યો છું સૃષ્ટિનો પ્રથમ પ્રકાર ॥ ઇચ્છા થકી ઉપજ્યો મન તેહવો વિચાર ।૩૬। વલી આ માંગલ્ય માંહાં કહેવા ઉદ્દેશ ॥ ઇચ્છા થકી ઉરમાં જેહવો પ્રવેસ ।૩૭। પુષ્ટી સૃષ્ટિ છે તેહના અનેક પ્રકાર ॥ કહેવાએ સહુ પુષ્ટ પણ ભિન્ન ભિન્ન વિચાર ।૩૮। મરજાદીના છે તે પણ મરજાદી નીતે ॥ અતિ અપાર છે લહેવાય તે શાસ્ત્ર રીતે ।૩૯। પ્રવાહીક પક્ષનું આચરણ લેખું ॥ પણ વરણમાં ભિન્ન દેખું ।૪૦। વલી સ્નેહ આસકત વ્યસનત્વે તણી ॥ વિવેક ધીરજ ને આશ્રયની એહ ઘણી ।૪૧। અને ત્રિ ગુણ છે પ્રથક પ્રથક તે કહુંઅ ॥ રાજસ તામસ સાત્વિક જેહ લહુંઅ ।૪૨। ઉતમ મધ્યમ અઘમ પણ આવી જે શરણ ॥ પ્રભુએ વિચારી કર્યા સહુના પ્રથુક વર્ણ ।૪૩। એક સહેતુક એક નિરહેતુક છે ભાવે ॥ એક સ્નેહ મહાતમ જુતની ચાવે ।૪૪। વલી એક છે મર્યાદી પુષ્ટ ભિન્ન ॥ છે કોઇ કેવલ મર્યાદી પુષ્ટ થકી પ્રછન્ન ।૪૫। કોઇ વલી મરજાદી પ્રવાહે મલી ॥ પ્રવાહીક કોઇ ને અલગી ઢલી ।૪૬। વલી મહાતમી કોઈ એક વિચારી કહું ॥ વલી મહાતમ જુત તે સ્નેહ લહુંઅ ।૪૭। કોઈ એક કેવલ સ્નેહની તે અવ્યકત ॥ વલી કોઇ કહી સ્નેહની ભલી આશકત ।૪૮। ને વલી કોઇ આસકતે અલગી ભાવી ॥ કોઈ આસકતે વ્યસનત્વે ભલી ફાવી ।૪૯। કોઇ વિસનત્વે કેવલ સ્વરૂપ સંગે ॥ છે અષ્ટ પ્રહર તનમય એક રંગે ।૫૦। કોઇ વિસનત્વે સ્નેહ સંયુકત નિરખે ॥ કોઇ મુગ્ધ ભાવે અવિલોકી હરખે ।૫૧। કોઈ મુગ્ધવત પ્રિયનું રૂપ નિહાલે ॥ કોઇ રસિક ભાવે ભરી મનમાં ઘાલે ।૫૨। કોઈને વાત્સલ્ય ભાવ છે શુધ્ધ ચિતે ॥ એણી રીતે શરણ આવે નિત નિતે ।૫૩। વરણ તારતમ્યે પ્રભુ અંગીકાર ॥ કરે વરણ તે પાત્ર કરી વિચાર ।૫૪। કોઈ સગુણ ને કોઈ નિર્ગુણ વિચાર ॥ વરણ ભેદ ભાવ ભેદે સહુના પ્રકાર ।૫૫। વરણ કરતા લહે એ સૃષ્ટીના રૂપ ॥ અંગીકાર પણ તેણી રીતે અનુપ ।૫૬। ઉપયોગી છે ધર્મ એ પ્રભુ તણા ॥ અણ ઉપયોગી માયાવાદી છે ઘણા ।૫૭। ઉપયોગી છે ધર્મ જે પ્રભુના પ્રિય ॥ તેહ તણું દાન સૃષ્ટિને સવથીય ।૫૮। ધર્મ સ્થાપિત કરે પ્રતિ એક એક ॥ કોઇને કેવલ કોઇને ભાંત અનેક ।૫૯। કોઇ એક બે ત્રણ એમ વૃધ્ધી વધે ॥ કોઇને અણ ઉપયોગી મેલીને સંધે ।૬૦। જેહને કેવલ પ્રિય ધર્મનું કરે દાન ॥ તેહને રસીક રસ જોગ રસ કરી પાન ।૬૧।

કેવલ નીજ પ્રિય ધર્મ સંયુકત જેહ ાા મહેદ ભકત તેહોને કહીએ તેહ ા૬૨ા પ્રિય ધર્મ જુત સ્વરૂપ નિજ વલ્લભ તણું ાા મહેદ ભકત પાસ રાખે કરી કૃપા ઘણું ા૬૩ા તે મહેદ ભકત કૃપાથી દાન જેહને ાા હોએ પ્રાપ્ત ભગવદીયત્વ જેહ તેહને ા૬૪ા મહેદ ભકતની કૃપા કરે આપ સમાન ાા લીલા નિત્ય નિરંતરની માંહાં તેહને દાન ા૬૫ા ને તે વલ્લભ સ્વરૂપને શુધ્ધ જાણે ાા થઇ ભાવસું રાખી ઉરમાં આણે ા૬૬ા ઉપયોગી ધર્મ છે તે છાયા માત્ર ાા કહું તેહ તણા નામ પ્રીય ધર્મ પાત્ર ા૬૭ા એ પ્રિય ધર્મ કરી દાન પોતે જણાવે ાા પ્રગટ થાવાને પોતેથી વચને આવે ા૬૮ા પ્રીય ધર્મ પદ વંદીને કહું પ્રકાસી ાા પ્રીય ધર્મના નામ ઉચરૂં હુલ્લાસી ા૬૯ા પ્રીય ધર્મ તણા કરવા પાઠ ાા જાણવા ધર્મ પ્રિય પાત્ર તેહ તણા ઠાઠ ા૭૦ા એથી પ્રથમ માંગલ્યે કહયું તે સુચન કરી ાા વલી વીલક્ષણ રૂપે કહું છું તે ફરી ા૭૧ા સાત્વિક સહન ને દૈન્ય જે મહેદ રૂપ ાા સ્નેહ આસકતે વિષનત્વે તેમ સ્વરૂપ ા૭૨ા વિવેક ધૈર્ય ને આશ્રય પુષ્ટ સમાજ ાા નિરગુણ અને અનન્યતા ટેક કાજ ા૭૩ા સત્યવકતા ને સાહસ ઉદારતાઇ ાા નિર્દોષતા અંતઃકરણ વિશુદ્ધતાઇ ા૭૪ા સ્વામ્ય કાર્ય ને સુરત્વ અને આચારી ાા વિશ્વાસપાત્ર ને વેધી રાજસી વિચારી ા૭૫ા સ્વાદી ભોગી દયાલ ને સ્વચ્છ પક્ષી ાા ચાતુરતાઇ ને દ્રઢતા જુત સ્વરૂપ લક્ષી ા૭૬ા પ્રહસીત મુખ ને છે નેત્ર વિલાસી ાા ગુણ ગ્રાહી ને આનંદી હાસ્ય પ્રકાસી ા૭૭ા હરદય કોમલ ને રીઝવાર દાતા ાા સબંધ તાપની સુબુધ્ધ ને રસે રાતા ા૭૮ા પ્રિય ધર્મ પ્રભુના માંહેથી જે જાણ્યા ાા તેહને વાચીક કરીને લેખને પ્રમાણ્યા ા૭૯ા એમાં મહેદ ધર્મ છે તે ઉતમ કોઈ ાા કોઇ મધ્ય ભાગે છે કોઈ સ્થુલ પક્ષ જોઇ ા૮૦ા પણ એ સહુ ઉતમ એક એક ાા યથા યોગ્ય એ દાન કરીને વિવેક ા૮૧ા પાત્ર સમાન છે ધર્મ એમાંથી દાન ાા મહદ ધર્મ ને મહેદને મહેદ સમાન ા૮૨ા યથા યોગ્ય છે પાત્ર સમ દાન ધર્મ ાા ધર્મ સમાન તે પાત્રને એહ મર્મ ા૮૩ા એ કહયા ઉપયોગી ધર્મ જે છે ાા અપકવ દિશાનાને જાણવા માટે તે છે ા૮૪ા અપકવ દિશાના જીવને છે સર્વ સમ ાા નથી જાણતા ક્ષાર અને સાર કેમ ા૮૫ા પુષ્ટી માર્ગના જીવ પણ નહીં માર્ગ જ્ઞાન ાા તેહોના બોધને જ્ઞાન અર્થે કહું છું નિદાન ા૮૬ા હવે અણુ ઉપયોગી ધર્મ અધર્મ સમાન ાા તેહના નામ કહું છું હિત અજ્ઞાન ા૮૭ા જ્ઞાન થાએ ઉપયોગી અણુઉપયોગી તણું ાા ભાવ ઉપયોગ અણુ ઉપયોગ પણું ા૮૮ા હવે નામ કહું છું તેહ કારણ કાજ ાા મિથ્યા ભાષણ પાખંડ થકી કાજ ા૮૯ા અહંકારને દોષ નિંદા વલી દ્વેષ ાા લોભ વિષય ને પરઘાત તણો ઉદેશ ા૯૦ા એણી રીતે છે અનેક માયા સંગી ાા પહેલા કહી આવ્યો છું દુર્મતીના અંગી ા૯૧ા માટે ફરી ફરીને સું લખુ કાજ ાા એહ લખ્યું છે તેહને જાણવા કાજ ા૯૨ા ધર્મ તણું તારતમ્ય જાણે થકીય ાા પાત્ર કુપાત્રને ઓલખે તેહ શકી ા૯૩ા હવે મહેદ ભકતને કરે કેવલ સંપન્ન ાા

ઉપયોગી ઉતમ ધર્મ થઇ પ્રપન્ન ।૯૪। શ્રી ગોકુલેશજી સ્વરૂપને યથારથ જાણે ।। લીલા ભકત સંયુક્ત ઉરમાં આણે ।૯૫। ને જેહને અંતરાય કરી હોએ સંયોગ ।। કોઈ દિવસ તેણે અંતરાય ભોગ ।૯૬। અંતરાયનો ભોગ ભોગવવો જેહને ।। ઉભય ધર્મ એકઠા કરી આપે છે તેહને ।૯૭। ઉપયોગી અણઉપયોગી ધર્મ સ્થાપે ।। અંતરાય સમ અણઉપયોગી આપે ।૯૮। અણઉપયોગી ધર્મથી અંતરાય ।। ઉપયોગીના સંગથી સંયોગ થાએ ।૯૯। અંતરાય કરાવે દુર્મતીનો સંગ ।। કરાવે છે સંયોગ ઉપયોગી અંગ ।૧૦૦। એહ તારતમ્ય જીવ અર્થ ।। લખ્યું સંક્ષેપે કરીયને છે તદર્થ ।૧। માટે જેહને મન હોએ સંગમની આસ ।। શ્રી વલ્લભ પદ કમલની પ્રેમે પ્રકાશ ।૨। તે અણઉપયોગી છે ધર્મ એહ ।। તેહનો સંગ કરવો નહીં કહું છું તેહ ।૩। એહજ વાત પર્યંતે એહજ સિદ્ધાંત ।। એહજ ઉતમ પંથની છે એ વાત ।૪। વરણ સમ મન આવસે તેહનું રૂપ ।। વરણ કરતા જણાવસે ગોકુલ ભુપ ।૫। વર્ણ વિવિધી કરતા શ્રી ગોકુલના ધણી ।। તારતમ્ય જાણવા ગતી પ્રભુ તણી ।૬। વર્ણ રૂપ શું વર્ણી કહેતા તે નામ ।। પ્રશ્ન ઉપજ્યું એ પુછવાનો ઠામ ।૭। કહું સમાધાન મહેદ ચરણે તે પરસી ।। શ્રી ગોકુલપતીએ તણું તે રૂપ દરસી ।૮। વરણ નામ છે રંગનું લીધે અંગ ।। વરણ કરતા કરે તેહવું હોએ સુરંગ ।૯। એ સૃષ્ટિના ન્યારા ન્યારા રૂપ જેહ ।। જાણે ગોકુલપતી છે સર્વના તેહ ।૧૦। કૃત્ય થકી વલી કાંઈ બાહાજય જણાએ ।। આચરણ ભાવના થકી મનમાં અણાએ ।૧૧। તેહોની દીસા થકી તેહો તણા મનના મર્મ ।। તેહો તણા તે વર્ણ ને ભાવ ધર્મ ।૧૨। કીધું વર્ણ શ્રી ગોકુલપતી જેહવું ।। થયું તે વર્ણ સમ તેહ તેહવું ।૧૩। વર્ણ નામ છે રંગનું સહુ પ્રમાણે ।। રંગનાર તે રંગના સ્વરૂપને જાણે ।૧૪। રંગનાર મન રંગ જેહવો ભાવે ।। તેહવો રંગ રંગે થઇ ચિત આવે ।૧૫। રંગ સીદ્ધ થયા પછી સહુ કોઇ લહે ।। રંગનું સ્વરૂપ તે નિરધાર કરી કહે ।૧૬। રંગ તણે દ્રષ્ટાંતે તે વરણ લહીએ ।। પ્રસિદ્ધ સમજવા માટે રંગનું નામ કહીએ ।૧૭। સર્વ રંગમાં રંગ છે કસુંબી તેહ ।। ઉતમથી ઉતમ કસુંબી જેહ ।૧૮। પુષ્ટ વરણ સહુ વરણમાં વરણ શ્રેષ્ઠ ।। જેથી શ્રી વલ્લભ વરની કૃપા વરેષ્ઠ ।૧૯। કસુંબી રંગ થકી બીજા સહુ રંગ વિજાતી ।। તેમ પુષ્ટીને મર્યાદી નહીં સુજાતી ।૨૦। પ્રવાહીકનો તો પુષ્ટ સમીપ ।। જેમ શુદ્ધ મુકતા થકી મુક્તા જેમ સીપ ।૨૧। પુષ્ટી થકી પ્રવાહ એમ ઉરમાં ધારો ।। કુસુંબ રંગ થકી નીલ એમ એ વિચારો ।૨૨। કેવલ નીલ રંગ થકી લાગે છોત ।। બીજો રંગ મલે થકી દીજે ઉદ્યોત ।૨૩। બીજા રંગ થકી નીલ રંગ તેમ પ્રવાહ ।। છોત લાગે છે નીલ રંગ થકી ઉમાહા ।૨૪। નીલ રંગ બીજા રંગની અભાવે ।। તેમ પ્રવાહી પુષ્ટ વિણ ચિત કાજ ન આવે ।૨૫। બીજા રંગ વિણ કેવલ નીલે છોત ।। તે પ્રવાહીકને પુષ્ટ વિણ નહીં ઉતમ જ્યોત ।૧૨૬। અનુગ્રહ વિના દાસ સ્વરૂપ થકી નિરાસ ।।

ભગવદી સંગ વિણ રસથી ઉદાસ ।૨૭। જેહનો અનુગ્રહ કરવો શ્રી વલ્લભ રાજે ॥
તેહને ભગવદીસું સંગ સ્નેહ સમાજે ।૨૮। જેહનો અનુગ્રહ નથી કરવો ગોકુલ ધણી ॥
તેહને દોષ નિરંતર રહે ભગવદી ભણી ।૨૯। નિંદા આદી કરે ભગવદીસું દ્રોહ રાખે ॥
ભગવદી વિણુ સંગ જેહ નીચ રાખે ।૩૦। અનુભવી અનુગ્રહી વિણ અવર જેહ ॥ નિંદિત
દોષવંત નીચ જાણવા તેહ ।૩૧। પરસ્પરથી ભગવદીય સંગ ॥ ભગવદી કરે આપ સમ
સેવા પ્રસંગ ।૩૨। પારસ પરસ કરે લોહને કનક સહી ॥ પણ પારસે પારસ કરવાની શકય
નહીં ।૩૩। ભગવદી સંગે ભગવદી કૃપા તે થકી ॥ થઈ ભગવદી ભગવદી કરે શકી ।૩૪।
ભગવદીનો મિલાપ ભગવદી સંગે ॥ નિર્દોષ છે સર્વથા પ્રતિ અંગે ।૩૫। ભગવદીની પ્રીત
છે તે નિષ્કામ ॥ ભગવદી મિલાપ માંહાં સ્વરૂપ ધામ ।૩૬। ભગવદી મિલાપ તે છે નિર્દોષ ॥
તે આસુરી જીવની દ્રષ્ટે પડે સદોષ ।૩૭। પ્રભુની લીલામાંહાં નહીં કામ પ્રવેસ ॥ ને પ્રભુ
ભકતને નહીં એહ ઉદ્દેસ ।૩૮। પ્રભુજી સમ છે એહ ભકતના સ્વરૂપ ॥ પ્રભુ ભકત છે તેમજ
લીલાનું રૂપ ।૩૯। આનંદ માત્ર કરપાદ મુખ ઉદર આદી ॥ તેમજ ભકત લીલા છે તે
નિત્ય અહ્લાદ ।૪૦। પરસ્પરની પ્રીત નીજ ભકત કેરી ॥ સ્નેહી માર્ગે એહ નિર્દોષ
હેરી ।૪૧। એહનું લેખન કર્યું છે શ્રીજીએ સાર ॥ શ્રી આચાર્યજીની કારીકાથી પ્રકાર ।૪૨।
દસમ તણે અધ્યાય છવીસમે ત્યાંહાં ॥ સમાપ્તે શ્રી આચાર્યજીની કારીકા ત્યાંહાં ।૪૩।
પાંચ કારીકા છે તે મધ્યે પહેલી જેહ ॥ ક્રીયા સર્વાપી સેવા કરે છે તેહ ।૪૪। પરકામો
[illegible]વેધ તે કહીય કહયું ॥ તાસ્યા કામસ્ય સંપુર્તિં એહ લહયું ।૪૫। નિષ્કામેન તીતાસ્તથા
એહ શ્લોક ॥ એહ કારીકા તણું લેખન અલોક ।૪૬। રસીક સ્વરૂપે રસાવેશ થઇ લખ્યું ॥
નિજદાસની રક્ષા હીતે પ્રગટ ભાખ્યું ।૪૭। જ્ઞાન માર્ગથી ટાલી સ્નેહ પંથ જણાવ્યો ॥
નિર્દોષ કર્યો જીવ રસ મારગે આવ્યો ।૪૮। એહ કારીકા તણું લેખન વિસ્તાર ॥ કેમ કહી
શકું મતિ મંદ છું અપાર ।૪૯। પણ પ્રભુ પદ કમલ સહાય કરી ॥ તાત પર્યંત માત્રે
એ હું ચિત ધરી ।૫૦। કહી આવ્યો છું પહેલું તે વલી કહું ॥ મહેદ દાનાર્થથી જેહવું
હું લહું ।૫૧। એહ રસરૂપ લીલા નિજ વલ્લભ કેરી ॥ નિજ ભકતસું આનંદ રૂપ હેરી ।૫૨।
લોક જાણે તે લોકવત પણ નહીં ॥ કામ અધીકારની ન હોએ અહીં ।૫૩। નિજભકત
અંગી કર્યું પ્રભુને ભોગે ॥ માટે ભગવદી દ્વારા વિનિયોગને જોગ ।૫૪। વસ્ત્ર ભુષણ ભોજન
આદી બહુ ॥ ગ્રહ દારા ને પુત્ર ધન પ્રાણ સહુઅ ।૫૫। ભક્ત દ્વારાનું સહુ વિનિયોગ આવે ॥
પ્રભુને સહુ એ સિધ્ધાંતે ભાવે ।૫૬। ક્રીયા સર્વ લૌકીક લોકને ભાષે ॥ પણ એહ રસાત્મિક
છે અલૌકીક આસે ।૫૭। એહજ રાખવું મનમાં નિશ્ચય ધારી ॥ ત્યાંહાં પરસ્પર પ્રીત
રૂચીસું વીચારી ।૫૮। આનંદ રસ પ્રગટ જે હોએ સંજોગ ॥ તેહનો ભોગી ગોકુલપતિ રસને
ભોગ ।૫૯। ભકત પરસ્પર મીલણે હોએ અહ્લાદ ॥ ગોકુલપતી ભોગ્ય તે રસના સ્વાદ ।૧૬૦।

કરે પરસ્પર કેલી રસ રીઝ દાન ।। તેહના ભોગી વલ્લભ વર રસને પાન ૧૬૧। એથી આગલ શું કહું વલી પ્રકાશી ।। સમાન શીલની પ્રીતના શ્રી વલ્લભ વિલાસી ૧૬૨। પુષ્ટી માર્ગી એણીપેરે ઉરમાં આણે ।। મર્યાદી હોએ તે નહીં કારણ જાણે ૧૬૩। ને પ્રવાહી આસુરી જીવ દોષ લાવે ।। એહ તારતમ્ય જાણે જેહને પ્રભુ જણાવે ૧૬૪। એસું તારતમ્ય છે મર્યાદા ને પ્રવાહે ।। વરણુ વરણુનો ભેદ એમ શ્રીજી ઠાહે ૧૬૫। કામ તણો અધીકારી ત્યાંહાં મન સદોષ ।। ભગવદી તણે સુખે મન રહે નિર્દોષ ૧૬૬। એ સિદ્ધાંત છે પ્રાગટય દીશા તણા ।। અનુભવી અનુગ્રહીકમાં તારતમ્ય ઘણા ૧૬૭। ભગવદી સંગ વિણુ ન હોએ શુદ્ધ પાત્ર ।। પ્રભુ સેવા રસ યોગ્ય નહીં તેહ ગાત્ર ૧૬૮। કામ પોતા તણે સુખે આણે દોષ ।। અધીકારી કામનો નહીં તે નિર્દોષ ૧૬૯। પ્રભુ લીલા કરે નીજ ભુ અલૌકીકે ।। ભગવદી સંગ મનોરથ થોક થોકે ૧૭૦। નર રૂપે ગોકુલપતી શ્રી ગોકુલેશ ।। સર્વ સ્ત્રી રૂપે છે લીલા ઉદ્દેશ ૧૭૧। એહ સ્વરૂપે નિજ ભકતને છે એ દાન ।। એહ સ્વરૂપથી સહુને રસનું પાન ૧૭૨। નર સ્વરૂપે આ ભકતનો છે અંગીકાર ।। એહ સ્વરૂપ વિણુ ભકતને કો નહીં આધાર ૧૭૩। સબંધ નહીં ભકતને ભિન્ન સ્વરૂપે ।। કૃપા કરી દેખાડ્યું છે વલ્લભ ભુપે ૧૭૪। અનુભવ કીધો વલ્લભ સ્વરૂપ સંગે ।। નયણે દીઠું તેહજ પ્રમાણુ કરે છે રંગે ૧૭૫। બીજે પક્ષે નહી લક્ષ તે કોટી પ્રકારે ।। અનુભવ્યું જે સ્વરૂપ ઉર તેહને ધારે ૧૭૬। પતિવૃત અને અનન્યતા જુત જે ટેક ।। અનુભવ્યું છે સ્વરૂપ વલ્લભ તે એક ૧૭૭। સંયોગ વિયોગ અયોગમાં વલ્લભ એહ ।। એહ સ્વરૂપને દર્શને ચેન નહીં તેહ ૧૭૮। ફલરૂપ શ્રી વલ્લભ ઘણું ।। કયાંહાં લગી લખીએ એહ સૃષ્ટી તણું ૧૭૯। એહજ સ્વરૂપ સમાન છે સૃષ્ટી એહ ।। લોકવત સહુ જાણે પણ અલૌકીક તેહ ૧૮૦। મહેદ ભકત અનુરકત અવ્યકત સ્વરૂપે ।। લીલા મધ્ય પાતી સમીપ ગોકુલભુપે ૧૮૧। પ્રભુ પ્રાગટ્ય સમ સહુ મહેદ ભકત ।। પ્રભુ લીલા હિત પ્રગટે છે અવ્યકત ૧૮૨। કદલી વન દ્રષ્ટાંત છે તે મહેદ સ્વરૂપ ।। ફલ પોતે સ્વાદીષ્ટ પણુ નહીં બીજ રૂપ ૧૮૩। ફલે બીજ નહી જેથી વૃક્ષ વેલ વાધે ।। મહેદ ભકત ફલ સંગ પણુ નહીં સંતતી લાધે ૧૮૪। મહેદ ભકતને સંતતિ નહીં કહીએ ।। ને જો હોએ તો કારણુ જુત તે અહીંય ૧૮૫। કો ભગવદી અપરાધથી અંતરાય જોગે ।। હોએ અપરાધે કરી ઉત્પન્ન સંજોગે ૧૮૬। મહેદ ભકત ઘેર આવી પ્રગટ તે હોએ ।। અંતરાય તણા ભોગ ભોગવે તેહીવારે ૧૮૭। જે ભગવદીને અપરાધ થઇ આવ્યો ।। આણુ ઉપયોગી ધર્મ તે સંગ કરાવ્યો ૧૮૮। તે અપરાધ અંતરાય થઇ આવે ।। પણુ બીજે ઘેર જન્મ કેમ કરી કરાવે ૧૮૯। તે ભગવદી મહેદ ઘેર ઉત્પન્ન થાએ ।। ભોગ સમાન તે ભોગવી નિજધામ પલાએ ૧૯। તે અપરાધની વાનગી કહું બે ચાર ।। જેથી ફરી પ્રગટવું પડે નહીં તેહ પ્રકાર ૧૯૧। કોઇ મહેદ આજ્ઞાની અવજ્ઞા તે કરે ।। કોઇ પ્રભુએ કહ્યું તે ન ચિત ધરે ૧૯૨।

કોઇ યોગ્યતા વિણુ મન મોટમ રાખે ।। ભગવદીની નિંદા મુખ થકી ભાખે ।૯૩। પ્રભુ વિનિયોગની વસ્તુ વિનિયોગ પોતે ।। તેથી ભોગ અંતરાયના આવી ઉદ્યોતે ।૯૪। અવસાન સમે અભિલાખ જે રહે ।। તે પ્રાપ્ત અર્થે જન્મ કરીને એહ લહે ।૯૫। એણી રીતે છે વિસ્તાર અનેક એહનો ।। કયાંહાં લગી કહીએ લહેવા પ્રકાર તેહનો ।૯૬। તે ભગવદી ફરીને જન્મ ધરે ।। ધરી જન્મ તે ભોગ પુરણ કરે ।૯૭। આગલ જેહને ઉદભવ નહીં સંતતી કેરો ।। કાજ કારણે આવી કરે ભોગ ફેરો ।૯૮। વલી કોઇ એક મહેદની સંતતી કારણ કાજ ।। ભોગ વસ થકી જન્મ લેઇ સજે સાજ ।૯૯। ભોગ અતિ ઘણો એહને છે અપાર ।। હુતો પ્રથમનો ને વલી કર્યો આવારે ।૨૦૦। તે થકી ભગવદી તણો ખુટે ન ભોગ ।। વાધતો જાએ છે જન્મ થકી કરસે સંજોગ ।૧। તેહની પ્રભુને નિજ અંગીકારની કાણ ।। કાણની તે પ્રભુને છે નિશ્ચય બાણ ।૨। તેણે ભગવદી તણી સુરત્વ ધરી ।। તેડી ચરણાર્વિંદે તે લે છે ફરી ।૩। પણ ભોગની અવધિ આવી નહીં ।। અંગીકારની કાણથી શકયો ન રહી ।૪। રહયો એહને અપરાધ તણો શેષ ।। તેણે કારણે ભોગવે સંતતી કેરો કલેસ ।૫। તેહનો દંડ તે તેહની સંતતી પામે ।। તેણે પામ્યો નહીં તે પામે તેહ સંતતને ઠામે ।૬। તેઓને તેણે કારણે સંતતી કહીએ લેખી ।। સંતતીની પણ સંતતી કહી વિસેખી ।૭। જેહને અપરાધ તેહને દંડ તેહવો ।। પ્રાચીન દોષ રહયો નહીં એ હમણાનો લહેવો ।૮। અણ ઉપયોગી ધર્મનો જેહવો સંગ ।। તેહવો અપરાધ દંડ તે અંગ ।૯। ઉપયોગી અણ ઉપયોગી ધર્મનો વેરો ।। તારતમ્ય પુર્વક મનને લાવી નેરો ।૧૦। કરવો તે વિચાર પ્રચાર માટે ।। સાવધાન રહીને જોવું ઘટે ।૧૧। અણ ઉપયોગી ધર્મને બાધક સંગ ।। ભોગવે સંતત કે અંતરાય અંગ ।૧૨। અપરાધના કહયા તે વલી કહું પ્રકાર ।। નિત્ય કૃત્ય અપરાધને તેહ વિચાર ।૧૩। શ્રીમુખ વચનેથી કહયું છે જાણવા કાજ ।। સુણજો સહુ વચન તે પ્રગટ આજ ।૧૪। એકાદસી તણો ગ્રંથ નિર્ણયનો એક ।। મહાપ્રભુજીએ કર્યો કરી વિવેક ।૧૫। તે ગ્રંથનું નામ વરસાએણ ધરી ।। લખ્યા છે બહુ ભાંતે તે નિર્ણય કરી ।૧૬। એકાદસી તણો દિન તે છે હરિ તણો ।। તે તણો પ્રકાર શ્રીજીએ લખ્યો છે ઘણો ।૧૭। એકાદસી હરિ વાસર શુદ્ધ સ્વચ્છ ।। દશમી દિન છે આસુર પક્ષ ।૧૮। તે દસમીનો પરસ હોએ અણું માત્ર ।। તો તે કાજ ન આવે વ્રત અર્થક પાત્ર ।૧૯। એકાદસીએ કરવું હરી વાસર વ્રત ।। દશમીના સ્પર્શથી તે ત્યાગ અત્ય ।૨૦। દસમી આસુરી તીથી છે વિજાતી અન્ય ।। તે સંસર્ગથી ટલીયો સુજાતી દિન ।૨૧। જેમ અમૃત ઘટમાંહાં બુંદ મદ્ય ।। તેમ સુજાતીને વિજાતી સંગ હોએ સદ્ય ।૨૨। અરૂણોદય વેળા જો સ્પર્શ હોય ।। પંચાવનમી ઘડીએ હોએ દસમી જો એ ।૨૩। દસમી તણા સ્પર્સની કાજ ન આવે ।। શ્રીજીએ આગ્રહ કરી લખ્યો છે નિર્ણય પ્રભાવે ।૨૪। પુર્વ પક્ષના સંદેહ કરવા દુર ।। પુરાણ પ્રમાણે ને વલી શાસ્ત્ર ભુરે ।૨૫।

એકાદસી ગ્રંથ શ્રીજીએ કીધો છે નિદાન ॥ અનેક ભાંતિ કરીને પક્ષે પુરાન ।૨૬। તે ગ્રંથ
માંહે લખ્યા છે અપરાધ ચાર ॥ તેહનો કહું છું સુણજો તેહ તે પ્રકાર ।૨૭। મનસા
અપરાધ એક વચનથી ॥ કૃત્ય કીધાનો ને વલી સંસર્ગથી ।૨૮। કોઇ વચન વિવેક ને મન
દ્રોહ પાપ ॥ અપરાધનો ભોગ ભોગવે તે આપ ।૨૯। કરે નિંદા વચને કરી મોટમ જણાવે ॥
દ્રોહ બુધ્ધે અથવા નિજ સહજ સુભાવે ।૩૦। કરે કૃત્ય અન્યાશ્રમ વલી જેહ ॥ ઘાત પાત
આદિ આચરે આચરણ તેહ ।૩૧। અણુ વિનિયોગ કરે તે મનને ભાવે ॥ નિજ તન મનના
સુખને અધાવે ।૩૨। અપરાધી વિજાતીનો સંગ કરે ॥ સંસર્ગ દોષ તેહનો તેહસું બુધ્ધી
હરે ।૩૩। ભગવદીસું પ્રપંચ વચન દાખે ॥ તે અપરાધ દંડ દેવાને અંતરાય રાખે ।૩૪।
ભગવદીસું ચાહ રહે એહ ॥ એમાં થકી એકું હોએ તો બાઝે તેહ ।૩૫। ભગવદીને
અંતરાય નિજ કૃત્ય કેરો ॥ તેહને ભગવદી પર વાધે દોષ ઘણેરો ।૩૬। દોષે દોષ વાધી
કરે પ્રતીકુલ ॥ સતસંગ ટાલે સનમુખતા ભુલ ।૩૭। અષ્ટ પ્રહર કરે ભગવદીની નીંદા ॥
તેમ તેમ અપરાધ કેરે પડે ફંદા ।૩૮। અને અરૂચ થાતી જાય ભગવદી સાથે ॥ ભગવદી
જસે અરૂચ અપરાધ ગાથે ।૩૯। દ્રોહ દ્રોષ ને ઈર્ષા વાધતી જાય ॥ નીચ સંગતે મન તેહનું
મગ્ન થાએ ।૪૦। તે ભગવદી ભોગે અંતરાય વૃધ્ધી ॥ ફરી જન્મ લેઈ વધારે સમૃધ્ધી ।૪૧।
પણ ભગવદી તણો અંગીકાર તે છે નિત ॥ તેમાં ન્યુનતા કરે નહીં પ્રભુ દ્રઢતા ચિત ।૪૨।
તે ભગવદીની સુરત્વ પ્રભુ કરે ॥ અંગીકારની કાણુ હરદય ધરે ।૪૩। તે શરણાગત વત્સલ
પ્રભુનું નામ ॥ અંતરાય દંડ દેઇને તેડે ધામ ।૪૪। પણ તે ભગવદી તણી સંતતી જેહ ॥
તેહ તણી સનમુખતા માંહાં હોએ ન્યુન તેહ ।૪૫। તેહ ભગવદીની કાણુ અંગીકાર માટે ॥
પણ તે તણીં સંતતીની નહીં અંગીકાર સાટે ।૪૬। તેહ કાણુ રહિત માટે સંતતી દંડ ॥
અપરાધ સમ દંડ દે સુક્ષ્મ પ્રચંડ ।૪૭। ભગવદી તણી કાણુ સંતતીં વિચાર ॥ ભગવદી
સંતત હોએ તો અંગીકાર ।૪૮। તે નિજ અંગીકૃતથાં સંતતી હોએ જેહ ॥ કર્મ ભોગની
સામથી કહીએ તેહ ।૪૯। અંગીકારની સૃષ્ટિમાં નહીં તેહ ॥ નીચ સંગતે ભટકે છે જહીં
તહીં તેહ ।૫૦। ફરી ફરી અવતરીને પ્રવાહે ભલે ॥ જાણી જાએ કૃત્ય થકી તે પુષ્ટમાં ન
મલે ।૫૧। એણે કારણે મહેદ ઘેર સંતતી લહી ॥ તે કર્મ ભોગની સુચનીકા એહ કહી ।૫૨।
હવે કૃપા રોષ થકી અંતરાય જેહ ॥ કહું કાંઇ એક રૂપ જે તણુંઅ તેહ ।૫૩। કૃપાદંડ તે
મન આરત વધારે ॥ જીવની વિમુખતાનો દુસંગ વિચારે ।૫૪। અંતરાયનું તારતમ્ય કૃપા
થકી જણાય ॥ શ્રી મુખ વચનથી તેહ પ્રમાણુ થાય ।૫૫। ભગવદીને અંતરાય બે પ્રકાર ॥
એક કૃપા થકી બીજો અપરાધ વિચાર ।૫૬। કૃપા દંડ તે પ્રભુનો પક્ષપાત ॥ સૌભાગ્ય
ગર્વ ટાલીને દીનતા ને દાત ।૫૭। ને અપરાધ તો જીવ બુદ્ધિથી પડે જ પડે ॥ તેહનો
અપરાધ પોતાને કે સંતતી વડે ।૨૫૮। એકને સાક્ષાત સહજ અપરાધ ભોગે ॥

થઇ અંતરાય થાએ ફરી તેહને સંજોગે ।૧૫૯। તેહને ભગવદીય પર હોએ અતિ ભાર ॥ કરે સેવા પોતે ભગવદી પ્રકાર ।૧૬૦। રહે દીનતા લીધે થઈ દાસ ॥ મહેદ પંથે તેહ તણા ભાવનો પ્રકાશ ।૧૬૧। નીચ સંગ તેહને નથી થાય ॥ ઉતમ સંગનો અભિલાખ કરી અઘાય ।૧૬૨। પ્રભુની કૃપાથી અંતરાય જેહને ॥ સૌભાગ્ય મદ ગર્વથી છોડાવે તેહને ।૧૬૩। દીનતા અતિ વાધે તે સાદરતાઇ ॥ વ્યાકુલ વિયોગે રહે ને ચિત ચરણે ધાઇ ।૧૬૪। કરે વિજ્ઞપ્તી અષ્ટ જામ પ્રભુ સમીપે તેહ ને ॥ કરે સુરતી ચરણે આવું એમ એહને ।૧૬૫। ઇચ્છા મનમાં પ્રભુ સમીપ જાઉં ત્યારે ॥ શ્રીમુખ જોઉંને અલગો ન થાઉં ક્યારે ।૧૬૬। એહવા ભગવદીનો અંતરાય તણો ॥ તેહનો વ્યાસંગ પાછલો સહુ એહ હણ્યો ।૧૬૭। કૃપા તણા અંતરાયનું રૂપ એહ ॥ શ્રીમુખે કરી કહયું છે વચન એ તેહ ।૧૬૮। કર્મભોગની સંતતીનું કહી આવ્યા ॥ એથી પહેલી કલીયોમાં સંક્ષેપે લાવ્યા ।૧૬૯। વલી ફરીને કહું છું તે સુણજો વાત ॥ કર્મ ભોગ તણી સંતતી કેરો વિખ્યાત ।૧૭૦। તે સંતતનો વ્યાસંગ પાછલો જેહને ॥ રહયો અપરાધ થકી તે છે કેહેને ।૧૭૧। ઘણે અપરાધે સંતતને આસુર સંગ ॥ કરે અકૃત્ય તે સમય ને તેણે અંગ ।૧૭૨। ભગવદીને દંડ નહીં પણ સંતતે જાણીએ ॥ નીચ સંગતે થઈ તે બહીરમુખ થાએ ।૧૭૩। તે ભગવદીને દંડ જે સંતત કુડી ॥ ઉત્પન્ન થઇ તે આસુર ભાવની ભુંડી ।૧૭૪। બાકી મહેદ ઘેર સંતતી હોએજ નહીં ॥ કોઇ ભગવદી અપરાધથી ફરી ઉત્પન્ન અહીં ।૧૭૫। એ કારણે મહેદ ઘેર સંતતી થઇ ॥ અપરાધને દંડથી નીચ સંગતે ગઇઅ ।૧૭૬। ભગવદીને અપરાધ દંડનો વિચાર ॥ તે સહુ દેખાયે છે તેહ તણી સંતતી દ્વાર ।૧૭૭। માટે મહેદ ભગવદીને કોઇ ન લેખે ॥ કામ ક્રોધ ને લોભાદી આણ સંક્ષેપ ।૧૭૮। પ્રભુ સમાન છે સ્વરૂપ ને ધર્મ આચાર ॥ છે નિષ્કલંક ને શંક રહિત પ્રકાર ।૧૭૯। માયા નહીં કાયા લગી જેહને વિયોગ ॥ મન મનોરથ પુરણ હોએ સંજોગ ।૧૮૦। શુદ્ધ સ્વચ્છ અંતઃ કરણ ને નહીં પ્રપંચ ॥ સંચે કપટ ધર્મ નહીં જ્યાંહાં આણ રંચ ।૧૮૧। શ્રી વલ્લભ સ્વરૂપે રહે મન અષ્ટ જામ ॥ મન વલ્લભ સ્વરૂપમાં એક કામ ।૧૮૨। પોતા તણો ભોગ ભગવદી સંતતી દ્વારા ॥ ભોગવે પણ જાએ નહીં અંગીકાર ।૧૮૩। મહેદ ભકતને ભોગ અંતરાય નહીંય ॥ ભગવદી કો અપરાધથી ફરી જન્મે અહીંય ।૧૮૪। એ રીતે કોઈ મહેદ ઘેર સંતતી જાણી ॥ પાછે બાકી મહેદ નિજઘેર સંતત ન આણી ।૧૮૫। પ્રાગટ્ય દિસામાં પ્રભુએ કર્યો અંગીકાર ॥ જેહનો જેહ રીતે તેહ પ્રકાર ।૧૮૬। એક ભાગ્યવાનનો કર્યો એણે વિચાર ॥ તન મન ધન આદિ દેઇ સહુ એકે વાર ।૧૮૭। રાણી દુર્ગાવતી આદિ જે ભકત શ્રેષ્ઠ ॥ તેહનો અંગીકાર તે મને ધને પ્રેષ્ઠ ।૧૮। જોબન તણો સ્વાદ એ તે ભજનાનંદ ॥ વૈભવ જુત અને વલી ભાગ્યવાનને તને અને મને ॥ અંગીકાર કોઈનો વલી મન ને ધને ।૧૯૦। ચિત ને વલી કોઈ એકનો તે મનેજ કરી ।૧૯૧। કોઇનું સર્વસ્વ વ્હાલે લીધું છે તે હરી ॥ ચિત વિત ને પ્રાણ દેહ નેહ કરી ।૧૯૨। વલી કોઇ એકની જે તનુજા કેરી ॥ કોઇ એકની કેવલ વિતુજાએ હેરી ।૧૯૩। વલી તનુજા વિતુજાનું તે કોઇને દાન ॥ કરી તેણે સેવા પ્રભુ દાન સમાન ।૧૯૪।

કોઇના સ્વદેહે કરીને અંગીકાર ॥ ભજનાનંદ દાન તણા વિચાર ।૯૫। કોઇ એકને શ્રીઅંગ તણી સેવાનું દાન ॥ કોઇને વાત્સલ્યતા તણું સુખ નિધાન ।૯૬। કોઇ ભકતના અંગીકાર સેવા દ્વારા ॥ સેવા બહુ વિધિની છે સેવક સારા ।૯૭। કોઇને રસ સેવા તારતમ્ય જુત ને દાન ॥ કોઇ હાસ્ય કટાક્ષે અંગ અંગ સમાન ।૯૮। કોઇને અંગ સેવા તણું દાન કીધું ॥ સુખાવહ શ્રી અંગનું માની લીધું ।૯૯। દ્વારપાલ કોઇ ને અશ્વપાલ ॥ કોઇ વાહેણી રથ સુખદ ને છે સુખપાલ ।૩૦૦। કોઇને સંક ને કોઇને પોહોરૂઆ કેરી ॥ કોઇ વાગા ને રાગે અનુરાગ હેરી ।૧। કોઇને પાન પરચારકી રસોઇ તણી ॥ કોઇને વસ્ત્ર સીવ્યા ને ધોયા વણી ।૨। કોઇને સ્વત કોઇને દ્રવ્ય આધીન ॥ એણી રીતે પ્રીતે સહુ કરે પ્રવીન ।૩। કોઈ ભકતના સ્વદેહ સ્નેહ ભાવે ॥ કોઈના મહેદ ભકત દ્વારા મનોરથ તે ફાવે ।૪। એણી રીતે અંગીકાર કરે પ્રભુજી પ્રીતે ॥ પોતે સ્વતઃને ભકત દ્વારા રસની રીતે ।૫। એ પ્રભુ કૌતુક કૌતીક થકી પ્રસન્ન ॥ નિજ પુરૂષાર્થ કરી ભકતને સંપન્ન ।૬। ને ભકતસું ભકત તે રમણે જુએ ॥ જોઈ સ્નેહ વાત્સલ્યતાએ આરત ખુએ ।૭। નિજ લીલા તણા જે છે રસ ચરિત્ર ॥ તે પ્રગટાવી પોતે એ લીલા વિચિત્ર ।૮। સમાન શીલે સ્નેહ મારગ સંગ ॥ અતિ પ્રિય છે વલ્લભજીને રંગ ।૯। મહેદ ભકતનો અંગીકાર પ્રભુને તેહ ॥ પરસ્પર મનો-રથ કરે છે સહુ એહ ।૧૦। ભગવદી ભગવદી થકી રસે તે જેહ ॥ ઉત્પન્ન રસ થાય છે તેહ જેહ ।૧૧। તે એહલાદ રસ ભોગથી વલ્લભ સ્વરૂપ ॥ ભગવદી દ્વારાનો જેહ અનુપ ।૧૨। તેહ રસના જેહ ઉપજે રસ એહલાદ ॥ તેહના ભોગી શ્રી વલ્લભ વર લેવા સ્વાદ ।૧૫। એહ સ્વરૂપ જાણે જે સ્નેહને પંથ ॥ જેહના ગોકુલપતી છે પ્રીતે કંથ ।૧૪। ભાંત ભાંતના પ્રભુને છે અંગીકાર ॥ કોઇને કોણ પ્રકાર કોઇને કોણ પ્રકાર ।૧૫। તેહનો પાર પામે નહીં કોઇ રંચ ॥ જાણે નહીં ને કોઇનો પ્રવેસ સંચ ।૧૬। મહેદ ભકત સહાય થકી કહયું વાનગી માત્ર ॥ કર્યા અંગીકાર પ્રભુજીએ જોઈ પાત્ર ।૧૭। કોઇ તન મન ધન પ્રથુકે કરી ॥ કોઇ રૂપ ગુણ જોબન ચિત ધરીય ।૧૮। કોઈ સેવા વાત્સલ્ય ને ભાવ ચાવ ॥ કોઇ પ્રીત રસ રીત કોઈ રસિક હાવ ।૧૯। કોઇ ભકત સુખ હેત સ્વાર્થ આપ ॥ કોઇ પરસ્પર ભકતનો જોઈ મિલાપ ।૩૨૦। કોઈ તણે મન આરત જોવા કાજ ॥ કોઇ અંતર હિતે લેવા લીલા સમાજ ।૨૧। કોઈ ચતુરતા જોઇ ચિતમાં આણી ॥ કીધા પ્રભુજીએ અંગીકાર કારણ જાણી ।૨૨। એણી રીતે સંયોગે રસના સ્વાદ ॥ અંગીકાર કરી ભકતને આપ્યા એહલાદ ।૨૩। કોઈને કરી સંયોગે કોઈને કરી વિયોગે ॥ કોઇને રસ દાન દે કરી યોગ્ય ।૨૪। અપરાધે કરી વિયોગે અંતરાય ॥ કોઈને કારણ જુત અંતરાય થાય ।૨૫। કોઈને ઇચ્છા સમ સામર્થ આપીને તેહ ॥ રાખી સ્થિતિ તે ભકત તણી કરી વિયોગે જેહ ।૨૬। કોઇને અપરાધ તણો દંડ દેવા કાજ ॥ અંગીકાર બહુ વીધી તેમ દંડના સાજ ।૨૭। કોઇને સંયોગમાં અંતરાય દંડ ॥ કોઇને સ્વદેહે સાક્ષાત સંજોગે ખંડ ।૨૮। કોઇને સ્વદેહે કરી કૃષ્ટે વિના કૃપા વિચારે ॥ કોઇને દેહ અંતરથી આરત વધારે ।૩૨૯। કોઈનું મન કરી વ્યાકુલ અંતરાય કાપે ॥

કોઇને ધને કરી નિજ સ્વરૂપને આપે ।૩૦। કોઇને એણી પેરે દંડ દે છે તે પોતે ॥ તેહની સંતતનો અંગીકાર નહીં જોતે ।૩૧। તેહોની સંતતને નહીં ઉતમ સંગ ॥ તેહોના સંગથી જાણવું તેહના અંગ ।૩૨। શ્રીમુખે આજ્ઞા દીધી છે તેહ કહું ॥ ભગવદી દ્વારા સુણ્યું તેહ લહુંઅ ।૩૩। પુત્ર પરખીએ મિત્ર થકી એહવું ॥ એણે કરીને સિધ્ધાંતે લહેવું ।૩૪। એણીભાંતે અનુગ્રહ ને દંડનું રૂપ ॥ જાણે અનુગ્રહીક શ્રી ગોકુલ ભુપ ।૩૫। માયા વિરૂધ્ધ છે પ્રભુ પ્રાપ્ત માંહાં ॥ ગ્રહ દારા પરીવાર પુત્ર ધન ત્યાંહાં ।૩૬। સર્વ માયાથી છુટી મન સ્વરૂપ પાગે ॥ તેહને સ્વરૂપ પ્રાપ્ત થાતાં વાર ન લાગે ।૩૭। નિસાધન તુન્ય ફલ પ્રાપ્ત વલ્લભ સ્વરૂપ ॥ પ્રગટ દંરસ રસે જે લીલા તણા છે સ્વરૂપ ।૩૮। કોઈ તણો અંગીકાર કોઇ કાણુ સાટે ॥ કોઈ તણી કાણુ રાખે અંગીકાર માટે ।૩૯। એહવો વલ્લભ વર છે વિચિત્ર રૂપ ॥ શ્રી ગોકુલપતી ગોકુલ તણો જે ભુપ ।૪૦। આનંદ મઈ નખ શીખે રસીક સ્વરૂપ ॥ ભક્તિ રસીક સંયુક્ત લીલા નીત નીત અનુપ ।૪૧। લીલા શ્રી ગોકુલમાં પુરણ પ્રભાવે ॥ ભાવ સમ સહુને દરસને લિખાવે ।૪૨। આપે ઇચ્છા સમ દાન સ્વરૂપે તે વરી ॥ થાએ તૃપ્તી સહુ સૃષ્ટી દાન વૃષ્ટિ કરી ।૪૩। વરણુ સમ સહુ સૃષ્ટીને દાન આપે ॥ સ્વરૂપ ધર્મે કોઇને છે તે જસ પ્રતાપે ।૪૪। લીલા ગોપ્ય પ્રકાસ કરે પ્રગટ પોતે ॥ ભકત સમાજે નિરંતર મંદીર સોહતે ।૪૫। ગ્રહસ્થા ધર્મ તણા મર્મ ન જાણે કોઈ ॥ સ્વકીયા પરકીયા લીલા કરે છે જોઈ ।૪૬। જાણે અનુભવી ભાગ્યવાન તે છે ॥ વરણુ સમ સ્વરૂપના રસીયા જે છે ।૪૭। ગ્રહીણી પુત્ર પુત્રી પરીવાર ॥ સેવા વાત્સલ્યતા જુત શ્રી ગોકુલનાથ ।૪૮। બિરાજે વૃજમંડલે શ્રી ગોકુલ ધામ ॥ ને શ્રી ગોવર્ધન એ લીલાના ધામ ।૪૯। અષ્ટ સિધી નવ નીધી ઉભી છે દ્વારે ॥ નવધા ભક્તિ થઈ સીઢી સેવા વિચારે ।૫૦। નવે રસ સંયુક્ત આંગણુ તિબારી ॥ ચોસઠ કલાની બેઠક ચિત્રકારી ।૫૧। ખટ શાસ્ત્ર ને ચારે વેદ વકતા પાસ ॥ અઢાર પુરાણુ શ્રી ભગવત ગીતા પ્રકાશ ।૫૨। અષ્ટ નાયકાના જુથ સમીપ સંગે ॥ ત્રીવિધ ભાવના ભકત અનુરકત રંગે ।૫૩। સગુણુ નિરગુણ પુષ્ટી મર્યાદી ઉભા ॥ અગણીત આનંદે સૃષ્ટિ તણી શોભા ।૫૪। એણીરીતે બિરાજે છે શ્રી ગોકુલભુપ ॥ મનુષ્ય આકૃત તે પ્રાકૃતે પ્રગટ સ્વરૂપ ।૫૫। નરદેહ એ નરના ચરિત્ર સહુઅ ॥ રસમુર્તી વલ્લભ વર તણી લહું ।૫૬। એણીરીતે બિરાજે છે શ્રી ગોકુલ માંહાં નિત્ય ॥ ઉત્પન્ન થયું કારણ કાજ નિમિત ।૫૭। માલા તિલક તણા દ્રોહી કલી રૂપ ॥ મોડ જ્ઞાતનો શ્રીપાત જે તે ચિદ્રુપ ।૫૮। પ્રથમ અવંતી નગરીમાંથી માંડયો કલેશ ॥ માલા તિકલને ટાલવા તણા ઉદ્દેસ ।૫૯। ઠોશ્નવસું ત્યાંહાં તેણે કરી તે ઉપાધી ॥ દેશાધીપતિસું મલીને અતિ સાધ્ય ।૬૦। જહાંગીરને કીધો વસ ક્ષુદ્ર મંત્રે ॥ માલા તિલકને ટાલવા તણે તે તંત્રે ।૬૧। ત્યાંથી આવ્યો મધુપુરીમાં તે આપ ॥ શ્રી ગોકુલપતી પાચોધાર્યા તે કને જુત પરીતાપ ।૬૨। માલા તિલક જોઇને પ્રજલ્યો તે પોતે ॥ પ્રભુજીસું કરી વારતા કપટ જોતે ।૬૩। વચ્ચે વચ્ચે વલી પાચોધારે તે કને નાથ ॥ કો સમે એકલા કો સમે બડભ્રાત સાથ ।૬૪।

પુછયા પ્રશ્ન કપટીએ કપટ ભર્યા ॥ દેઇ ઉતર સ્પષ્ટ ને માન ભંગ કર્યો ।૬૫।
આવ્યો ભુપતી જહાંગીર તે મધુપુરી માંહાં ॥ પ્રભુજી કરૂણા બલે જઇ મલ્યા તે ત્યાંહાં ।૬૬।
આશીર્વાદ દીધો ભુપને દરસન દાને ॥ ભુપ સનમાન કરી પોતે ભાગ્ય માને ।૬૭ તેડયા
મધુપુરીમાં ગોકુલ ધણી ॥ પછે પાયોધાર્યા પ્રભુજી તે ભણી ।૬૮। ત્યાં ગએ સમીપે ભુપે
મજકુર કીધો ॥ તેહનો ઉતર પ્રભુજીએ સ્પષ્ટ દીધો ।૬૯। ભુપ પછે કાશ્મીર ચાલ્યો તે
ત્યાંહાંથી ॥ જોગટાની ઉપાધી ત્યારે શ્રી પ્રભુજીએ અહીંથી ૧૭૦। પાયોધાર્યા કાશ્મીર દિગ-
વિજય કીધો ॥ ત્રીલોકમાં ધર્મ તણો જે જસ તે લીધો ૧૭૧। ધર્મ જાતો હતો રસાતલ
નાસી ॥ પ્રભુએ રાખી તે કીધો નવખંડ વાસી ૧૭૨। પ્રભુ પાયોધાર્યા ફરી શ્રીગોકુલ ગામ॥
સોરમ પધાર્યા તજી અહીંના ધામ ૧૭૩। કો દિવસ ત્યાંહાં રહીને આપ્યું સુખ ॥ ગંગા
તણું ત્યાંહાં વસીને ટાલ્યું દુઃખ ૧૭૪। ફરી પાયોધાર્યા શ્રી ગોકુલપતિ ॥ જસ પ્રગટયો
ચૌદ લોકે મુખ મુખ પ્રતિ ૧૭૫। એહ પ્રસંગ આગલ કહેવાસે વિસ્તારે ॥ અનુભવી કહેસે
એ તેહ ગાન ઉચ્ચારે ૧૭૬। મહેદ ભકત ગોપાલદાસભાઇ જેહ ॥ ને જાની જમુનાદાસ મલી
તેહ ૧૭૭ મલી લખ્યો છે માલા ઉદ્ધાર સાર ॥ તે તરંગ ચોથે કરી માંગલ્ય અગ્યાર ૧૭૮।
તે માંહે વૃતાંત તે વિગત કરી ॥ માલોધ્ધાર લીલા કહી છે સુજસ ભરી ૧૭૯।
જે કો પ્રભુની લીલા સુણસે ને ગાસે ॥ તેહનું કારજ પુષ્ટી માર્ગે થાસે ૧૮૦।
તેહને લાગસે તુચ્છ સ્વરૂપની પાખી ॥ શ્રી વલ્લભ સ્વરૂપને રહેસે તે હરદયમાં રાખી ।૮૧।
મહેદ ભકતના સ્વરૂપને જાણસે એહ ॥ મહેદ કૃપા થકી વલ્લભ નેહ ।૮૨। નિર્દોષ થઇ
થસે તે વલ્લભ દાન પાત્ર ॥ રસ વલ્લભ રસે તે તેહ ગાત્ર ।૮૩। મન ઇચ્છીત સહુ ફલ
પ્રાપ્ત થાસે ॥ વલ્લભ લીલા નીરખી તે લીલા ગાસે ।૮૪। બીજા સાધને એ રસ નહીં
પ્રાપ્ત ॥ કોટી જ્ઞાત ભણે નહીં સ્વરૂપ જ્ઞાપ્ત ।૮૫। કેવલ મહેદ કૃપા તણી એહને આસ ॥
જે નિઃસાધન દીનત્વે તેહ દાસ ।૮૬। નિર્દોષ બુધ્ધે રહે અષ્ટ જામ ॥ ઉરમાં રાખે જે પ્રભુ
લીલા ધામ ।૮૭ વીજાતી તણા સંગે અંગ ન રાખે ॥ ઉતમ સંગને નિરંતર તે
અભિલાખે ।૮૮। ને વલ્લભ રસ લીલાનો કરે પાઠ ॥ મહેદ ભગવદી તણા નામનો ઠાઠ ।૮૯।
સ્વરૂપ સબંધી વૈશ્નવને કરી જાણે શ્રેષ્ઠ ॥ પોતા થકી તે સહુ ઉર આણે વરેષ્ઠ ।૯૦।
સ્નેહની રીતે કરીને ચિત રાખે ॥ ને રહે નહીં કહીં વૈશ્નવ પાખે ।૯૧। એ ફલ સ્તુતિનો
કહેવાએ નહીં તે પાર ॥ શ્રી વલ્લભ રસ જસ ને મહેદ વિચાર ।૯૨। વલ્લભ લીલા જે
કો ચિતમાં ધરસે ॥ તેહને મોહનવર તે પોતે દાન કરસે ।૯૩। મહેદ ચરણ રજ અભિલાષે
નાગરદાસ ॥ મહેદ પ્રસન્નની રાખે મન એક આસ ।૯૪। મનોરથ પુરણ કરસે તે નિત પ્રતિ॥
ચરણે રાખી નિજ શ્રી ગોકુલપતી ।૩૯૫।

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ મહા અદભુત વિચિત્ર રસ તૃતીય તરંગનું
માંગલ્ય ૧૨મું સંપુર્ણ
તૃતીય તરંગ સમાપ્ત

# તૃતિય તરંગ

## દરેક માંગલ્યના પ્રસંગોનો ટુંક સાર

વિવરણ કર્તા :- રમણીકલાલ ઓધવજી સોનેચા

આ ગ્રંથમાં શ્રી ગોકુલેશજીની લીલાનું અવગાહન છે. શ્રી ગોકુલેશજી ગુજરાત પ્રવાસ પુરો કરીને ફરી શ્રી ગોકુલ વિ. સવંત ૧૬૪૭માં પધાર્યા ત્યાર પછીની લીલાનું ગાન આ ગ્રંથમાં મહેદોએ કર્યું છે. આ ગ્રંથમાં મુખ્ય તો ઠાકોરજીની ગ્રહસ્થાશ્રમ ધર્મની લીલાનું અવગાહન થયું છે. આના અનુસંધાનમાં "માલોધ્ધાર" ગ્રંથ પ્રગટ થયો છે. માલોધ્ધાર લીલાની શરૂઆત વિ. સવંત ૧૬૭૪ થી થાય છે. આમ આ ગ્રંથમાં ઠાકોરજીની ભુતલ પરની લગભગ ૨૭ વર્ષની લીલાના દર્શન થાય છે.

"પ્રાગટય સિધ્ધાંત" માં ૩૮ વર્ષની અને "ગુજરાત પ્રસંગ" માં ૧ વરસની લીલાનું આલેખન મહેદ વર્ય, જ્ઞાન શક્તિજી શ્રી ગોપાલદાસભાઇ કર્યું છે. આમ આ ગ્રંથમાં શ્રી ગોકુલનાથજીની ૪૦ વર્ષની વયથી છેટ ૬૭ વર્ષની વય સુધીની લીલા વર્ણવી છે.

આ ગ્રંથનું પહેલું માંગલ્ય ગોપાલદાસભાઇએ કર્યું છે. પરંતુ કોઇ કારણસર ગોપાલદાસભાઈ આ ગ્રંથ પુરો નથી કરી શક્યા તેથી ૨, ૩, ૪, અને ૫ માંગલ્ય શ્રી દેવજીભાઇ નામના ભગવદીએ ગાયા છે જ્યારે છઠા માંગલ્યના કર્તા શ્રી સુરજીભાઇ છે. અને બાકીના ૬ માંગલ્ય એટલે કે ૭, ૮, ૯, ૧૦, ૧૧ અને ૧૨ શ્રી ગોકુલેશજીના અનન્ય ભક્ત અને કાન્તા શક્તિનું સ્વરૂપ, ભરૂચ નિવાસી દાદાજીના પૌત્રે પોતાની વિધ્વતા પુર્ણ વાણીથી આલેખ્યા છે.

જો આપણને શ્રી ગોકુલેશજીના સ્વરૂપમાં રૂચી હોય અને ગ્રંથના કર્તા મહેદ ભગવદીઓની પ્રસન્નતા હોય તોજ આપણે આ ગ્રંથનો રસાસ્વાદ માણી શકીએ. એ સિવાય આ ગ્રંથને પાર પામવાનું બીજુ કોઇ સાધન નથી.

આ ગ્રંથમાં નીરૂપેલા પ્રસંગોનું સંક્ષેપમાં દરેક માંગલ્ય મુજબ વિવરણ કરવાની આપ સૌ વાચકોના ચરણમાં માથુ નમાવી હામ ભીડુ છું. આજ દિવસ સુધી આપ સૌનો ભરપુર પ્રેમ મને મળ્યો છે અને જે કાર્ય હાથમાં લીધા છે તે કાર્યો આપ સૌની કરૂણા દ્રષ્ટિથી સહેજ સુલભતાથી પાર પડયા છે તેમ આ કાર્ય પણ પુરૂ થશે તેવી આશા છે. વિવરણ લખી નાખવાથી કામ પાર પડયું ના કહેવાય. તો કયારે કામ પુરૂ થયું કહેવાય? જ્યારે વાચકોને આ વિવરણ વાચતા રસાનુભવ થાય અને વાંચ્યા પછી સંતોષ થાય ત્યારેજ કામ પાર પડયું કહેવાય.

તો જે આ વિવરણ વાંચે તે પોતાનો અભિપ્રાય લખી મોકલે તેટલી વાચકોને મારી પ્રાર્થના છે.